# રાજાના મેહેલમાં!

બ. ન. કાબરાજી.





# રાજાના મેહેલમાં!

## એક વારતા.

(ઇંગ્રેજી ઉપરથી)

બનાવનાર

**બહુમનજી નવરોજજી કાબરાજી,**

"ફુરસદ" તથા "નવરાસ"ના અધીપતી; "દેલજંગ દલેર," "સિપાહઅચ્ચાની સજ્જની," "ધીરજનુ ધન," "પાકીજેહ પ્યાર," "ફરાંમર્ઝ," "કાચા કાનની ખરાબી," "જુગાર," "કાવલાની કાંહાંણી,"—ભાગ ૧ થી ૪, "સંસાર," "વફા પર જફા," "અંધારી રાત્રે મગ કાલા," "બેહેરા બેહેલાકાકા," "એક પથ્થરના પ્રતાંપ," "સુખલાજીનાં સંકટો," "ભુલો પડેલો બીમબાઇ," 'ગામરેની ગોરી," "સદગુણી શીરીનનાં સંકટો"—ભાગ ૧ થી ૪, "રસીક વારતા સંગ્રહ," "બોલી ગુલ," "કળજુગ," "ભુલનો ભોગ." "એક પરણેતરનો પ્યાર—પઇસા!" "તડકાંમાં એક વાદળી," 'બેદીલ કે બેવફા?" "કોણ સરસ-વાહરયાની વીલુ કે પટેલની પીલુ?" "વમળમાં કમળ," "દોરંગી દુન્યા," "બાગે બેહેસ્ત," "દીલસોઝ કે દીલબર?" "સંકટની સુલમાં ફસેલું ફુલ," "મીઠડી કે જુઠડી?" "નુરે નેકી," "પડતી પર પચાસ!" "બાઇ કે કસાઇ," "ઓરત," ઇત્યાદીના કરતા.

---

૧૯૧૯.

આ પુસ્તક ધી નવરંગ પ્રિન્ટીંગ પ્રેસ, નંબર ૭૫, બજાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં તેના માલેક મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે, અને મી૦ બહમનજી નવરોજજી કાબરાજીએ શેઠ મનચેરશાહ મેહેતાનાં ઘર, ફીયર રોડ, કોટ, મુંબાઇમાં પોતાને માટે પ્રગટ કર્યું છે.

# અર્પણ.

માહરાં મહેરબાન અને કદરસનાસ ગ્રાહકો
અને વાંચનારાં હજારો,
કે જેઓ
ગુજરાતી સાહીત્યના સંબંધમાં હું જે અદના ફાલો
આપી શકયો છું તે આપવાને, છેલ્લાં ચાલીસ
વરસોનાં દરમ્યાનમાં, પોતાનાં પ્રમાણીક
ઉત્તેજનથી સદા મને સમર્થ
અને સરફરાજ કરતાં
રહયાં છે,
—તેઓને—
તેઓમાંથી આ આગમચ જેઓએ બેહેસ્તમુકામ પામી
સ્વર્ગમાં સેવટનો આરામ સોહાદ્યો છે તે
અજીઝોને મીનોઇમાં અંખડ શાંતી, અને
જેઓ હૈયાત છે તે મહેરબાનોને લાંબુ
આયુષ અને હર પ્રકારનું સુખ
ચાહતાં, આ નાહનું પુસ્તક
માહરાં સાચાં દીલનાં
હજારો હેસાંન સાથે
હું અર્પણ કરૂં છું.

રચનાર.

માર્ચ, સને ૧૯૧૯

"But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us, willing, from ourselves to see
Others more wretched-more undone than we?
This books can do : nor this alone; they give
New views to life, and teach us how to live;
They soothe the grieved-the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to Subjects what they show to Kings."

# દીબાચો.

બરાબર ચાર વરસના એક અસાધારણ મોટા ગાળા પછી માહરે હસ્તકની આ એક વારતા બાહેર પડે છે, પણ માહરે ખુશી માનવાનું એટલા માટે છે કે દર વરસ એકાદ નૉવેલ સાથ શોકીન ગુજરાતી વાંચનારી આલમ સાથ મીલાકાત કરવાની માહરી મામુલી મોજ કાંઇ એ ચાર વરસોના લાંબા અરસા દરમ્યાન હું ખોઇ બેઠો નહીં હતો. ખરેખર તો માહરે હસાબે ને જોખમે એકાદ વારતા પ્રગટ કરવાની અત્રેના સાહસીક પગલી શર સાહેબોએ મને તકજ નથી આપી, કેમકે "ઢોંગસોંગ"વાલા કર-કરયા "નામદાર" હસ્તક ચાર અને કરાંણી બીરાદરો હસ્તક બે મળી એકંદમ માહરાં ૭ નૉવેલ્સ એ અરસામાં બાહેર પડેલાં જોવાને હું ભાગ્યશાળી થયો છું. એ મીસાલે એ માહરી મનમાની હમેશની "એવરેજ"થી અધીક થયું છે, અને તે માહરે ઘણું સંતોષ માનવા જેવું છે. જાલીમ ઝોહાક કયસરે પોતાના પલીદ લોભનાં પરીણામમાં આખી દુન્યામાં જે ઘણીએક તારાજી અને મોંઘવારી કરી મેળી તેમાં છાપાકળાએ પણ બહુજ ખમ્યું છે, અને એ આફતકારક સાલોમાં, તે છતાં, જુદી જુદી માહરી ૭ નૉવેલ્સ પ્રગટ થવા પામી શકી છે એ માહરે ઘણું ગણીમત જાણવાનું છે.

આ માહરી વારતા—"રાજાના મેહેલમાં!"—વાંચનારા વર્ગને જરૂર પસંદ પડવાની હમેશની ખાત્રી સાથેજ હું જાહેરમાં પેશ કરવાની રજા લઉં છું. એ અસલ એજ નામની એક જોરાવર ઇંગ્રેજી વારતાનું ભાશાંતર છે, અને તે એક જોરાવર કસોટીમાંથી, હમેશ મુજબ, આ આગમચ પસાર થઇ ચુકયું છે. એ વારતા માહરાં "નવરાસ"ની કટારોમાં દસ વરસની વાત પર ટુકડે ટુકડે મેં લખી અને પ્રગટ કરી હતી; ને શોકીન વાંચનારાંઓને તે એટલી બધી ગમી ગઇ હતી કે તે પુરી થવા આગમચ "નવરાસ"ની તમામ ફાઇલો ખપી ગઇ હતી, અને એવડાં ને ત્રેવડાં દામે તેની સેકંડહેન્ડ અને ફાટીતુટી ફાઇલો આજ સુધી વેચાતી રહી છે! એટલા માટે આ તેનાં નવીન સ્વરૂપમાં એ વારતા કોઇ પણ વાંચનારાંઓને જરા એ નાઉમેદ કરવાની નથી એ વાતની મને ખાત્રી છે. એ મેં અસલ ઇંગ્રેજી ઉપરથી તે અસલ સ્વરૂપમાંજ લખી છે. પણ વાંચતાં ફીક આવે એવું કંટાલાભરેલું કે તાહેલાંરૂપ તેમાં કશુંજ જોવાશે નહીં. એ મેં માહરીજ રૂપે, સેહેલ એબારતમાં ને સમજ પડતી કીસમે અસલ જેવાંજ જોમ ને જોસ સાથે રજુ કરી છે, અને તે પ્રયાસ નિષ્ફળ નિવડયો નથી એ માહરી ખુશહાલી છે. એમાં શૃંગાર, કરૂણા, હાસ્ય અને વિર એ બધા રસની એક મન-પસંદ મેલાવત છે, અને તે તેને લગતી ચાનક અને નસીહતમાં કદમોકદમ એવી

ભરપુર છે કે પ્રમાણીક અને પ્રબળ લોકમત એને માટે પણ, આ આગમચ પ્રગટ થઇ ચુકેલાં માહરાં દજનો બંધ પુસ્તકોના સંબંધમાં થયું છે તેમ, સર્વદા સારૂં બોલતું થશે ને સારૂંજ બોલતું રેહશે એમ માનવાને હું કીંચીત માત્ર પણ સંદેહ કરતો નથી.

આ ચોપડી પ્રગટ થવા પેહલાં માહરી સાદી લખાવતના જવાબમાં જે મેહેરબાન ગ્રાહકોએ તાબરતોબ પોતાનાં મુબારક નામ મોકલી આપવાનું મને માન આપ્યું છે તે સાહેબોનો, તેઓની તરફનાં એ માયાકુળ ઉત્તેજન માટે, હું ઘણો આભારી થયો છું. વળી હું તે વેપારી સદ ગ્રહસ્થોનો પણ ખાસ કરીને આભારી છું કે જેઓએ માહરી તરફની અકેક સાદી લખાવતની ઇજ્જત કરી પોતાની જાહેરખબરોનું મને માન આપ્યું છે.

એ જાહેરખબરો થોડી છે, પણ એ ગ્રહસ્થો માહરા કાયમના મેહેરબાનો છે અને વારતાની મોજ ભોગવ્યા પછી ચોપડી બાજુએ મેળી દેવા આગમચ એમની તરફનાં એ ગણત્રીના થોડાક સફાઓમાં કરેલી સેહેલ અરસપરસના ચાહવા જોગ લાભનીજ પુરવાર થશે એવું માહરૂં માનવું છે.

છેલ્લે વધારાની એક વિનંતીઃ માહરી આંખોની કમતાકાતની દીન પ્રતિદીન વધતી આવતી કમનસીબીનાં કારણથી આ વારતાના પ્રુફસ મે પોતે મુતલગ જોયા નથી, અને ઘરમાં નવીન હાથોનેજ એ કારજ મેં સપુર્દ કરેલું હોવાથી બનવા અને માનવા જોગ છે કે આ પુસ્તક આ આગમચ છપાએલી માહરી અનેક વારતાઓનાં પુસ્તકો જેટલો, છપાઇની શુદ્ધતામાં, સમજદાર વાંચનારાં સજ્જનોને કદાપી સંતોષ આપશે નહીં. એટલા માટે, એમ જો હોએ તો, માહરી મુસ્કેલીની કદર કરી સજ્જન વાંચનારો વર્ગ તે લઇ ચલાવશે, અને મને તે માટે મોટાં દીલથી દરગુઝર કરવામાં આવશે એવી માહરે ઉમીદ રાખવાની છે.

ફ્રીઅર રોડઃ—કોટ,<br>
માર્ચ, સને ૧૯૧૯.

બ. ન. કાબરાજી.

જાહેર ખબર.

# પ્રજા વિશવાશ પામેલો એક ઉમદા સ્ટુડીયો!

તીક્ષણુ હુરીફાઇ છતાં અમારે ત્યાં ઘરાકોનો રોજબરોજ ચાલુ વધારો જોવામાં આવે છે એ અતીશય ઉમદા કામ ઘણા કીફાયત ભાવે કરી આપવાની સાબેતી છે. દરેક ઘરાકને સંતોશ આપવો એ અમારી ફતેહની ચાવી છે, અને સંતોશ પામેલું ઘરાક એજ અમારી મોટી જાહેર ખબર છે. એક વાર સીટીંગ આપવા વીનતી છે.

## એક્ષલશીયર સ્ટુડીઓ.

ઠે૦—પ્રાગ મહાલની સાંમે,

કાલબાદેવી રોડ, **મુંબઇ.**

## જાહેર ખબર.



# શાદી રામસની!!

મુંબઇમાં એકજ ખાતરીપુર્વક મથક છે, કે જ્યાંથી તમુને લગનસરાને બરની જરમન સીલવરની તેમજ રૂપાંની દરેક ચીજ-જેવી કે ગોલાબાશ, પીગાણી, માછલી, પાનબીરાં, ટ્રે, ખુમચા, ખુમચી, તામરી, હાંડા, ચંમુલા, પસ વગેરે તૈયાર મળશે.

હમારૂં પહેલાં નંબરનું જરમન સીલવર હમેંશા ચાંદી જેવું સફેદ રહે છે તેની હમો ગેરંટી આપ્યે છીયે.

દરેક ચીજ ભાવમાં કીફાયત તથા ખાતરીપુર્વક રીતે આપીશું.

**નવરોજજી ન. શરાફની કું.**

૩૫૮, ૩૬૦ બજારગેટ સ્ટ્રીટને નાકે, કોટ-મુંબઇ.

---

## આવે પેહલ્લો
## ખાએ વેહલ્લો!!

જો મોહમાં સવાદ રહી જાએ એવી સ્વીતસ ખાવી હોય તો તરત મંગાવો.

# ડી. રાઈટર એન્ડ કું૦ ની

રાસબરી, લેમન, રોઝ, મીક્સદ, દેતસ, પાઇનેપલ, જીમપેદ દારતસ લેમન બોલસ એસીદ બોલસ, રાઇફલ શોતસ, બતર નનસ,-એકસ્ત્રા સ્રોંગ, કફ લોઝેનજીસ વીગેરે ૭ રતલી તીનો યા નાની બાટલીઓ બનાવનાર.

# ડો૦ ડી. રાઈટર કું૦

"ટીકલી" બ્રાન્ડ, કુઇનાન, કાસકેટા, જોલાબ; તોનીક વીગેરે તેબ્લેતસ બનાવનારા—

ઠે૦ આરણ લેન-કોરનર આંટરોડ, મુંબઈ નં. ૭.

# રાજાના મેહેલમાં!

## ઇંગ્રેજી—સ્પૅનીશ સંસારની એક રાજકિય વારતા.

### પ્રકરણ ૧.

"રાજાના મેહેલમાં!"

"રાજાના મેહેલમાં" એ આપણી આ મોટી વારતાનું ન્હાનું નામ છે, અને તે છતાં તાજુબ એ છે કે જે બનાવો એમાં બ્યાન કરવામાં આવ્યા છે તે બધા ખરેખર તો એક રાજાના મેહેલમાં ફકત એકજ રાતનાં દરમ્યાનમાં ઉપરાસાપરી બની ગયલા બનાવોનું એક દીલપઝીર—દીલ ઉસ્કેરનારૂં દાસ્તાન છે!

સ્પેનના રાજા બીજા ફીલીપ (ફીલીપ ધી સેકંડ) ના વખતની આ એક વારતા છે. એ વખતે એ મોટા રાજાની રાજધાનીશેહેર મેડરીડ હતું, અને તે રાજધાની શેહરના એક અસલવારેના મુરીશ મેહેલને લગતા એક ઓરડામાં હાલમાં આપણે બે બેહેનોને બેઠેલી જોઇએ છીએ. તે એક ઘણી ઉંચી બાંધણીની ઇમારતનો, મોટી ઉંચી ઉભરણીવાલો, લાંબો અને સાંકડો ઓરડો હતો.

નવેંબર મહિનાની તે એક ઠંડી સ્હાંજ હતી. અને સહવારથી તે દિવસે ઝરમર ઝરમર વરસાદ વરસતો રહેલો બપોર પછીજ બંધ થયલો હોવાને લીધે હાલમાં જરા જ્યાદા ખુશનુમા દેખાતું હતું.

તે ઓરડો કાંઇ ઘણો આરાસ્તા સણગારેલો નહિ હતો. ઉંચી પીઠની અસલી ઢપની ખુરસીઓ અને અસલી તોરની ટેબલો, વાઝીઝ વિગેરે ત્યાં જે કાંઇ હતું તે બધું અસલવારેનાં ફરનીચરનીજ ગુવાહી આપતું હતું.

તે છોકરીઓ વચમાંની ટેબલ આગળ સામસામી બેઠેલી હતી. એકના હાથમાં એક લાંબું પીછદાર કવિલપૅન હતું, અને ઝીણા સુંદર હરફે લખેલાં કેટલાંક કાગળ્યાં તેની સમક્ષ પડેલાં હતાં, જે તેણી ઘણુંજ ધ્યાનથી વાંચતી અને ઠેકાણે ઠેકાણે થોભી જઇને, વળી, કાંઇને કાંઈ સુધારતી બેઠી હતી. કેડે કેડે વાંચતાં તે જરા સ્હેજ મલકાઇને હસતી, પણ જરા વારમાં તે હસવું નાબુદ થઇ જતું, અને જાણે બધો પોતાનો આખ્ખો જીવ જાન તે કાગળ્યાંઓમાંજ ભરી મેલ્યો હોય તેમ તે ઘણુંજ ઉંડાં ધ્યાનનાં એકાગ્રપણે પાછું વાંચતી હતી.

તે ઘણીજ સુંદર હતી. તે એક ખરી જોવાજોગ સ્પૅનીયર્ડ સુંદરના હતી. તેણીની કાળી મોટી આંખ્યોમાંજ પુરતી ચતુરાઇ વચાતી હતી. તે પોતે પતલી, સીધી અને ઉંચી હતી, ને તેણીની ઉંચી ગોરી ગરદન તે મોહકતાને વિશેષ સુંદર દેખાડતી હતી. તે મલકાઇને હસતી તેટલોજ વખત તેણીના ચેહરા પર છાંઈ રહેલી ગંભીર ઉદાસી દુર થયલી દેખાતી, કે જ્યારે ખરેખર તો કાંઈ ઉંડી ઉદાસી ને શોકાતુર લાગણીઓ તેનાં દીલમાં ઘર ઘાલી બેસી ગઇ હોય તેવો તે એક ગમગીન નહિ તો ખરેખરો ગંભીર ચેહેરો હતો. એમ છતાં દીલાગીરી, હીંમત, સચ્ચાઇ અને એવા એક ખરી દીલેર સ્પૅનીયર્ડ છોકરીને છાજતા જે સદગુણો તે સદગુણોથી તે રૂપસુંદરી કોઇ રવેસે ખાલી ન હતી એમ એક નડાકે ને એક નજરે જોઇ અને કહી શકાતું હતું.

તે સંપુર્ણ સ્ત્રીવેશમાં આવી ચુકેલી એક છોકરી—બલ્કે અબળા હતી. તે બાવીસ વરસની ઉમ્મરની હદ કુદાવી ગઇ હતી, અને તોપણ એક ન્હાની છોકરીનીજ નિર્દોશતા ને સુંદરતા તેનામાં હજી કાયમ સચવાઇ રહેલી નજરે આવતી હતી!

અને ત્યારે તે સુંદર ચેહરા પર જે ગમીનો ઘેરો ઘર ઘાલી બેસી ગયલો નજરે આવતો હતો તેનો ભેદ શો હતો? શું તેણીને પોતાનાં ઘરનું કાંઇ દુઃખ હતું? શું તેણીને પોતાની કાંઇ તબીએતનો સંતાપ હતો? કોઇ નહિ—કશુંજ નહિ. તે ભેદ ફકત છુપો પણ બુલંદ તેટલોજ પાકીજેહ તેણીનો પ્યાર હતો!

મરાયા તેણીનું મીઠું નામ હતું.—મરાયા મેનડોઝા. ઘણીજ બળવાન દીલાગીરી ને ઘણુંજ પ્રમાણીક હેતથી ચાહી જાણનારી તે એક નોજુવાન સકુમારી નાજનીન હતી. સાચ્ચા પ્યારના માર્ગમાં મુસ્કેલીઓ હોય એ તે પોતે જાણતી અને માનતી હતી, પણ તેમાં નામોશી ને નાઉમેદી આમેજ

હોય એ વાતનો સ્વિકાર કરવા તે હીંમતથી હમેશ ના કેહતી હતી.

અને તેણીએ જેને પોતાનો વિશ્વાસ અને પ્યાર એ પ્રમાણે આંખે પાટા બાંધીને સપુર્દ કર્યો હતો તે પોતે કોણ હતો ને કેવો હતો? શું તે બેવફા થશે અથવા તેને કદી બી ભુલી જશે એવી કાંઇ તેણીને ફીકરો હતી?

લેશ નહિ. તે તો એક પેહલવાંન હતો—લાખમાં એક મળે એટલી હદ સુધીનો તે નેક હતો. પેહલવાંન તેણીની ચાહતભરી આંખમાંજ નહિ, પેહલવાન ફકત નામમાંજ નહિ, પણ કામમાં વટીક તે એક શુરો સિપેહ-સાલાર—એક ખરેખરો મર્દાનેમર્દ અને પેહલવાંન હતો.

તેણીએ તેને પોતાના તમામ જાન સમરપ્યા હતા. તેણીને જો હજારો જાન હતે તો તે બધા હજારો જાનની તેટલીજ બળવાન ફીદાગીરી સમેત બી તે એ વાહલા જવાંનને ચાહી શકતે એવો તેણીનો તેના માટેનો પ્રૌઢ પ્યાર હતો.

તે એક નરેશેર સિપેહસાલાર હતો, અને વળતા જવાબમાં તે પણ તેટલીજ ઉંડી ફીદાગીરીનાં વહાલથી તેણીને ચાહનાર હતો. તેનું નામ ડૉન જૉન હતુ, અને તે હાલના રાજા બીજા ફીલીપનો સાવકો ભાઇ થતો હતો. તેણે ઘણીક લડાઇઓ મારી હતી. દરયાની ને ખુશકીની અનેક જેહ-મતભરી લડાઇઓમાં તેણે અત્યારે સુધીમાં મોટી ઝલેહવંત કીર્તિની જીત મેળવી હતી. તેણે ગ્રૅનેડાનો મુલક મુર લોકોના હાંથમાંથી તરતનોજ પાછો મેળવીને પોતાની સદકિર્તીનો કોટ સ્પૅનીશ તવારીખમાં એકદમ ઓસ્તવાર બનાવી દીધા હતો.

તે હાલમાં પણ લડાઈ પરજ ગયલો હતો. સ્પૅનીશ રાજઅમલ સાંમે મોરીસકો લોકોએ નાફરમાનીનું સર ઉંચકી મોટું બંડ મચાવ્યું હતું તે બળવો બેસાડી દેવા તેને મૅડરીડથી ખાસ જવું પડયું હતું, તે તેજ વખતે છેલ્લો મીઠી મરાયાને મળ્યો હતો. તે છેલ્લા જુન માસમાં ગયો હતો, અને હાલમાં, આપણે ઉપર વાંચી આવ્યાં તેમ, નવેમ્બર મહિનો ચાલતો હતો.

તેઓ રાજાના મેહેલને લગતી એક એકાંત અગાસીમાં મળ્યાં હતાં. તેઓ અવાર-નવાર ત્યાંજ મળતાં હતાં. તે ઘોડેસ્વાર થઇને પોતાનાં લશકર સાથ ઉપડી ગયલો તેની એક કલાક આગમચ તે બંને પ્યારાંઓ તે મોટી અગાસીનાં એકાંતમાં મળ્યાં હતાં. ત્યાં ગુલાબનાં ઘણાં ઉંચાં ઝાડો હતાં.

માટીનાં કુંડાઓમાં કોઇ મુરીશ અબળાઓએ આગળ તે રોપેલાં હતાં, જે હાલમાં ઘણાં મોટા અને ઉંચાં થઇ ચોપાસમાં બહેકાત અને મઘમઘાત ફેલાવી રહલાં વધી ગયાં હતાં; અને પોતાની બંને આંખે આંધળી ઉધરેલી ગરીબ બીચારી નાધલી બેહનને એ અગાસીપર ફેરવવા લઈ જવાને મસે તે ત્યાં જતી અને જવાન ડૉન જૅનને મળતી હતી.

તે આંધળી બેહન આઇનૅઝ જે સુંદર મરાયાથી ફક્ત બેજ વરસ ન્હાની હતી તે તેની એ વડી બેહેન મરાયાનો એ સઘળો ભેદ જાણતી હતી, અને પોતાની વ્હાલી બેહેનના પ્યારમાં ઘણી મદદ કરવાવાલી હતી. તે બિચારી બચગીથીજ આંધળી હતી. રોશનીનો પ્રકાશ કેવો થાય તે એ હીણભાગ્ય છોકરીએ સમજની થવા કેડે કદી જાણ્યોજ નહી હતો. છેક બાળક ઉમ્મરે તેણીને ઝેરી તાવ આવ્યો હતો, કે જે જાલીમે તેનું આંખનું નુર સદાનું ઝુટવી લીધું હતું.

પોતાની જણેતી માને તો તે બંને છોકરીઓએ બચગીથીજ ખોહી દીધી હતી, અને તેમનો પીતા પોતે રાજદરબારની નોકરીમાં લડાઇઓ વિગેરે પર જવું પડતું હોવાને લીધે ઘરમાંથી લાંબો વખત ગેરહાજર રહેતો ત્યારે એક નાકદર નર્સને આધારે તે બને છોકરીઓને રહેવું ને ઉધરવું પડતું હતું; અને તેથી તેમને એકમેકનો સહવાસ અને પડોસ અજબ જેવા હદ સુધી એકેક સાથે જોડી રાખવામાં મદદ થતો હતો—ને એટલા સુધી કે એ બેઉ બેહનો મોટી થવા પછીથી તે નર્સને રૂખસદ કરી તે બંને બેહનો એકલીજ ઘણી આસાની સાથે, પુરતા એખલાસ ને પ્યાર વચ્ચે, ત્યાં રહી શકી હતી.

આઇનેઝ પણ પોતાની સુંદરતાથી કોઇ રવેસે નાવાકેફ નહી હતી. ગરીબ બિચારી–તે જાણતી હતી કે આંખના અંધાપાનાં એક દારૂણ દુ:ખ સિવાય તેનાં ચહેરાપર બીજી એક બી એબ બી હતી નહિ. તે ચેહરો મીઠો અને મનહર હતો. તેના બાલ લાંબા અને કાળા હતા. ફક્ત કમાલ એબ એક તે એ બંને આંખનો જાલીમ અંધાપો હતો,

તે એક ઘણીજ તેજ લાગણીવાળી છોકરી હતી. ઘણુંજ જલ્દીથી દીલમાં ઓછું લાવી શકતી, અને ઘણી નજીવી વાતમાં એકદમ ફિકરેરાહ જઇ શકતી; કે જયારે ભલી મરાયા તેને ઘણીજ સાચવી લેતી, જેથી ઠંડા સ્વભાવમાં હોય ત્યારે આઇનેઝ એ વ્હાલી બેહનના એટલા બધા સંભાળભરયા પ્યારની ખરાં દીલથી ઘણીજ કદર કરતી.

આંધળાઓ ઘણાં શંકાશીલ થઇ શકે છે. કાંઇ બી ચીજ તેમને કહે-

વામાં આવે ત્યારે તે ખરાં દીલની છે કે નહિ તે જોઇ નહિ શકવાનાં પરીણામમાં તેઓ શકમંદ કીસમે ખરી વાત સમજવાનાં ફાંફાં મારે છે, અને તેજ પ્રમાણે આઇનેઝ પણ અનેક વાતમાં મરાયા સાથ વરતતી હતી. એમ છતાં મરાયા તેનાં પાહાડ જેવાં દુઃખનો ખ્યાલ રાખીને તેને દરેક વાતમાં ઘણુંજ મીઠાસથી મેળવી લેતી. દુન્યામાં આંખનાં રત્ન જેવું બીજું છેજ શું? ખુદાએ એ નુર સર્વથી આલા ને સર્વથી પહેલું પેદા કરેલું છે. અંધકાર તો દોજખ છે; અને એ બધા જોરાવર સબબોને લીધે દયાળુ દીલની મીઠી મરાયા પોતાની એ કમનસીબ બેહેનપર જોઇએ તે કરતાં પણ વધારે મોહબતથી ધ્યાન આપતી હતી

તેઓ તે સાંકડા, લાંબા ઓરડાની વચમાંની ટેબલપર સામસાંમી બેઠી હતી–એ બે બેહનો મરાયાં અને આઇનેઝ. મરાયા શું કરતી હતી તે જોકે આઇનેઝ જોઇ શકતી નહી હતી, તોબી તે સારી રવેસે જાણતી હતી. તે એક મોટો દસ્તાવેજ લખતાં મરાયાને ઘણા દહાડા લાગ્યા હતા. ડૉન જૉન મલે ત્યારે પેહલીજ ટુંક મીલાકાતમાં તેના હાથમાં સેરવી દેવાનો આ એક દસ્તાવેજ હતો. તેણીને પોતાને તક નહિ મળે તો આઇનેઝ મારફતે તે તેના હાથમાં સેરવાવી દેવાનો મરાયાનો એરાદો હતો. તે તેણીએ ટુકડે ટુકડે, જ્યારે બી વખત મળે ત્યારે બેસીને, લખીને આખો પુરો કરયો હતો, અને આજે ડૉન જૉન એક નામાંકીત લડાઈ મારીને ફ્‌તેહમંદ અને ફીરોજગર પાછો ફરનાર હતો તેજ દાહાડે તેણીએ એ દસ્તાવેજ પુરો કરેલો હાલમાં બેસીને તે પાછો વાંચતી અને તપાસી જતી હતી.

ડૉન જૉન આંધલી આઇનેઝપર ઘણો મહેરબાન હતો. તે આંધળી બહેન તે બે પ્યારાંઓનું કારજ સ્હેલ અને સિદ્ધ કરવા વાસ્તે એક હથયારરૂપ મદદ જેવી હતી, અને તેથી જેમ મરાયા તેમજ ડૉન જૉન પણ તેની ઘણી કદર કરતો. તે અનેક વખત માયાથી તેને હાથ આપતો, અને કોઈ અજાણી જગ્યામાં આઇનેઝ હોય ત્યારે તેને બાખુશી મદદનો હાથ આપીને તે તેણીને જ્યાં જવું હોય ત્યાં દોરી લઈ જતો.



# પ્રકરણ ૨.

મરાયા જવાંન ડૉન જૉનને આજ ને આજ સુધી મળવાની કશીજ ઉમેદ ધરાવતી હતી નહિ. પેલી મેહેલને લગતી અગાસી વરસાદના ચાલુ મારાથી એવી ઠંડી અને ભીનાસવાલી બનેલી હતી કે ત્યાં ફરવા જવાને મસે જવાનું આજે કોઈ રીસમે સલ્લાહકારક નહિ હતું. વળી તે પોતાના બાપથી પણ ઘણી બાહીની હતી. ઘરડો મેનડોઝા પોતે આ "પ્યારનાં ઘેલાંચેરાં"ની સખ્ત વિરૂધ હતો. નહિ કે તેને એવો એક જાંબાપેહલવાંન દામાદ નહિ ગમતો હતો; પણ તે એ લગનમાં સીર્ફ ખાના ખરાબી સિવાય બીજુ કાંઈજ જોઈ શકતો ન હતો. તે જાણુતો હતો કે સ્પેનના રાજાનો ભાઈ તેના જેવા એક ગરીબ સિપાહનો જમાઈ થવા પાંમે એ ઉમેદ કરવીજ સરયામ હેમાકાત હતી. એ ડૉન જૉનનાં લગન બાદશાહી રેવાજ મુજબ કોઈ બાદશાહી કુટુંબમાંજ થવાં જોઈએ, અને તેથી મેનડોઝા જાણતો હતો કે ઘડીભર ડૉન જૉન જોખમ કરીને મરાયાને પરણે બી ખરો, તો પણ જુલમગાર રાજા ફીલીપ બીજોજ દાહાડે તે લગન એક કાયદા ઘડીને રદબાતલ ઠરાવે, અને આયંદા બેહોરમતી અને બેઆબરૂ સિવાય બીજો કોઈ એ નેકાનો નતીજો મળનાર ન હતો! વળી તે પોતે રાજા ફીલીપનો અંગત ખાસ ખીદમતગાર અને હજુરયો હતો, તે રાજા પર મરવાજ માગે એટલી હદ સુધીનો સાચો અને વફાદાર હતો. રાજાના ખ્યાલની વિરૂદ્ધ એક ખ્યાલ કરવો અથવા એક વિચાર દીલમાં વમાસવો એ પણ તે નિર્નામાન ઘરડાને મનથી રાજ સાંમે એક ભયંકાર ફીતુર હતું. તે ઘણીજ સખ્ત તબેહનો, છેક અસલવારેનો. તદન જુના વિચારનો, મગરૂર એક સ્પૅનયર્ડ હતો, તે ખરેજ રાજભક્ત અને દેશભક્ત હતો. સ્પેન તેની મુરતી હતી, અને એ મુરતીનો તે મંગળમુરત પોતે એક બાવીક પુજારી હતો. એટલા વાસ્તે પોતાના ઓહ્દાને લગતી ફરજો બજાવવામાં પણ તે ઘણોજ કરડો અને સખ્ત હતો.

તે પોતાનાં બચ્ચાંઓપર પુરતો મેહરબાન હતો. તે મરાયા ને આઇનેઝને બંનેને ઘણાંજ વહાલથી ચાહતો હતો, પણ તોબી જાહેરમાં તે બધું એકદમ બતાવતો નહિ, અને ઘરમાં બી તે બરફ જેવા સફેદ બાલનો બુઢો, તેથી, કરડો અને સખ્તજ રેહતો. એથી પરીણામ એ થતું કે છોકરાંઓ તેનાથી રાત દહાડો ડરેલાં રેહતાં, અને તેને ચાહવા કરતાં પણ તેનો ધાક

વધારે કરતાં—તે એટલે સુધી કે તેને પેટે જે એકજ દીકરો રૉડરીગો નામે હતો તે તો એ જાતની સખ્તી માટે અનેક વખત કજ્યા કરતાં થાક્યો ત્યારે એક વખત એક ઘણો મોટો કજીયો કરીને પોતાના બાપથી અલગ નિકળી ગયો અને જુદો રહયો.

તે બી બાપ જેવોજ શુરો અને સાચો હતો; અને જ્યારે બાપ, ઉપર આપણે વાંચ્યું તેમ, રાજા ફીલીપનો એક અંગત હજુરીયો અને ખીદમતગાર હતો ત્યારે આ છોકરો રૉડરીગો વળી ડૉન જૉનની તેજ મુજબ સેવા ઉઠાવતો તેની ખીદમતમાં હતો. એટલા માટે ઘરડા મેનડોઝાને સ્વ-ભાવિક ભય થતો રહયો હતો કે રખેને તે છોકરો ડૉન જૉનને મરાયા વાસ્તેના તેના પ્યારમાં મદદ કરે, અને એ લગન નક્કી કરી આપે; પણ તે તેની મોટી ભુલ હતી. રૉડરીગો એ બાબદમાં તો બીજો બાપજ હતો. તેનાં બી અનુમાન બધાં હુબહુ એજ ક્લાસમનાં હતાં, અને એ લગન થવે નાહકની નામુનાસેબી અને નામોશી ઉઠાવવાની વધારે હતી એમજ તે જવાનનું પોતાનું પણ પ્રમાણીકપણે મનથી માનવું હતું.

એ મુજબ ગરીબ મરાયાને તો પોતાના પ્રમાણીક પ્યારના સંબંધમાં તેથી, બાપ અને ભાઇ એ બેઉનો ડર કરવો પડતો હતો! તે ડોસાએ ડૉન જૉનનો વિચાર વટીક કરવાને વાસ્તે અથવા એકાંતમાં તે જોદ્ધાને કદી બી મળવા કે મળીને તેનાસે એ વાત વટીક કરવા મરાયાને સખ્તમાંસખ્ત મના ફરમાવેલી હતી, અને એ રીતે તે ઘરમાં ધુરકાધુરકી જોઇએ તે કરતાં ઘણી જ્યાદા થઇ પડી હતી. મૅનડોઝા ને રૉડરીગો વચ્ચે કુસંપ હતો, અને તે બેહનો ત્યારે એકસંપ અને એકમત થઇને કુસંપથી નહિ પણ ફીકરથી પોતાના બાપ અને ભાઇ એ બંનેની વિરૂદ્ધ થઇ ગયલી હતી.

અને હાલમાં—આપણે ઉપર વાંચી આવ્યાં તેમ—તે બંન્ને બેહનો ટેબલ આગળ તે લાંબો દસ્તાવેજ વાંચતી બેઠી હતી; તેવામાં વરસાદ પાછો જારી થયો, અને બારીના કાચપર ટરટર તાસા વાગવા લાગ્યા. તે કાચ અસલી, ભારી ને રંગીન હતા—એવા કે તે કાચની બંધ બારીઓ માંથી બાહેરના રસ્તા પરનું કશું ખુલ્લુ જોઇ બી શકાતું ન હતું, અને આઇનેઝ તે વરસાદનો અવાજ સાંભળતી, પોતાનો ફીકકો ચેહરો પોતાના હાથની હથેલીમાં ટેકવી, ટેબલ આગળ કશાં બી હીલચાલ કર્યા વના ચુપ-ચુપ બેઠેલી હતી.

મરાયા પાનાં ફેરવી જતી વાંચતી હતી. તે પાનાં ફેરવવાનો સંસારો માત્ર તેને કાને આવતો હતો, અને અવારનવાર ફિકરપંથી પોતાનાં લખે-

લામાં તે ફેરફાર અને સુધારો કરતી હતી તે વખતે ચરચર તે કાગળ ઉપર ફિવલપૅન ચાલવાનો સાદ તે આંધળી છોકરીને સંભળાતો હતો. તેની સાંભળવાની શકિત અતીઘણી તેજ હતી. ખુદા એક શકિતની લુટની ખુટ બીજી શકિતમાં હંમેશ ઘણાં દુલ્લાં દીલથી વાલી આપી જાણે છે.

એકાએક આઇનેઝે એવામાં એક ન્હાને નીસાસો નાંખ્યો, અને મરાયાએ પોતાનાં કાગળ્યાંઓમાંથી માથું ઉંચકી એકદમ ચમકીને તેના ભણી જોયું.

"શું છે, આઇનેઝ?" તેણીએ પુછ્યું; "તુંને કંઈ જોઇએછ, વ્હાલી?"

"તેં પુરૂં કીધું કે નહિ?"

તેણીના અવાજમાં તેણીએ એ પુછ્યું ત્યારે મરાયાએ જોયું કે સુસ્તી હતી. તે બેસતાં બેસતાં થાકીને કંટાળી ગઇ હોય તેમ તે અવાજ મીઠો તોપણ ધીમો હતો. તે કાંઇ છીટું શોધવા માંગતી હોયની તેમ તેણીએ પોતાનો એ સવાલ જરા ચીરડાઉ ઢપે રજુ કર્યો હતો.

"હા, ડીયર; હું લગભગ પુરૂં કરી રેહીછ," મરાયાએ મોહબતથી જવાબ કર્યો. "હવે ફકત અરધુંજ પાનું પાછું વાંચી જવાનું બાકી રહેલું છે."

"પણ પાછું ને પાછું શાંની વાંચ્યા કરતી હોશે?" આઇનેઝે પ્રગટ કંટાળાથી પુછ્યું: "તેં લખ્યું ત્યારે ત્હારા જે વિચારો હતા તે એટલા જલદી વળી ફરી શું ગયા જે તેમાં એમ સુધારા કરવા પડે?"

"મારો જીવજ ધરાતો નથી," મરાયાએ હસીને જવાબ કર્યો; "આખી દુન્યાના બોલો એમાં ગોઠવી દેઉં તોબી મારાં દીલમાં જે દરયા ઉભાયછ તેનો પુરતો ખ્યાલ હુ એ વાહલાને આપીજ નહિ શકું એમ મને લાગેછ. કદાચ એ વાંચીને તે હસસે બી! તું શું ધારેચ—એ કાગળ તેને આપ્યે કે અખાડાજ કર્યે? કદાચ મને બેવકુફ કે બચ્ચાંસહી તો નહિ ધારે?"

"હું કેમ કેહી શકું?" આઇનેઝે તકરાર ઉઠાવી; "તેં તેને શું લખ્યુંછ તે મને વાંચી સંભળાવ્યુંછ થોડું જે તેની વાત?"

"મેં તેને લખ્યુંછ તેનો સાર ફકત એટલોજ છે, ડીઅર, કે આખી દુન્યામાં કોઇ બી ઓરત કોઇ બી મરદને કદી બી ચાહી નહિ શકે તેટલી બધી ઉંડી ફીદાગીરીથી હું તેને ચાહતાં શીખીચ," મરાયાએ કહ્યું;—અને તે જ્યારે એમ બોલતી હતી ત્યારે તેનાં આખાં તનબદનમાં તે વાતની ખરાં દીલની ઉશ્કેરણી ને લાગણીનો એક ઠરરાત થતો રહયો હોય એવી તેના અવાજમાં હરફેહરફ મોહબત સંભળાતી હતી!

એ પછી તે થોડોક વાર ચુપ થઇ, ને તેની નજરેઆગાર પડેલાં તે લખેલાં કાગળો તરફ, વાંચ્યા વગર, તેણીએ વગર અર્થનું એકી ટગરે ટીકયા કીધું. આઇનેઝ પણ બીજું કશું બોલ્યા વગર એ સઘળો વખત ચુપજ રહી.

"મેં લખીને એ વ્હાલાને ખાત્રી આપીચ," જરા વારે મરાયાએ વળી પાછું અરધું મોટે–અરધું મનસે કહયું, "કે હું તુંને ચાહુંછ, અને ગમે તે ગુજરે પણ આ તનમાં આખર થતા દમની હવા તમામ ઉડી જતાં સુધી હું તુંને અને તુંનેજ સદા ચાહવાની. હું ત્હારેજ વાસ્તે જીવવાની ને ત્હારેજ વાસ્તે મરવાની!"

"એટલું બધું?" આઇનેઝે લગાર ટણકાથી પુછયું. "એ બધું ફરી ફરીને એને કેહવામાં તુંને મહજાજ શું મલેછ? તેં શું એ બધું અત્યાર સુધીમાં તેને કહયું નથી? તે શું એ બધું જાણુતો નથી? શું ખુદ પોતાના પ્યાર બાબે તુંને એજ બધી મકસદની અત્યાર સુધીમાં તે ખાત્રી આપી ચુકયો નથી?"

"તું નહિ સમજે, આઇનેઝ વ્હાલી, તું એમાં નહિ સમજે!" મરાયાએ ઘણી મોજથી કહયું—અને તેણીનાં એમ બોલવામાં આખી દુન્યાની ઉલટ અને ખુશાલી ભરી મેલેલી હતી! ખરેખર, આઇનેઝના સુસ્ત અવાજને મુકાબ્લે એક ચળકતાં તડકાંવાલા દિવસ ને એક વાદળનાં ઘેરનઘારણવાલા દિવસ જેટલોજ તેમાં તફાવત સંભળાતો હતો!

"હવે પણ આજે સ્હાંજે તો મળવાનુંજ છે કેની?" આઇનેઝે કાંઇક અધીરાઇથી કહયું; "ત્યારે જે કેહવું બોલવું હોય તે કહવા બોલ્યા કરજે."—અને પછી જરા વગી થોભીને.—"ત્હારૂં એ લખેલું કાગળ તું માહરી પાસે અપાવાની હતી તેજ વિચાર પછી હજી બી રાખ્યોછ કે?"

"હું કંઇ કેહી શકતી નથી, આઇનેઝ," તે એહેને જવાબ આપ્યો. "મામલો કેમ છે ને કેવો છે તે જોઇ તપાસીનેજ આપુને કામ લેવાનું છે. તે મને એકાંતમાં મલેછ કે નહિ ને કેટલો વખત મલેછ તે હું અત્યારથીજ બધું કેમ કહી શકું?"

"તું તેને આપણી બારીની નિચેથી પસાર થઇ જતો જોઇ શકશે," આઇનેઝે ઉલટમંદ કહયું, અને તરત વધારયું, "ઓ સાંભળ! મને ઘોડાઓનાં પગલાં સમજાયછ. મને લાગેછ કે લસ્કર તેનાં માનમાં સફ સમારીને ઉભું રાખવાની બધી તૈયારીઓ નિચે ચાલુ થઇ ચુકીછ."

'હું જે જોવશ તે બધું તુંને કહેતી રહેવશ," મરાયાએ ધીરજ આપી; "તું જાંણે કે પોતેજ બધું જોતી હોયની તેમ!"

"જાણે કે?" આઇનેઝે પોતાનું કમતાલે યાદ કરીને ગમખાર તુચ્છકારથી કહયું. "બળી મારી જીંદગી! મને મ્હારી એ જલેલી જીંદગી શું ખપની છે? તું કહેશે તેટલુંજ હું જાણુશ; હું થોડું જોઇ શકવાની છેઉં જે તેની વાત?"

હયાં આઇનેઝ ઉઠી અને બારી આગળ ગઇ. તે ઓરડો તેને પગે તદન આવી રહયો હતો. તે આંખે જોઇને ફરહર કરતી હોય તેટલી બધી સવ-ળતા સાથેજ પોતાનાં મકાનને લગતા બધા ઓરડાઓમાં તે આસાની સાથે એકલી એમ ફરહર કરી શકતી હતી. મરાયા ઉઠીને તેની પુઠે ગઇ.

"શું છે, આઇનેઝ ડીઅર, તું કંઇ નારાજ છે? તુંને કંઇ ગુસ્સે થવાનું કારણ મળ્યુંછ?" તેણીએ કાળજીભેર પુછ્યું.

"કંઇજ નહિ," આંધળી આઇનેઝે જવાબ કરયો; "મ્હારૂં મન જરા ખાતું થઇ ગયુંચ."

"શાએ?"

"હું વિચાર કરૂંછ, મરાયા ડીયર, કે જ્યારે તું પરણીને સાસરે જશે ત્યારે મારૂં શું થશે ને માહરી સંભાળ કોણ લેશે," આઇનેઝે બળાપાથી કહયું. "પપા જરૂર મને જોગનશાળામાં મોકલી દેશે, કેમકે માહરી પર નેગાહ રાખનારૂં ને માહરી સંભાળ લેનારૂં અત્રે તે પછી કોઇજ રહેનાર નથી!"

મરાયાનો મુખડો ફકત એ એક ઉમેદની યાદ થતાં ઓશક અને ખુશી બરપા થવાથી એક તાજા ખીલતા ગોલાબ જેવો લાલ થયો.

"તું કંઇજ ફીકર ના કર," મરાયાએ તેની કમ્મર આસપાસ પોતાનો હાથ હેતથી વીંટાલીને તેને ધીરજ આપતાં કહયું; "હું આજે ને કાલે કંઇ પરણી જવાનીજ નથી, અને પરણી ગઇ તોબી હું તુને એકલી તો મુકવાનીજ નથી."

એવામાં નિચે રસ્તાઓપર લસ્કરની ગોઠવણો ચાલુ થઇ, અને ટ્રૉટ કરતા ઘોડાઓનાં પગલાં અને તે ઘોડેસ્વારોની કમ્મરે બાંધેલી તલવારોના ખણખણાટથી ઘરડા મેન્ડોઝોની બારીની નીચેનો લત્તો જોતાજોતામાં હળમળી રહયો. કોઇ અમલદાર મોટા જાડા દમામદાર અવાજે હુકમ આપવાની બાંગો મારતો રસ્તાની વચમાં ઉભો હતો.

"કઇ દેખાયછ કે?" આઇનેઝે ધીમે સહાદે જરા વારે પુછ્યું; "મને તો દુરથી બ્યુગલો વાગતાં આવતાં હોય એવો બી સાદ આવેછ જો?"

"તે તો કઇ હજી મને સંભળાતું નથી, પણ રસ્તાપરનું થોડું થોડું ઝાખું દેખાયછ," મરાયાએ જવાબ દીધો; "આ કફોડા રંગીન કાચને લીધે કંઈ બરાબર જોઇ શકાતું નથી."

"પણ ત્યારે બારી ઉંઘાડી નાખની ?"

"નહી, તે પપાને નહી ગમશે; અને પપા બી અહીં કેથે એટલાંમાંજ હોશે," મરાયાએ ફીકર બતાવી. "તેવણ તરત સમજી જશે કે આપણે ખરેખર વહાલા જૉનની વાટ જોવાજ બારી આગળ આવી ઉભાંછ."

"જો સાંભળ—જરા ધ્યાન કરીને સાભળ!" આંઇનેઝે વળી પાછો એકદમ જોરથી મરાયાનો હાથ પકડી લેતાં ઉલ્લટમંદ કહયું; "હવે બી તુને બયુગલોનો દુરથી આવતો અવાજ સંભળાયછ કે નહિ? જરૂર તે આવી લાગેલો હોવો જોઇએ!"

મરાયાએ દમ ઉંચો રાખીને તે દુરથી આવતો અવાજ શ્રવણ કરવા પ્રયત્ન કર્યો. એમ છતાં તેણીને ખુલ્લું સંભળાયું નહિ. તેની સાંભળવાની શકિત આંધળી આઇનેઝના જેવી તેજ ન હતી.

## પ્રકરણ ૩.

"ઉંઘાડી નાખ, બારી ઉંઘાડી નાખ," આઇનેઝે વળી પાછું દબાણ કર્યું; અને હવે તે વાહલા દીલેરનો મર્દાનગીભરેલો મુખડો એક નજરે જોઈ લેવાનો મૌકો છેક લગોલગ નજદીકમાં આવેલો હોવાથી સુંદર મરાયા પણ પોતાની લાલચ ને ધીરજ રોકી શકી નહિ, અને પોતાના બાપની ખફગી ખેંચી લેવાના ભોગે વટીક એક ઝટકે તે મોટી બારી પોતાના ધ્રુજતા હાથો વડે તે મહાબુએ બીજીજ પલે ઉંઘાડી નાંખી, અને ત્યારે વાજાંઓના સરોદો ઉપર તે જશવંત જોધ્ધો એક મોટી જીત હાથ કરીને એક રાજાનાજ દબદબાથી શહેરમાં દાખલ થતો હતો એમ માનવાને હવે મરાયાને પણ કશોજ સંદેહ રહયો નહિ. બયુગલોના નાદ અને બેન્ડોના સરોદોથી આખાં મેદરીડ પાયતખ્તની ધરા જાણે ધ્રુજી રહી, અને વાજતે ગાજતે હજારો લોકોના હર્ષનાદ વચ્ચે તે અજીત જોધ્ધો શહેરમાં દાખલ થતો હતો તે બાએ હરખથી ધ્રુજતી છાતી વચ્ચે સુંદર મરાયાની હવે સંપુર્ણ ખાત્રી થઇ.

તે મોહક મુખડો હદપાર ખુશીમાં એ વખતે ઝળકી રહયો. તેના કાન જાણે તે આમદ પુકારતો હર્ષનાદ ઘુટીને પી જતા હતા!

આઇનેઝ પણ બિચારી બારીની બેરપર ડોકું ટેકવીને ઉભી હતી. તે પણ ઉસ્કેરણીભરી, ફીકકી અને ધ્રુજતી હતી. વરસાદ તરતનોજ બંધ થયલો હોવાથી બાહેરની હવા પુષ્કળ સર્દ હતી, પણ તેનું તે બેમાંથી એકને પણ ભાન કે પરવાહ ન હતાં.

છેક દુર સુધી રાજાના મેહલ તરફ આવવાનો રસ્તો મૅનડોઝાની બારીએથી સુભાગ્યે જોઇ શકાતો હતો. તે એ મોટા મેહલની સરહદને લગતુંજ એક મકાન હતું, અને મરાયા ને આઇનેઝ તે આમદ પુકારતાં ગાયનનો એક બી સરોદ ન ચુકી જવાય એવી ફીસમે સાંભળતાં બારીએ ઉલટમંદ ઉભેલાં હતાં.

નજીક અને નજીકમાં તે અવાજ આવતા ગયા. હવે પ્રગટ અને પ્રગટ તે હર્ષનાદ સાંભળી શકાતા હતા, અને લાઇનબંધ બધા રસ્તા ધમધમી અને હળમળી રહયા હતા. નિચે લસ્કરોની ગોઠવણી, ફેરફાર અને ધામધુમો ચાલુજ હતાં.

મરાયાનો બાપ પણ તેનાં ઘરની બારીની નિચેજ હતો! તે પોતાના હાથ નિચેના આદમીઓને હુકમો આપતો પોતાના મોટા કાળા ઘોડા પર સ્વાર થયલો હતો. તેની નાઘલી અણીવાલી ફુમકી સફેદ દાઢી સાથે તે એ કાળા ઘોડા પર નાગી તલવાર સમેત આમથી તેમ ધામધુમ કરતો ઘણો દમામદાર દેખાતો હતો, અને જરા જરા વારે કપાળ પર ચઢાવેલા ગુસ્સાના ચીલ્લા સાથે તે ઉંચો થઇ પોતાંની બારી પર નજર નાંખતો, કે જયારે નજર સાથ નજર મલે નહિ તે ફીસમે સીફતથી કામ લઇને અત્યાર સુધી સુંદર મરાયા તે ડોસાને હાથતાલી આપતી રહી હતી.

"આયો કે? કોઈ દેખાયછે કે? કંઇ જણાંયછે કે?" આઇનેઝ જરા જરા વારે પુછયાજ કરતી હતી.

"નહિ; જરા અંદરથીજ રેહે, ડીઅર. પપા બારીની સામેજ છે," મરાયા તેને કાને લાગીને જવાબ કરતી હતી—અને એવામાં તો સાંબા રસ્તાપરનું સરઘસ, એક મોટાં ધસી આવતા ઘોડેસ્વાર લસ્કર સાથનું, દુરથી દોડી આવતા છોલમાર દરયાના મોજા જેવું મેહલ તરફ આવતું ખુલ્લું જોઇ શકાતુ હતું.

"હવે આયો ખરો કે?" આઇનેઝે વળી મસ મોટી આતુરતાથી પુછ્યું,

પણ હવે તેને જવાબ કરવાની પણ મરાયાને સુધ્ધી કે ધીરજ ન હતી. હુંરરેના પોકારોથી કાન બેહરા થઈ જાય એવી રીતે રસ્તાઓ ધમધમી રહયા, અને વાવટાઓ અને નાગી તલવારો—બખતરો અને ઝકઝકતા ભાલાઓ સાથનું તે એક દમામદાર સરઘસ આગળ અને આગળ આવતું રહયું.

આગળ અને આગળ. આખું મૅદરીડ જાણે બાહેર પડયું ને તલે ઉપર થયું હતું. થાલી ઝીલાઈ રહે એટલું ઠઠમાર લોક, હજારોની સંખ્યામાં રસ્તાઓ ઉપર ભેગું થયું હતું. ડૉન જૉન આખી સલતનતને હદ વગરનો પ્રિય હતો. લોકો તેનાં પરજ હદ વગરની ફીદાગીરીથી મરવા માંગે એવી ફીસમે તેને નિર્વીવાદ ચાહતાં હતાં.

ડૉન જૉન એક ખુબસુરત સુફેદ ઍરબ ઘોડા પર સ્વાર થયલો હતો. અને તેની હરોલમાં સ્પેનનો અજીત વાવટો ઉડતો ચાલતો હતો. તે લોકોની સલામ હસ્તે ચેહરે સ્વિકારતો દમામદાર ફીસમે આગળ વધતો હતો, અને રાજાના મેહલની ઓરતવાર દિવાલો તે હજારો લોકોના તેહરનાદના પડઘા પોકારતી રહી હતી!

રાજા ફીલીપ પોતે તેના મેહલના મોટા ઝરૂખા પર હાજર થયો હતો, અને તે નજર પડે એટલી હદમાં ડૉન જૉન આવ્યો એટલે પોતાના રાજવંશી બીરાદરને નમન કરવા જોગાં માનમાં તે અજીત જોધ્ધાએ નરત પોતાની તલવાર નિચે નમાવી, અને ત્યારે રાજાએ દમામથી પોતાનો હાથ ઉંચકીને વળતા જવાબમાં તે સલામ સ્વિકારી.

મરાયા એ વખતે બાહેર નિકળી પડતી આંખો સાથે તે બધો મામલો બારીએ ટીંગાઇને જોતી ઉભી હતી. રાજાનો અદબ કે બાપનો ધાક વટીક તે એ વખતે ભુલી ગઈ હતી. કેમ નહિ ભુલે? એ સુગી ઘડીના તો તેણે મહીનાઓ તક હજારો સ્વપ્ના જોયા હતા. ડૉન જૉન ફત્તેહ કરીને પાછો ફરશે ત્યારે આખું મેદરીડ શેહર ઉથલપાથલ થશે, અને તે મોટાં પાયતખ્તની દેશભકત પ્રજા એવુંજ કાંઈ કરી બતલાવશે એમ તે સુંદરીને દરેક ખાત્રી હતી.

તે એક સુખનું સ્વર્ગ હતું. તે જેને આટલી અચુક ફીદાગીરીથી ચાહતી હતી—અને તે કે જે તેણીને, વળી, તેટલાંજ વ્હાલથી ચાહતો અને પ્યાર કરતો હતો તેને એવાં ભારે માનપાનવચ્ચે શેહરમાં દાખલ થતો જોવાનું સુંદર મરાયાને માટે ખાસકરીને ખુશકારક અને સુખકારક હતું.

તેણે મેહલની નજદીકમાં ઘોડો થંભ કરીને રાજાને નમન કર્યું ને તેની સલામ લીધી, અને પછી, સ્વભાવિક પ્રેરણાથી હોય તેમ, મોજ અને મગરૂરી વચ્ચે, તરતજ તેણે મેનડોઝાની ઉંચી બારીઓ ભણી જોયું, કે જ્યારે તેના હોઠ મલકાઇને હસ્યા. તે ફકત એકજ પળનું કામ હતું–એકજ પળ તે હસ્યો અને મરાયાએ તેવાજ મીઠાસથી હસીને તેનો મોહબતમય જવાબ કર્યો તે પર કોઇનું બી ધ્યાન જાય અથવા ખેંચાય તે પેહલાં તો તે બંને પ્યાંરાઓ પાછાં પુરતાં સચેત અને સાવધ થયાં હતાં; અને તેમ છતાં અજબ જેવું કે ઘરડા મેનડોઝાની તપાસ કરતી આખમાંથી એ હીલચાલ મુતલગ બચી જવા પાંમી નહિ. તેણે ગુસ્સામાં ઘુરકતી આંખોએ એ માંજનું જોયું, અને જોકે તેને બી ડૉન જૉનને માટે ઘણુંજ માન હતું તોબી તે એ રવેસે તેની બેટી પર તેની પોતાની પુરતી નામરજી છતાં બજીદાઇથી ધ્યાન આપતો રહયો હતો તે બાએસથી તે જોદ્ધાને ઘોડા પરથી એક મુરદું થઇને તત્કાળ નીચે ગબડી પડતો જોવાને તે ખચ્ચીત કરીને વધારે ખુશી થતે!

એ પછી રાજા મેહલમાં ચાલી ગયો એટલે ડૉન જૉન પણ તેજ બાજુએ ઘોડાપરથી ઉતર્યો. તેનો આખો દેખાવ તે વખતે અગત કરીને ઘણો વધારે દબદબા ભરેલો ને દમામદાર નજરે આવતો હતો. તેની ચાલ-ઢાલમાંજ કાંઇ એવી કીસમનો રોબ હતો કે જે તેના ઉંચા આકાર અને પોહળી પેશાનીના રાજવંશી તેટલાજ દમામદાર મુખડાને અજબ જેવી હદ સુધીનો દીલપઝીર દેખાડતો હતો.

તેનો ચહેરો હંમેશનો હસ્તો અને કોઇની બી મુરબ્બીગીરી કરે તેવોજ માયાળુ હતો. તેની મોટી કાળી આંખોમાં દયા અને નમ્રતા વંચાતી હતી. તેણે ઘણીક ખુંનખાર લડાઇઓ મારી હતી, પણ ના તો તે એમ છતાં ખુંની અથવા ધાટકી હતો કે ના તો તે કોઈ રીતે તે માટે મગરૂર હતો. હાલમાં પણ તે લશ્કરી પોશાકમાંજ સજ્જ થયલો હતો, અને તેની ઉડતાં સુફેદ પીછની મોટી ટોપીમાં તે વધારે ખુબસુરત દેખાતો હતો.

તે ઘોડા પરથી ઉતરતાં સાથે ઘણાક દરબારી અને અમલદારો તેની પાસે તેને મુબારકબાદી આપના ધસી ગયા, અને તે દરેકને તેણે ઘણીજ મોહબતથી શેકહેન્ડમાં પોતાનો હાથ આપ્યો; મગર ઘરડો મેન્ડોઝા ઘોડા પરથી ઉતર્યો નહિ. ખરેખર તો પોતાના ઘોડા પરની તે બેઠકમાં તે જરા એ હીલ્યો ચીલ્યો વટીક નહિ!

ડૉન જૉનને એ જરા નખોજું લાગ્યું, અને તેથી તેણે પોતાનો હાથ ઉંચો કરીને—જરા હસ્તે ચેહરે પોતેજ તે ઘરડાને સલામ વટીક કરી; પણ તે ડોસાએ સીફતથી નજર ફેરવી નાખીને તે તરફ નહિ જોવાના ખાખસુસ ઢોંગ કીધા, અને બીજી મેર જોતો હોય તેમ મોહડું ફેરવેલું રાખ્યું. એ ઉપરથી આસપાસમાં ભેગા થયલા દરબારીઓમાંથી કોઈ એ અદબ મોટે સાદે હસ્યો, અને ડૉન જૉનને, તેથી, વધારે માઠું ને ખસ્યાણું લાગ્યું. તે પાણીઉતાર થઈ ગયો, ને તરત તેનાં ભીણ ફરી ગયાં. તેણે, ઉપરથી ગસ્સામાં નેણ જમાવીને એ કોણે હસ્વાની બેઅદબી કરી હતી તે શોહધી કાઢવા તિક્ષણ આંખોએ આસપાસ જોયું, અને બધા ઠહરી ગયા;—એમ છતાં લોકોની ગીરદી ને ધસારો એ વખતે તે તરફ એટલો બધો હતો કે એ બેઅદબી કોણે કરી તે કાંઈ જણાયું નહી, અને ત્યારે ડૉન જૉને તે વિષે આવા સુખી હીંગામમાં થોભીને ત્યાં તલ્લાસ કરવા ને કચવાટ ઉભો કરવાનું મુનાસેબ માન્યું નહિ. તે હવે તેથી લગાર ગુસ્સા ભરેલીજ અદાઓ સાથે તે મેહલને લગતી મોંટી બાગલના દરવાજામાં ગુપચુપ દાખલ થયો, કે જે બધો વખત હજારો ઉલટમંદ લોકોના હુરરે ને ખુશાલીના પોકારો તો, અલબત, જારીજ હતા!

મરાયા એ બધો તમાસો ઘણીજ આતુર આંખો સાથે પોતાની બારીમાંથી જોતી ઉભી હતી. એક બી બનાવ કે દેખાવ તેની આંખમાંથી છટકવા પાંમ્યો ન હતો, અને આઇનેઝ તેને કંટાળો આપતી રહી હતી માટે ટુંકમાં તે જે જોતી હતી તે એ પોતાની આંધળી બેહનને કેહતી જતી હતી.

એવામાં નિચેથી પેલા હસ્વાનો અવાજ આવ્યો, અને આઇનેઝ જે જરા જરામાં ઓછું માની લેનારી હતી તેણે અરધું રડી દઇને કહયું, "જોયું કે! કોઈ મને નિચેથી હસ્યું! હું આંધળી છેઉં ને નિચેનો તમાસો જોતી હોઉં તેમ બારી આગળ ઉભીછ કેના તેથી કોઇ માહરા ઠઠા કરેછ!"

મરાયાએ તેણીને એ સાંભળતાં તરત હેતથી પાસાંમાં લઇને કીસ કીધી. એક બીહધેલાં બચ્ચાંને જેમ એક માતા પેટમાં દાબીને હીંમત આપે તેમજ તે ભલી માજાદીએ પોતાની તે કમનસીબ માજણીને પેટમાં દાબી, હીંમત આપતાં કહયું, "કંઈ ત્હારી ભુલ છે; કોઇ તુંને હસ્યુંજ નથી. કોઈ ત્હારી ગમ તો જોતું બી નથી!"

"ત્યારે એ શુ થયું?"

"જે થયું તે સાચું મારે મનમાં ઓછું લાવવા જેવું અને અપમાન માનવા સરખું થયુંછ," મરાયાએ બલાપાથી સમજાવ્યું. "બધા અમલદારો ને દરબારીઓ વ્હાલા જૉનને ઘોડાપરથી ઉતરતાં સાથે મળવા ને શેકહેન્ડ કરવા ધસી ગયા, પણ પપા બીલકુલ ઘોડાપરથી ઉતરયા નહિ. એમ છતાં વળી, વ્હાલા જૉને પોતેજ હાથ ઉંચો કરીને તેવણને સલામ કરી, પણ ત્યારે બી તે સલામ પાછી ફેરવવાના એવણે અખાડા કીધા, જે જોઇને લોકોમાંથી કોઈ મોટે સાદે હસ્યું—એવું દર્શાવા કે ડૉન જૉન માહરે ખાતર તેના નોકર સરખા આપણા ઘરડા બાપની દોસ્તીની આર્જુ અને ખુશામદ કરતો હતો ખરો, કે જ્યારે તેવણ તો તેનો ખુલ્લો તુચ્છકાર કરતા હતા! હવે સમજી?"

"ને તેણે ઉંચો થઇને આપણી બારી તરફ જોયું બી ખરૂં કે?"

"કોણે—જે હસ્યો તેણે?"

"અરે નહિ રે, મકુંજે—"

"વ્હાલા જૉને? હા. બે ત્રણ વખત આપણી બારી તરફ જોયું ને હસ્યો. તેની આંખોજ ફક્ત હસતી હતી, કે જ્યારે તેનો ચેહરો તો કોઇ બી પામી નહિ જઇ શકે એટલો બધો ગંભીર હતો!"

"કેવો થયોછ—કંઇ મોંનું ઉતરી ગયુંછ કે?"

"નહિ રે, ઘણો મહજેનો થયોછ. ઘણોજ ખુબસુરત, ઘણોજ દમામદાર, ઘણોજ બાહદુર, ઘણોજ વ્હાલો!"—અને મરાયા એ બધું જોશભર ઉલટમાં બોલતી હતી ત્યારે પ્યારની પ્રબળ ઉસ્કેરણીમાં તે પોતે ઉસ્કેરાઇને અતીઘણી લાલ લાલ ને મનોહર થઈ ગઈ હતી!

"મને બી કેવું બધું સાંભળવા ગમતું'તું!" આઇનેઝે હરખથી કહયું. "હું જોતી'તી નહિ પણ સાંભળતી'તી તો ખરીજ. લોકોના "હુરરે!" ના પોકારો તેને વાસ્તે થતા સમજીને માહરાં બી દીલમાં ખુશીના દરયાવ ઉભાતા રહયા હતા!"—અને પોતાના વ્હાલા તરફના તે બેહનનાં સાચ્ચાં વ્હાલનાં હેસાંનને ખાતર ભલી મરાયા તેણીને બેવડાં હેતથી બગલગીર થઈ.



# પ્રકરણ ૪.

જ્યારે સિપેહસાલર ડૉન જૉન મેહલમાં ગયો ત્યારે તે પછી બી થોડોક વખત સુધી મેહલને લગતી તે મોટી ભાગળ આગળ જમા થયલું હજારો લોક કાંઇક નવું થવા કે જોવાની ઉમેદમાં હજી થોડુંક જાસ્તી ખોટી થયું. અને પછી આસ્તે આસ્તે વીખરાઇ ગયું. એ થઇ રેહતાં ઘરડા મેનડોઝાએ પોતાના હાથ નિચેનાં લસ્કરને પણ છુટી છુટી ટુકડીઓમાં વેંહચાઇ જઇને કુચ કરી જવાનો હુકમ આપ્યો, અને તે રીતે તે ટુકડીઓ ચાલતી થઇ.

બીજા હાથ પર પેલું ડૉન જૉન સાથે આવેલું ઘોડેસ્વાર લસ્કર પણ બ્યુગલ થતાં ઘોડાઓ ફેરવીને શેહરમાં ચાલતું થયું, અને થોડા વખતમાં મેનડોઝાનાં મકાન આગળનો ઘડીચપકો પેહલાંનો હજારો લોકોથી હળમળી રહેલો રસ્તો જોતાં જોતાંમાં પાછો એકાંત અને શાંત બની ગયો. વરસાદ હવે તદન બંધ પડી ગયો હતો, અને રસ્તા અંધારૂં થવા પહેલાં સુકાઇ ગયા હતા. પુનમની તે રાત હતી, અને રાતની રાજ કરતી રાંણી માહતાબ પોતાનાં સોનેરી તખ્તમાં બિરાજમાન બનેલી પુર્વમાં પ્રગટી ચુકી હતી. બીજા હાથ પર બે મોટા જબરા ચોકીદારો નાગી તલવાર સાથે મહેલને લગતી ભાગળના દરવાજાપર પોહરો ભરતા હતા, ને તે સિવાય બીજું કાંઇ રસ્તા ઉપર જોવાનું હવે બાકી રહયું ન હતું.

છોકરીઓએ પણ બતી સળગાવી હતી, અને તેવામાં ઘરડો મેનડોઝા ઘરમાં પાછો ફર્યો. તેનાં કપાલ પર ગુસ્સાની કરચલીઓ વળેલી હતી. તે હજી લસ્કરી પોશાકમાંજ હતો. તે ઘોડા પરથી ઉતર્યો તેવો પાધરો ઘરમાં ચાલી આવ્યો હતો. તેનાં બખતર અને તેની તલવારના ખણખણાતનો ખડખડાત જોઇએ તે કરતાં જ્યાદા હતો.

તે ઉંધાડે માંથે તે છોકરીઓવાલા ઓરડામાં આવ્યો. તેણે હાથનાં મોજાં બી કાઢીને હાથમાં પકડેલાં હતાં. દેખીતી રીતે તે ચીથડાં ફાડતો ઘરે પાછો ફરયો હતો.

તે બને છોકરીઓ તેને જોતાં પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી, અને હાથમાં હાથ મેળવી—જાણે કોઇ શત્રુ સાથે લડવા વાસ્તે એકમેકની કુમકમાં ખડી થઇ ગઈ હોય તેમ—ટેબલ આગળ ઉભી.

"જોઇ કે?" ઘરડા મેનડોઝાએ ટેબલ પર મુકકી ઘુમાવી પોતાના

હાથ પગ ભાંજતાં બરાડયું; "ભર ચકલામાં આજે માહરી જે હસી થઈ તે તેં, એ બેસમજ દુકતી, તાહરી આંખોઆંખ જોઇ કે? તું હવે બચાવમાં શું કેહવા માંગેછ?"—અને કેહવાની જરૂર છે કે તે આ બધું ગુસ્સામાં ઘુરકતી આંખ્યો સાથે ભલી મરાયાનેજ કેહતો અને સંભળાવતો હતો?

મરાયા ફીકકી પડી. તે બુઢાના અવાજમાં એટલી સખ્તાઇ ને એટલો ગુસ્સો હતો કે તેનાં બદનના દરેક અંગભાગ ધ્રુજ્યા. તે તેના બાપથી હંમેશ ઘણીજ બાહીતી હતી. તે એક ઘણો જુસ્સાબાજ ઘરડો આસામી હતો. આઇનેઝ, બીજા હાથપર, એક કદમ આગળ વધી, ને કાંઇ પોતાની બેહનના બચાવમાં બોલવા માંગતી હોય તેવી હીલચાલ સાથે આગળ પડી.

"તું ચુપ મરી રેહજે, આઇનેઝ," તે ઘરડા બાપે ગુસ્સામાં પાછું બખાલ્યું. "હું તુંને કાંઇ કેહતો કે પુછતો નથી. ને તાહરે તેથી વચ્ચે બોલવાનું કામ નથી. હું તો આરએ નાફરમાનનેજ પુછવા માંગુંછ. બોલ, તાહરી તાકાત શું ગુન્હેગાર, કે માહરી આટલી સખ્ત મના છતાં તુ બારી ઉઘાડીને પાક બેહયાઇ સાથે બારી આગળ આવે, અને વળી તે કમીના ગમ જોઇને મલકાઇ મલકાઇને હસે? શું તુંને મારા બોફનો ખ્યાલ નથી? શું તેં બેહયાઇનો છેડો માંથે મેલ્યોછ? રાજાથી તે રસ્તેના એક અદના ફકીર સુધી બધા તુંને બારીમાં ઉભેલી ટીકી ટીકીને જોતા હતા, તો તે શું તાહરી ઇજ્જત વેચી ખાધીછ? શું તુંને તાહરા ઘરડા બાપનાં માનપાનની કશી પરવાહજ નથી?"

"પપા, બસ કરો! ચુપ કરો!" મરાયાએ ઘણું દુઃખ પામીને તોપણ ગુસ્સાના જુસ્સાથી અંતે પોકાર્યું. તેની જબાન અત્યાર તક જાણે તેનાં ટાલંવાસે ચીટકીજ ગઇ હતી. તે કાંઇ બોલીને પોતાના બાપને તેના બે-અંદાજ બકવાતમાં એકદમ રોકી રાખવા ચાહતી હતી, પણ તે બોલીજ ન શકી; અને તેની ચુપકીનો ત્યારે જાસ્તી લાભ લઇને તે ઘરડો બાપ પોતાની લાંબી જબાને; ફેં ફેં કર્યોજ ગયો.

"પપા, બસ કરો! ચુપ કરો!" એટલામાટે પોતાની જબાંન પરનો કાબુ જ્યારે તે પાછો મેળવી શકી ત્યારે તે ગરીબ છોકરીએ ઘણા ગુસ્સાથી પોકાર્યું. "ખોદાને વાસ્તે ચુપ કરો! કેટલું બોલોછ! કેવું ખરાબ બોલોછ તેનો તમોને કાંઇ ખ્યાલ બી બલ્યોછ?"

તે બાપ દીકરી સામસામાં ઉભેલાં હતાં; તે બેઉની વચ્ચે પેલી એક ટેબલ અરડાઇ પડી હતી.

"ખરાબ?" તે બાપે ગડગડાટ કર્યો. "ખરાબ છતાં ખરૂં છે કે ખોટું? હું કેહુંછ તેનો હરફેહરફ સાચ્ચો છે કે નહિ? આખું મેદ્રીડ તાહરા એ ઘેલાગાંડા પ્યારની કેફૂયત જાંણી ચુક્યુંચ—"

"આખી દુન્યા બી ઘડીભર જાણે તો મને તેની શું પરવાહ છે?" મરાયાએ હવે હીંમતથી સર ઉંચું ખેંચીને કહયું; "આખી દુન્યામાં જે સૌથી સરસમાંસરસ ને નમુનેદાર જવાંન તેને વાસ્તેના મારા પાક પ્યારની વાત આખી આલમ જાંણશે તોબી તેમાં માહરે કે તમારે શરમાવાનું છેજ શું?"

"હા, શરમાવાનું છેજ શું?" તે બાપે બેવડા ગુસ્સાથી તેણીના બોલવાના પડઘા કર્યા. "તેની નાપાક રમતના એક રમકડાં તરીકે તું જેવા બેશરમ—"

"ખબરદાર, પપા! કંઇ બી ગલીચ બોલીને મને તમારી તરફ ગેરઇનસાફ-લુક બનાવતા ના!" તે સુંદરીએ કકલાટભરયા અવાજે માંગી લીધું. "હું એક તેના હવસનું રમકડું નહી પણ તેની પાકજાદ મોહરદાર છેઉં. તનથી નહી પણ માહરાં મનથી તો તે સાચ્ચા આદમીને કેદાહારની હું પરણી ચુકેલી છેઉં. તમે અને રાજા એ અમારી સ્હાજ્વારી વાસ્તે તમારી બાહલી આપો, ને આવતી કાલેજ હું તેની હકદાર ધણીઆંણી થઇને તમોને બતાવી આપું કે તેના કે માહરા આચારવીચારમાં ગલીચી એક બી નથી. તમે માહરા બાપ છેઓ, ને હું તમારૂં તાબેદાર ફરજંદ છેઉં; પણ બાપ થઇને બી તમારી તાકાદ નથી કે મને શરમાઇને નીચું જોવું પડે એવું કશું બી ગલીચ તમો માહરાવાસ્તે માહરી સાંમે ઉભા રહીને બોલી શકો! આખી દુન્યા હવે મને એ માહરા બુલંદ પ્યારમાં માહત કરી કે ફેરવી શકનાર નથી, અને જો તમો મને તેની મોહરદાર નહિજ થવા દેશો તો હું તેના પર બધો માહરો જાંન સદકે કરીને માહરા જાનથી બેજાન થવાનું લાખો વાર વધારે પસંદ કરશ!"

"તેની મોહરદાર!" તે બાપે એક સર્પ રૂપી સણસણાતથી કહયું; "તેની મોહરદાર ખરી—એટલાજ વાસ્તે કે આજે પરણે અને બીજેજ સહવારે રાજા ફિલપના એક ઝટકા સાથે તે લગન ગેરહકનાં ઠરાવીને રદબાતલ કરી મેલેઃ અને પછી ડૉન જૉન જ્યારે બીજી કોઇ શાહજાદીને પરણે ત્યારે તું ભીખારડી માહરી ને તાહરી ઇજ્જતની ધુળધાંણી કરીને નામોશીમાં છેક માથાં સુધી ગરક જઇ ખુંચે પડે!! એમજ કેની?"

"તમે તમારા રાજાને વાસ્તે એવું ધારી બી શકોછ?" સુંદર મરાયાએ તકરાર ઉઠાવી. "એવું ગેરઇનસાફી! એવું ઘાતકી! એજ તમારી

નીમકહલાલી છે?"

અને આએ સીધા ટપલાથી ઘરડો મેનડોઝા એકાદ પળ ખંચાયો. તે જરા ઝંખવાણો થયો. પહેલાં તો તેને એકાદ પળ શું જવાબ દેવો તે પણ સુઝયું નહિ, પણ પછી જરા વારે જરા નરમ થતાં કહયું, "નાફરમાન છોકરી, હોસમાં આવ! તું શું એમ ધારેછ કે એ રીતે રાતભર હું તાહરી સાથે તકરાર કર્યા કરશ! શું માહરા હુકમોને કાયદા મીસાલ માન આપવાની હું તુંને ફરજ પાડી શકવાનો નથી? એમાં આપણે આપણા રાજાના અપમાનતું બોલ્યાંજ શું? આપણા જાન માલ એ બધું આપણા નીમક પરવર રાજાની મતા છે! તે ચાહે તો લુટી લે અથવા ચાહે તો બક્ષે; અને ત્યારે તાહરાં એ નાલાયક લગન તે કાયદાની કલમને એક ઝટકે તોડી નાંખે એમ માનવામાં ગુન્હા શું છે? રાજાની મરજીની વિરૂદ્ધ તું એક આંગલી બી ઉંચકે તો હું તે આંગલી કાપી નાંખું. માહરો ખોદા ને માહરો રાજા ને માહરો દેશ. એ ત્રણ માહરાં મનમાની મુર્તીઓ છે, અને એ ત્રણને ખાતર અથવા એ ત્રણમાંના એકને બી ખાતર તમો એકિના જાનનો ભોગ બી આપવો પડે તો તે હું કશી બી આનાકાની વગર એક તડાકે ને હજારો ખુશીથી આપી દેઉં!"

"અમે તે જાંણેછ," મરાયાએ મોટા તુચ્છકારથી કહયું. "વફાદારીના એ તમારા ઘેલાગાંડા ધખારામાં હું તો શું પણ કોઈ બી તમોને ઉલટાવી કે ફેરવી શકવાનું નથી એ વાંતની મને સારી રવેસે ખબર છે."

"અને ત્યારે હવે તું પોતે તાહરા પોતાના સંબંધમાં શું કહેવા માગેછ?" તે બાપે તેણીનો એવો જવાબ સાંભળીને પાછો તરત સળગી ઉઠતાં પુછયું; અને મરાયાને તરત લાગ્યું કે કાંઇ બી ખરાબી કરવાના ઠરાવથીજ તે આજે આવ્યો હતો! એમ છતાં બીહયા વગર તે બંને હાથો પછવાડે રાખીને આઇનેઝ તરફ આગળ વધીને ઉભી રહી, કારણ કે તેના હાથમાં ડૉન જૉનને આપવાનું પેલું તૈયાર લખેલું કાગળ હતું. તે તેણીએ પોતાના ઘરડા બાપના આવી જવા આગમચ કવરમાં મેળીને તૈયાર કીધું હતું, અને તે આઇનેઝના હાથમાં સેરવી દેવાની કોશેશ કરતી હાલમાં પાછલા પગે જરા પાછળ હટી, અને બોલી, "તમો પોતે શું કરવા માંગોછ? તમે શું વૅલાડોલીડના કીલ્લામાં મને કેદ કરવા માંગોછ, અથવા શું માહરીપર રાત દાહાડાની ચોકી પેહરો કરે એવી કોઇ ઘરડી વાંદરીના હવાલામાં મને સોંપવા માંગોછ?" અને એ દરમ્યાનમાં આઇનેઝના હાથને પેલું કાગળ અથડયું, જે ઉપરથી તે ચાતુરી મરાયાની મતલબ તરત ચેતી ગઇ, અને

બીજીજ પલે તે તેણીના હાથમાંથી પોતે લઇને ખરડો મૅનડોઝા નહિ જુએ તે ફીસમે પોતાનાં બદનમાં છુપાવી દીધું.

"તમે ગમે એવા જાપતા રાખશો અને ગમે એવી મને ફરજ પાડશો તોબી ખાત્રી રાખજો, પપા, કે હું માહરા પ્યારમાં હવે એક કદમ બી પાછળ હઠવાની નથી," મરાયાએ એ દરમ્યાન જારીજ રાખ્યું. "જે લોકોનો માનીતો, આવો બાહાદુર, આવો ભલો અને નેક તેને મેં મારા જાન સમરપ્યાછ, અને તે માહરા ઠરાવને હું બેવફા થઇ કદી હવે માહરૂં સર ફેરવી શકવાની નથી. એટલા વાસ્તે તમે શું કરવા ધાર્યુંછ તેજ મને કેહો, અને પછી જે માહરો ઠરાવ માહરે તમોને કેહવો છે તે હું કેહવશ."

હયાં તે થોભી ગઇ, કારણ કે પાછું ફરીને જોયા વગર તેણીએ સણસાગથી જાણ્યું કે આઇનેઝ તે ઓરડામાંથી બાહર સટકી ગઇ હતી, અને પોતાની પછવાડે બારણું બંધ કરતી ગઇ હતી. એટલા માટે તેણીએ હવે વધના છુટકારાનો દમ ખેંચ્યો, કારણ કે તેણીએ જોયું કે પોતાનું ગમે એ થાય, પણ પેલું કાગળ તો સલામત હતું, અને ભલી આઇનેઝની કુનેહભરી કારસાજીથી સોવસા તે વ્હાલા જૉનના હાથમાં જઇ શકનાર હતું!

મૅનડોઝાએ પણ આઇનેઝને બાહેર જતી જોઇ હતી, અને તે જોઇને તે મનથી રાજીજ થયો હતો. મરાયા સાથે તે પોતે સખ્તીથી કામ લીએ ત્યારે તે આંધળી છોકરી બેસીને રડયા કરે તે જોવાનું તેને ઝાઝું ગમતું ન હતું.

"ત્યારે હું તાહરા સંબંધમાં શું કરવા માંગુછ તે તું જાંણવા માંગેછ?" તે બાપે તેઓ બંને એકલાં પડતાં પાછું કહયું; "તું માહરે વાસ્તેનો વિશ્વાસ, પ્યાર અને માન એ બધું ખોઇ બેઠીછ તો માહરે બી હવે તેજ ફીસમથી તાહરી સાથે કામ લઇને વરતવાનું છે. માહરે માહરાં નામની ઇજ્જતની પાસબાની કરવીજ જોઇશે, અને તેથી માહરે તુંને વૅલાડોલીડના કીલ્લામાં કાલે સહવારે મોકલી દેવીજ પડશે. ત્યાંનાં એકાંતમાં જોઇએ તો તું રીબીરીબીને મરી જજે, પણ જ્યાં તક કે તું આએ તાહરા હેમક પ્યારથી બાઝ નહિ આવશેં, અને હું જ્યાં નકકી કરૂં ત્યાં પરણવા કબુલ નહીં. થશે ત્યાં તક તાહરો ત્યાંથી છુટકો થવાનો સ્વપનો પણ રાખતી ના! વળી મનમાં જુદી મલકાતી બી ના. અહિં બી તું આજે રાતભર પોતાને કેદ થયલીજ જાંણજે. હું તુંને કસમપુર્વક કેહુંછ, કસમ એક બાપના અને એક સાચ્ચા સ્પૅનીશ તરીકેના—કે આજ રાત્રે તું અહિં છે તેટલાં હું એવી સંભાળ રાખશ કે દુન્યા ઉઠલપાઠલ થઇ જશે તોબી તે તાહરા ધારી મુકેલાને એક મિનીટ બી તું મળી શકવાની નથી; અને જો માહરી મના છતાં તે પોતે અહિં આવ-

વાની કદી હીંમત કરશે તો આએ તલવારથી ગમે એ જોખમના ભોગે બી હુ જરા એ આનાકાની વગર તેનું માથું તરત કાપી નાંખશ એ વાતમાં એક તલ ભાર બી સંદેહ માનતી ના!"—અને, એમ કહેતાં, તેણે તે તલવાર મ્યાંનમાંથી કાઢીને ટેબલ ઉપર તૈયાર મેલી!

તે એ પછી જ્યાદા કાંઈ બોલ્યો નહિ. ફકત પછવાડે હાથ કરીને ઉશ્કેરણીના આવેશમાં તે લાંબા ઓરડામાં આમથી તેમ તે ફેરા ફરવા લાગ્યો, કે જ્યારે તેની તલવારનું મ્યાન તેનાં બુટમાંના ઘોડાને મારવાના કાંટાઓ સાથે અથડીને ખણખણાટ ભર્યો એક અવાજ કરતું રહયુ હતું. તે સિવાય તે આખા ઓરડામાં સઘળું ચુપાચુપ હતું.

મરાયા થથરી ગઇ. તેનો બાપ બોલનો સાચ્ચો હતો, અને તે બોલે તે બજાવે તેમાંનોજ હતો તે વાત તે સારી રવેસે જાણતી હતી. વળી રાજાનો તે વ્હાલો અને માનીતો હતો, અને રાજા પોતે ઘરડા મેનડોઝાથી દસ હજાર ઘણો વધારે એ લગનની વિરૂધ્ધ હતો એ વાતથી પણ તે મધુરી કોઇ રીતે બીનમાહીતગાર નહિ હતી. ઉલટું, તેનું આંથરૂં મીઠું ભરવા તે જુલમગાર રાજા આગળ રહીને તે ઘરડા બાપને મદદ કરે એવોજ સઘળો કોહેલો સડેલો કારોબાર હતો!

તેનો બાપ જુલમગારીની એટલી હદ સુધી પોંહોચી જવા માંગતો હતો એવો તેને અત્યાર તક કદી વિચાર કે ભય થયો ન હતો. વૅલા ડોલીડના કીલ્લામાં જીંદગી ભર રેહવું ને સબડવું પડે એ ખ્યાલજ ધ્રુજરાં પેદા કરાવતો હતો. તે આટલી જવાંન-હજી તો બચ્ચું હતી, અને તે છતાં એવો સીતમ તે બાપડી કેમ ખમે અથવા ઉપાડી શકે!

## પ્રકરણ ૫

વૅલાડોલીડના કીલ્લામાં રાજાની ઇતરાજી પામતાં કેદીઓને છુપાંછુપ પુરી મેળવામાં આવતાં હતાં, અને ત્યાંજ તેઓ ઘણી હાડમારી ને હાય-વેલાઓ વચ્ચે પુરાં થતાં એ બધું એ બેઉ છોકરીઓને ખબર હતું. તે કીલ્લો તો સ્પેનને લગતું એક જીવતું દોજખ હતું. ત્યાં કેદ થયલાઓ છુટાંપણાંની રોશની આ જીંદગીમાં પાછી કદી જોવા પાંમતાંજ નહિ, અને

અરે-શું એ દયાહીણુ આપે ત્યારે તેણીને ત્યાંજ કેદ કરી મેળવાનો કરપીણુ કસ્દ દીલે વસાગ્યો હતો ?

તે તેની જીંદગીમાં પહેલીજ વાર અતી ઘણી બીહી ગઇ. તે ફાલ્લાનો ખ્યાલ થતાં તેના આખાં તનબદનમાં ધ્રુજરાં છુટયાં. હવે તેણીએ શું કરવું? આખર કરે પણ તે એક અબળા—એક બાળા હતી, અને એકાદ પળ તેને, તેથી, એમ બી મન થયું કે તેના બાપ પાસે ગુંઠણપર પડીને તે એકદમ માફ માંગી લીએ, અને તે જેમ કહે તેમજ વર્તવા કબુલ થઇને જુઠું વચન વટીક આપે. તેને તમ્મર આવવા લાગ્યા. તે પોતે બેહોશ થઇને ટુટી પડશે એવુંજ બધું તેને લાગ્યું. તે ત્યાં કેદ પુરાયલી બાહેરની દુન્યાનું કદી કશું જાણવા પામવાની ન હતી, તેનો વ્હાલો જૉન જીવતો હતો કે મરી ગયો હતાં તેની બી તેને ત્યાં ખબર પડવાની ન હતી-તે તેને ચાહતો હતો કે ચાહતો બંધ થયો હતો તે વટીક તે કદી જાંણવા પામવાની ન હતી; અને ત્યારે હવે એ બધા સંજોગોમાં તેણીએ કરવું શું!

પણ આખર કરે ને તે એક સિપાહબચ્ચાની સજની હતી. તે એકાદ પળ એમ બીહીધી ખરી, પણ આયંદા હીંમત હારી ગઇ નહિ. એવું હીચકારૂં તેણીનું ખમીરજ ન હતું. ન તો તેનો બાપ હીચકારો હતો કે ન તો તે બવિષનો ભરથાર. તે બંને નરેશેર હતા. વળી તેનો પ્યાર એજ તેણીની હીંમત હતી. તે પ્યારનું મહત્વ કોઇ રીતે ન્હાનું ન હતું. તેમાં કાંઇ બચ્ચેબાલેના ખેલ જેવું બચ્ચાં સહી તત્વ જરા એ ન હતું. તે તો ખરી રૂડી ને સાચી શીદાગીરીનોજ એક સોદો હતો, અને તેથી આ કટોકટ જોખમની પળે તે પ્રબલ પ્યારની યાદજ તેની વ્હારે ધસી આવી, કે જેમ થતાં તેણીનું એકાદ પળ ફાવેલું હીચકારાપણું તુરત દબીને નાબુદ થઇ ગયું.

ટુંકમાં, તેનો બાપ જ્યારે ઓરડામાં ઉપર નિચે ફેરા લેતો હતો ત્યારે તે સુંદરીએ એ બધાં અવલોકન મનથી એક તડાકે કરી લીધાં હતાં. તેણે ખ્યાલ કર્યો કે ઘડીભર ડૉન જૉન પર ગમે એવું બી ગુજરે તોબી તે પોતાનાં વચનને જુઠો થઇ શકે કે? અને તે જો પોતાનાં વચનને વફાદાર રેહે તો પછી તેણીએ હીંમત હારીને બેવચની શું કામ થવું જોઇએ? બન્નેને આખી દુન્યાના સીતમો તેનાપર ગુજરે, પણ જેવો ખોદા એક તેવોજ પ્રમાણીક પ્યાર બી એકજ હોવો ને થવો જોઇએ; અને ત્યારે તે હીંમત હારીને પોતાના બાપ પાસે માંફ માંગે અને પોતે પાળી નહિ શકે

એવાં જુદાં વચનોથી તે ઘરડા આદમીને વાહવાનું કરે તે કરતાં તો—તે વ્હાલીને લાગ્યું કે—મરવાનું હજાર દરજ્જે બેહતર પસંદ કરવા જોગ ગણાવુ જોઇએ!

"તમારે ગમે તે માહરૂં કરો," અંતે એક ઠરાવપર આવતાં મરાયાએ પુર હીંમતથી જવાબ કર્યો. "મેં બધો વિચાર કરી લીધોછ, અને માહરી પર આખી દુન્યાના ગજબ ગુજરે તો બી હું માહરા એ નેક ને પાક ઠરાવથી માહરૂં સર પાછું ફેરવનાર નથી."

"નહિજ?"

"નહિ."

મૅનડોઝા ફેરા લેતો એ સાંભળીને એકદમ બંધ થયો. તે પોતે હવે બીહી ગયો. તે બેટીથી આટલી દીલેર હીંમત અને આએ કીસમના મજબુત ઠરાવની ઓસ્તવારીની તે ડોસાએ મુતલગ વકી રાખી ન હતી. તે તો ખાત્રીપુર્વક હતો કે વાંલાડોલીડ કીલ્લાની ધમકી આપતાંજ તે છોકરી થથરી જશે, અને સમજી જશે, પણ આ તે તેની ગણત્રીથી ઉલટું થયલું જોઇને તે પોતેજ સાંમો દાબી ગયો.

તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં, અને મરાયા તે જોતાં અકકલથી હેરત રહી. અત્યાર સુધીમાં તે ખુનખાર હદ સુધીનો ગુસ્સાબાજ હતો તે હવે લટી ગયલો ને નરમ પડેલો નજરે આવતો હતો.

"મરાયા—માહરાં બચ્ચાં, માહરી દીકરી, જો હજી બી માહરૂં માન! હજી બી કંઈ સમજ!" તેણે માંગી લેવાની રૂપે કાલાવાલા કર્યાં; ને પછી તે ટેબલ આગલ બેસી જઇ ટેબલપર માથું નાંખીને એક બચ્ચાંની કીસમે રડયો!

ખરેખર બાવીસ વરસની પોતાની મોટી ઉમ્મર તકમાં સુંદર મરાયાએ આવો મામલો કદી આગળ જોયો ન હતો. તે સખ્ત તબેહનો, સખ્તીથીજ તાબેદારી મેળવનારો દેશભકત અને રાજભકત આદમી એ રીતે એવી નજીવી વાતમાં આંસુ પાડી શકે તે તેણીને ઘણુંજ નવું અને અજાયબી પેદા કરનારૂં લાગ્યું.

તેણીનો જીવ બળી ગયો. આખર કરે પણ તે એક અબળા અને તેની પોતાની જણેની બેટી હતી. તેણે પ્યારથી તેની આગળ જઇને ઘણી નરમાસ સાથે તેનાં ખભાંપર હાથ મુકયો.

"મને માફ કરો, પપા," તેણીએ પોતાનાં આંસુઓ વચ્ચેથી કહયું. "માહરી પર એટલો ગુસ્સો ના કરો, ને માહરે વાસ્તે એટલા દુઃખી બી ના થાઓ."

તે ડોસાએ માથું ઉંચકીને ઉંચું જોયું નહિ. તે ખાંમોશ રડયાજ કીધો. તે કે જે થોડાજ વખતપર ગુસ્સાબાજ, ઝનુની, કરપીણુ થઇ શકયો હતો ને હવે એ પોતાની દીકરીને માટે હેતથી ગમ કરતો હોય તેટલો બધો હેતવતો ને દીલસોજ દેખાતો હતો !

મરાયાએ તેને ઘણોજ પટાગ્યો, અને ત્યારે તે ફરીયાદની ઢપે આકાશ બણી હાથ ઉંચા કરી પટપટયો, "માહરી દીકરી નાફરમાન! માહરી દીકરીને બાપને વાસ્તે હેત કે માન નહીં ? યઝદાં, એ મને માહરા કીયા ગુન્હાની સજા છે ?"

ભલી મરાયાપર આ પરચારાની ઘણીજ ગંભીર અસર થઈ. તે જાસ્તી ફીકકી પડી, ને તેના હોઠ લાગણીઓથી ધ્રુજ્યા.

ઘરડા મૅનડોઝાએ તે જોયું, અને તેને પાસામાં લીધી. વરસો બાદ એ બન્યું હતું. તે કરડા બાપ ને બેટીઓ વચ્ચે એખલાસ કરતાં અલ્લગપણું ઘણું જ્યાદા હતું. નહિ કે તે બાપને તે બચ્ચાંઓની પરવાહ કે તેમને માટે પ્યાર હતોજ નહિ, પણ હોય તે બતાવી નહિ દેનારા ઘણાક કરડા બાપો થાય છે તે માંહેલો મનડોઝા એક હતો.

એ તેનાં ઘરની રાજનિતી ભુલભરેલી છે એમ તો તે ડોસાને કદી લાગ્યુંજ નહીં ! જેમ હદ બાહેર બાપીકા લાડથી તેમજ વળી હદ બાહેર ધાકથી પણ બચ્ચાંઓનું નખ્ખોદ વલી જાય છે, ને બાપથી થથરેલાં રહેલાં તે બચ્ચાંઓ બાપથી દુર ને દુર ન્હાસતાં રહીને બાપીકી મોહબતના સહવાસથી બેનસીબ રહેલાં વધારે જલ્દી બીગડી ને વીખરી જાય છે એ ભય તે અગરગચ્ચા બુઢ્ઢાને આજ તક થયોજ ન હતો.

મગર હવે તેને પસ્તાવો થયો. તેને હવે લાગ્યું કે જે લગન તેને મન ઝેર જેવાં તે તેણી પોતે નકકી કરી ચુકી તે એ બાપ બેટી વચ્ચે જો હેતનો પુરતો એખલાસ હોતે તો આટલી હદ સુધી કદી થવા પાંમતે નહિ!

"તું તાહરો ઠરાવ નહિજ ફેરવી શકે ?" તેણે તેણીને પાસામાં ખેંચીને પુછ્યું.

"હું એક ઠરાવવંતા બાપની બેટી છઉં તે તમે ભુલી જાઓછ, પપા !" મરાયાએ પોતાનાં આંસુઓ વચ્ચેથી હસીને કહયું. "એ અમોને મલેલો વારસો તમારોજ છે. તમે કિયા તમારા ઠરાવથી કોઇના ખી સમજાવેલા પાછા સમજી જઇ શકોછ ?"

મૅનડોઝા પણ એ સાંભળીને જરા હરખ્યો. તે બાપ બેટી વચ્ચે સલ્લાહ થઈ ગઇ હોય અને દોસ્તીની સહીસાખ સાથે સમાધાનીનાં સુખમાં તેઓની તકરારનું સેવટ આવી જવાનુ હોય એવોજ રૂડો હીંગામ હાલ તો દેખાતો હતો, કે જ્યારે ખરેખર તો બંને પોતપોતાનાં દીલમાં દ્રઢ ઠરાવનાં અને બીલકુલ મુસ્તકીમ એરાદાનાં હતાં. ન તો મૅનડોઝા જવાંન ડૉન જૉન સાથનાં મરાયાનાં લગન માટે કદી બી એકમત થઇ શકે, કે ન તો મરાયા પોતે પોતાના એ મોટા પ્યારની ઉમીદથી હાથ ઉઠાવી શકે એમ હતું; એમ છતાં મરાયા થોડીક વાર તક ઠગાઈ ગઇ એ તો ખરૂં. તે તો એમજ સમજી કે તેના બાપના સ્વભાવમાં અચંબુચો ફેર પડી ગયો હતો, અને વૅલાડૉલીડના કીલ્લામાં તેને કેદ પુરવાની ધમકી આપ્યા પછી હવે તે પોતેજ થેસઇને ઠેકાંણે આવ્યો હતો. તેનો બાપ કુનેહથી પોતાની મતલબ કાઢી લેતો હતો એવો તો ખ્યાલ તે પવિત્ર બાળાને કશો ચયોજ નહિ.

"માહરીજ ભુલ થઇ," તેને પાસાંમાં દાબેલી રાખીને તે ઘરડા બાપે કહયું. "મેં તમોને ઘટે તે કરતાં જ્યાદા ધાકથી સદા માહરીથી અલગ રાખ્યાં એ માહરી ભુલ થઇ, પણ તેથી શું તું એમ સમજેછ, મરાયા, કે મેં તુંને કે તાહરી બેહનને ચાહી નથી? આખી દુન્યામાં માહરૂં સર્વસ્વ તે તમો બેજ છેઓ. તાહરી માયને મરવાને થોડાં ને ઘણાં અઢાર વરસ થઇ ગયાં છે, અને દુકતો રૉડરીગો—તેણે તો માહરો જાહેર તુચ્છકાર કરીને મહારૂં દીલજ જાંણે તોડી નાંખ્યું!"

મરાયા ઘણી અજબ થઇ. તેના ભાઇ રૉડરીગોને ઘેર મુકીને જતો રહેવાને વરસો વહી ગયાં હતાં, પણ આજ સુધી તે ઘરડા બાપે તેનું નામ દઇ તેની વાત કાઢીને તેને એ કીસમે તેઓની રૂબરૂ કદી યાદ કીધો નહિ હતો.

"તેણે માહરૂં દીલ લગભગ તોડી નાંખ્યું," તે બાપે જરા વારે પાછું કહયું, "અને હવે જે જરાતરા બાકી રહયું હોય તે શું તું તોડી નાખવા તૈયાર થઇછ?"

મરાયા જરા ચમકીને પાછળ હટી. તેણીની વકર્ષ ઉપરાંત તેણે તો પાછી એ લગન બાબે વાંધાનીજ વાત કાઢી!

"હું તમારૂં દીલ તોડી નાંખવા નથી માંગતી, પપા," તેણીએ શંકાશીલ કહયું. "તમે મને તમારાં હેતની ખાત્રી આપેલી છે ત્યારે તમારાં હેતને દરેક રીતે લાયક થવા હું માહરૂં—હું માહરૂં બનતું કરશ."

"ત્યારે મને વચન આપ, છોકરી—ખરાં જીગરનું પાક વચન આપ," તે બાપ પાછો પોતાની મતલબપર ઉતર્યો, "કે આજ પછી ફરીથી તું કદી બી ડૉન જૉનને મળશે નહિ અને તેને ભુલી જશે, તથા જે લગન હું તાહરે વાસ્તે નક્કી કરૂં તે તું મંજુર કરશે."

મરાયા ગુસ્સાથી ના કેહવા જતી હતી, પણ વળી કજ્યો થઇ પડે તે ફીકરથી તે ખામોશ રહી, અને પછી જવાબ દેવા નહિ ગમવાથી ગુપચુપ બારી આગળ ચાલી ગઇ.

તેણે બારી ખુલી નાખી અને બારીની બેરપર હાથ ટેકવીને નિચે ચંદણીમાં ટીકવા લાગી. પુનમનો ચંદ્રમા પુર બાહારમાં પ્રકાશતો હતો, અને નિચે બાગળ તરફ ટીંગાઇને જોનાં ત્યાં રાતની દીસ થઇ ગએલીજ નજરે આવતી હતી.

તે બારી આગળ એવી મકસદથી ગઈ હતી કે તકરાર વધી ન પડે ને કજ્યાનું મોઢુ કાલું થાય; પણ તે બાપ એમ સહેલથી માની જાય એવો સુમારો ન હતો. તેની માયા અને હેત પાછાં એક પલકમાં પલતાઇ જતાં વાર લાગ્યો નહિ. અને તે જ્યાં બેઠો હતો ત્યાંથીજ તેણે કરડા ધાડા અવાજે પોકારી પુછયું, "ત્યારે તું શું માહરી મરજીપર અમલ કરવાની હજી બી મને ના કેહવાનીજ હીંમત કરેછ?"

"જેમાં હા કેહવાનું માહરાથી બનીજ નહિ શકે તેમાં ના કેહવા વગર બીજો માહરો ઉપાયજ શું છે?" મરાયાએ બારીની બાહરજ ડોકું રાખીને ટુંકમાં જવાબ કર્યો.

તે બાપ ઉઠીને તેની નજદીકમાં ગયો.

"તાહારીપર માહરી સમજાવત કે ધમકીઓની બી અસર નથી?" તેણે જોરથી તેનો હાથ પકડીને તેને બાજુએ એક ધાટકી ચકકરથી ફેરવી નાખતાં દરેક પળે વધતા આવતા તીખાસ વચ્ચે પુછયું.

"એમાં માહરો બીજો ઉપાયજ નથી," મરાયાએ દ્રઢતાથી કહયું. "તમે માહરૂં ગમે તે કરો, કેમજે આએ બદનનાં ખોખાં પર તમારો અખત્યાર છે, અને તમોને વળી તમારા રાજાની મદદ અને કુમક છે; પણ માહરાં દીલ ઉપરાંત માહરા જાન પર તમારો કશોજ અખત્યાર નથી, કેમકે જાન તો હજારો જાન સાથે હું મારા વ્હાલા જૉનનેજ અર્પણ કરી ચુકીછ. હું તેને ચાહુંછ—મેં તેને લાંબા વખતથી ચાહયોછ, અને મરશ ત્યાં સુધી ચાહવશ—બલ્કે મુવા બાદ બી તેને ને તેનેજ ચાહવશ."—જરા થોભીને

"તમે તેને મારી નાંખવાની મને બીહીક બતલાવોછો, પણ તે તમારા રાજાનો ભાઈ છે, ને રાજાને તમે એટલા વફાદાર છેઓ તો તમે તેને કદી મારી શકવાનાજ નથી. વળી તમે ચોરી છુપીથી તેને મારવા જેટલા પાપી ને હીચકારા નથીજ થવાના, અને તેની સાંમે થઇને તમે તેને કદી બી મારી નથી શકવાના. હું જો તેને મલી શકશ તો અલબત મલશ. એ બાબદમાં મને કોઇ રોકી શકવાનું નથી. હવે તમોને માહરો જવાબ મલી ગયો ?"

"ત્યારે તુંને માહરો પણ જવાબ મલી ચુકેલો છે," તે બાપે પાછો ગુસ્સાથી ઘેલો જેવો થઇ જનાં કહયું. "જો તે આજે હયાં તુંને મળવા આવશે તો હું કસમપુર્વક કહી ચુકયોછ તેમ તેને જાનથી મારી નાખશ, કે જ્યારે કાલે સહવારે તો તુંને વાલાડૉલીડના કીલ્લામાં જવાનું છેજ."— અને, એમ કેહતાં, તે ગુસ્સાભેર અને દસ્સાભેર પોતાની તલવાર ટેબલપરથી ઉપાડી લઇને તે ઓરડામાંથી સરભોગ બાહેર ચાલી ગયો.

---

## પ્રકરણ ૬.

મરાયા જે ઉપલું બોલીને બારી બાહેર ડોકું કાઢીને ફરી ગઇ હતી તેણે તેને કશો જવાબ કર્યો નહિ. તેણીએ તે ઓરડાની બાહેર જતો હતો ત્યારે પાછી ફરીને તેના ભણી જોવાની પણ પરવાહ કરી નહિ. તે ઓરડામાંથી બાહેર ગયો તે તેણે ફકત તેનાં ભારી પગલાંની હીલચાલના સણસારાથી જાંણ્યું, અને તેણે બાહેર જઇને આગળું બારણું બંધ કરી તેમાં ચાવી ફેરવી ત્યારેજ તેણીને ખ્યાલ થયો કે તે પોતે ઘરમાંથી બાહેર નહિ જઈ શકે અથવા તો બાહેરનું કોઈ ઘરમાં આવી ન શકે તે કીસમે તે બંને બેહનો તે મકાનના પાછલા ભાગમાં કેદ થઇ ગઇ હતી. તે બાહેરના દાદર આગળનું મોટું બારણું બંધ થવાથી અદરનાંઓનો બાહેર સાથનો વેહવાર સદંતર કપાઇ જતો હતો, અને અંદર રહેલાંઓ તે ઉંચી ઉબરાણીવાલાં પુરાતમ મકાનમાં કેદ જેવાંજ થઇ ગયાં હતાં.

હવે જ્યારે મરાયાએ જેયુ કે તે ઓરડામાં તે તદન એકલી હતી

ત્યારે તે બારી આગળથી ખસી ગઇ, અને બારી તરત બંધ કરી દીધી, કારણ્ કે બાહેરની હવા ઠંડી ને સરદ હતી.

તે એ પછી એકલી વિચાર કરવા બેઠી. તે ઘણી જીવ પર આવી ગઇ, હતી, અને, તેથી, પોતાની એ કેદી હાલત બાબે પોતાનાં મનથી તે તુચ્છકારનું હસી.

મગર તે બીજીજ પળે પાછી ગંભીર થઇ, અને જો અહિંથી રાત ભરમાં છટકીજ જવું હોય તો કેમ છટકી શકાય તેનો ખ્યાલ કરવા પડી. આઇનેઝ પાછલા રૂમમાં હોય એ બનવાજોગ લાગતું ન હતું. તે કોઇ કોર્ટ લેડીઝને મળવા જવાને મસે પણ ખરેખર તો ડૉન જૉનને પેલું કાગળ આપી દેવા ઘરમાંથી બાહેર સટકી ગએલી દેખાતી હતી, અને જો તેમ હોય તો તેનો બાપ તેને ઘરના આએ ભાગમાં પાછી ફરકવા દે એ પણ બનવા જોગ લાગતું ન હતું.

તે ડોસાને આઇનેઝનો પણ અવિશ્વાસ ઘણો હતો. તે મરાયા સાથ મળી ગએલી છે, અને આંધળી છતાં ઘણી કુનેહભરેલી કારસાજી સાથે તે પોતાની બેહનને તેના અઘટીટ પ્યારમાં મદદ કરતી રહેલી છે એમ તે બુઢો ઘણા ભરોસાથી માનતો હતો. એટલા માટે તે તેને પણ આએ તરફ નહિ આવવા દે તો? મરાયાએ જોયુ કે તે રાત ભુખી તરસી તેણીએ અત્રે એખલીજ ગુજારવાનું થશે, અને વળતી સહવારે, સહવારનું પ્રહર થતાંજ, તેનો જુલમગાર બાપ તેને વાલાડૉલીડના કીલ્લામાં કેદ કરવા મોકલી આપશે એમાં કશોજ સંદેહ દેખાતો ન હતો. બોલે તે બજાવે તેજ કીસમનો તે એક મજબુત ઠરાવનો બુઢો હતો તે આપણે વાંચી આવ્યાં. તે તેની 'મેડ'ને વટીક વાલાડૉલીડના કીલ્લામાં તેને કેદ મોકલવાની તૈયારીઓ કરવા આએ તરફ મોકલે એ સંભવતું ન હતું. તેના અવિશ્વાસુ જીવ સાથે તે કોઇનો બી વિશ્વાસ કરી શકે એ આવા હીંગામમાં મુતલગ માનવાજોગ દેખાતું ન હતું.

મામલો બાલ જેવો બારીક થઇ પડયો હતો, અને તે કીલ્લામાં કેદ થવા જવા પેહલાં બ્હાલા જૉન સાથ તે એક મિનીટ બી મળી શકનાર ન હતી એ ખ્યાલ થતાં મરાયાની છાતી ધ્રુજી આવી. તે કેમ જાણશે? તેને કોણ કેહશે? ગરીબ આંધળી આઇનેઝ પર બી જો ઘરડો મેનડોઝા જાપતોજ રાખે તો જૉન તો વરસો તક ખરી વાતથી કદી બી માહીતગાર થઇ શકે એમ ન હતું!

જરા વારે મરાયાએ તેના બાપનો સાદ વળી પાછલા ઓરડાઓ ભણી સાંભળ્યો. તે આઇનેઝને મોટે સાદે પોકારીને બોલાવતો હતો, અને મરાયા જે ઓરડામાં હતી તે બાજુના તે ઓરડાને લગતું બારણું પણ અંદરથી મજબુત બંધ કરી દઈ તે અલ્લદરાપો ચઢાવતો સંભળાતો હતો. તે ઓરડેઓરડા બંધ કરતો ચાલ્યો. તે ડોસો તે તેઓનાં રેહવાનાં મથકને તે રાત ભર એક કંગાળ બંદીખાનાંમાં ફેરવી નાખવાનું કરતો હતો!

વળી જરા વારે આગલાં બારણાં તરફ પાછાં તે ડોસાનાં પગલાં સંભળાયાં. વળી પાછો તે શું કરવા આવતો હતો? શું તે કાંઇ નરમ થયો હતો? શું તે માફ કરવા ને માફ માંગવા આવતો હતો?

તેણીએ ઉંચે દમે બધું સાંભળ્યા કીધું—પણ નહિ. તે અંદર નહિ આવ્યો. તેથી ઉલટું તેણે તો બાહેર તે તરફ ઘરડા ચોકીદાર મારટીનને ચોકી કરવા બેસાડયો તે તેણી પોતે આબાદ સાંભળી શકી!

ગરીબ મરાયા ઘણોક વાર સુધી એ પછી શાંત બેસી રહી. આ મુશકેલીથી કેમ પોતાંનો છુટક કરવો તેનાં ગંભીર વમાસણ વચ્ચે તેણીને કશુંજ સુજ્યું કે ગમ્યું નહિ. વાલાડૉલીડના કીલ્લામા તો હજી કાલ પછી કેદ પડવાનું હતું, મગર હયાંનું આ કેદ કાંઇ બી કીસમે ઓછું ઓસ્તવાર નહિજ હતું?

તેવામાં પાછો પાછલાં બારણાંઓ તરફ કાંઇક અવાજ થયો, પણ તે ઘણોજ નરમાસભરયો અવાજ હતો. પગલાં જેવું તો કાંઇજ સંભળાયું નહિ. ફકત કોઇ બારણાં સાથે ફાંફાં મારતું હોય એવી તે અનેક નરમ હીલચાલ હતી, અને મરાયાએ કાન તિક્ષણ કરીને તે સાંભળવાની કોશેશ કરી. એવામાં તે બાજુનું એક બારણું આસ્તેથી ઉઘડવાનો અવાજ આવ્યો, ને તે પછી બીજું, ને તે પછી ત્રીજું અને બીજીજ પળે આંધળી આઇનેઝ તે (મરાયા) હતી તે ઓરડામાં અંગુઠે ચાલીને દાખલ થઇ.

તેને તે મોટા ઓરડામાં મરાયા કયાં બેઠેલી હતી તે, અલબત, કાંઇ દેખાયું નહિ, પણ તેના સણસારા ઉપરથી તે કાંહાં હતી તે અલબત તે તપાસ્તી તે આંધળી છોકરીઅંદર દાખલ થઇ, અને જેવી મરાયા તેને જોતાં ઉઠીને ઉભી થઇ ને તેણીએ તેને પોતાનો હાથ આપ્યો, એટલે આઇનેઝે પોતાનાં હોઠપર આંગળી મુકીને તેને બીલકુલ ચુપ રહેવાની ઇસારત આપી.

"હું તાહરું કાગળ આપી આવી," તેણીએ ઘણુજ ધીમા સાદે કહયું. "હું નિચે ઉતરી તેટલાં સારાં નસીબે એક અકસ્માતથી હોય તેમ તેનીજ

સાથે માહરો મેળાપ થઇ ગયો. તેણે કહેવાડયુંછે કે જેવી મને તક મળશે કે તરત હું તુંને આજે રાત્રે અત્રે મળવા સટકી આવશ."

"અહીં?" મરાયાએ દઘાઇને પુછયું.

"હા, કાંય નહિ?" આઇનેઝે હીમતથી કહયું. "હવે પપા થોડા પાછા આવવાના છે જે તેની વાત? પપાને તો આજે રાત્રે રાજાના મેહલમાં રાતપાલી છે."

"તેવણ કસમ ખાઇને ગયાછ," મરાયાએ અરધું રડી દઇને કહયું, "કે જો તે અહીં આવશે તો ગમે એ ભોગે તેવણ એ વ્હાલાનો જાન લેશે; અને તું જાણેછ કે એવણ કેવા જીદદી ને એક બોલના આદમી છે. પોતાના જાનનો ભોગ વઢીક એવણની જીદ આગળ એવણનાં મનથી કોઇ હિસાબમાં નથી. તું પાછી દોડી જા, વ્હાલી, ખુદાને ખાતર દોડી જા. એક પળની બી ધીલ ના થવા દે. પપા કંઇ ને કંઇ બાહણાંથી જરૂર પાછા આવી જશે, અને આવશે તો ઘણી ગંભીર ખરાબી થઇ જશે."

"પણ હું કેમ જાઉં?" આઇનેઝે ડર ખાઇ જઇને કહયું. "હું બી તાહારી કાંની કેદ છેઉ! પપા મને બોલાવતા હતા ત્યારે હું આપણા મોટા ઘોલ્યાની પછવાડે ભરાઇ ગએલી, અને પપા બેઉ બાજુના બાહેર પડવાના દરવાજાઓ તો બાહેરથી બંધ કરી ગયલા છે!"

"તું ભરાઇ કાંય ગેઇ? તેં જવાબ કાંય નહીં આપ્યો?"

"તો એવણ મને બી પોતા સાથે કેથે લઇ જતે કેની, અને ત્યારે હું અહીં રહીને તુંને જે થોડીઘણી બી મદદ કરી શકું તે કેમ કરી શકતે?"

ખરેખર, મામલો ઘણોજ ગંભીર થઇ પડયો હતો એમ મરાયાએ એક તડાકે જોઇ લીધું. તેના વ્હાલા જોનનો જવાંન જાન મોટા જોખમમાં હતો. જો મેનડોઝા રાજાના મેહલમાં ગયોજ નહીં હોય ને નિચે કેંહે છુપાઇ રહયો હોય તો ડૉન જૉન* આવતાં સાથે તે તેને મારી નાંખવાનો

---

* વ્હાલાં વાંચનારાંઓને સમજાવવું પડવાનું નથી કે ડૉનજૉનમાં "ડૉન" તો ફક્ત ઇંગ્રેજી "મી૦" જેવો એક અદબનો એલકાબ છે. એ જવાનનું નામ તો જૉન હતુ, પણ અદનાથી આળા સુધીમાં હરહંમેશ "ડૉન જૉન"નાં નામથીજ તે ઓળખાતો હતો.

"ડૉના" એજ રીતે, વળી, અઓરતોઓનાં નામ આગળ બોલાય છે, જેનો અર્થ મેડમ અથવા મીસ જેવોજ છે.

એમાં કોઈ સંદેહ ન હતો, અને અફસોસ કે તે બે બેહેનોમાંથી એક બી તેને વેળાસર ચેતવી શકે એમ ન હતું. મરાયાએ પોતાના બાપને ઠહરાવ્યો હતો કે તે પોતે રાજભક્ત હોવાથી રાજાના ભાઇને મારી નાખવાની હીંમત કરવાનો નથી તે સઘળું ફક્ત મન મનાવાનું હતું. તે સારી રીતે જાણતી હતી કે તેનો ઘરડો બાપ એ લગનની એટલી હદ સુધી વિરૂધ્ધ થઈ ગયો હતો કે તે કાંઇ પણ કરવાને પાછો પડે એમ ન હતું. જો કદી ડૉન જોનની સાંમે થઇને એક રૂબરૂ હોજાતોજીમાં તે તે તેને મારવા માંગે તો તે શુરો સિપેહસાલાર કોઇથી અથવા કશાંથી ખાંડ્યો જાય એમ ન હતું, પણ દગો ફટકો ગમે એવા શુરવીરને પણ માહત કરે એમાં અજાયબી ક્યાં હતી? ઘરડો અને ઘેલો બરાબર મેનડોઝા તો એક ગુસ્સાબાજ ઘેલો અને ઘરડો હતો, અને તે પોતાની એ ઘેલછામાં શું નહિ કરી શકે?

તેણીની ફકરો ઘણાજ ઉમદા હેતુઓની હતી. તે હાલમાં પોતે પોતાને માટે જરા એ બીહીતી ન હતી. આજની રાત અને આવતી કાલ તેના પર જે તેનાથી નહિ ઉપડી શકે એવો બોજ લાવનાર હતી તેનો તેને હાલમાં અફસોસ નહિ હતો, પણ તેનો બધો અફસોસ ને બધી ફીકરો તેણે જૉનને લગતા જોખમોમાં ભરી મેલ્યાં, અને તેથી તે ઘણી વધારે હવેરીબાવરી બની.

આઇનેઝ તેને કશી મદદ કરી શકી નહિ. તે પોતાની ખુરસીમાં તડી ને તડી બેસી રહી. આંધળાંઓ ઘણું કરીને અઘેલો મારીને બેસી શકતાં નથી. તે બિચારાંઓને તેઓનાં આકુલવ્યાકુલ મનથી તેટલી ધીરજજ હોતી ને થતી નથી. તે, તેથી, એ કિસમે પુરતાં ચગોરપણાં સાથે પોતાની બેહનને કેમ મદદ કરવી, અને જૉનને માંથેનો જીવસતોસન જોખમ કેમ ઓગારી નાંખવો તેનાં ગંભીર વમાસણ સાથે હાલમાં ખડી ને ખડી બેસી રહી,

મરાયાને તો એ દરમ્યાન ભયના બધા હુબહુ સ્વપના વઠીક થતા રહ્યા! તે પોતાના ખ્યાલોની આંખમાં ખુલ્લી રીતે ડૉન જૉનને બેદેહેરત અને બીનહથયાર તેનાં મકાન તરફ તે ધોળા દિસ ચંદણીમાંથી ચાલી આવતો જોઇ શકતી હતી. તેની ચાલ તેજસ્વિ અને રોઆબવંતી હતી; અને તેવામાં એક છુપાએલો આકાર પછવાડેથી, હાથમાં નાગી સમશીર સાથનો, નિકળી આવીને તે વ્હાલા જવાનને એક છુંપો પણ કાતીલ ઘા કરે છે; એ પછી બસ એકજ પળ ને ડૉન જૉન મુરદું થઇને પડે છે!

આ સ્વપ્નવત સ્થિતિ અંતે નહિ પામી શકાય એટલી ત્રાસજનક

થઇ પડી, અને ત્યારે તેણીએ પોતાનો હાથ ઉંચો કરીને પોતાની આંખ આગલ આડો ધર્યો—જાંણે પોતાના ખ્યાલોમાં બી તે એવો ત્રાસ તામોશ કરી શકતી ન હોય!

"સાંભળ!" એવામાં આઇનેઝ બોલી. "મેં પુરતો વિચાર કીધોછ. તુંને આજે રાત્રે તેને મળવુંજ જોઇશે. એકલી નહિ મલી શકે તો શું મુંજાકે છે? તું કોર્ટ ડ્રેસ પહેંડીને આજ રાતના દરબારી મેલાવડામાં જા. ત્યાં એ તુંને મળશે. તાંહાં બીજાં બધાંઓ બી હોશે. પણ થોડી ઘણી બી મિનીટ એકાદ બાજુએ વાત કરવાની તક તુંને મળશેજ મળશે."

"તું કંઇ ઘેલી થઇછ, આઇનેઝ?" મરાયાએ તાજુબીમાં કહયું; "તું ભુલી કેમ જાયચ કે આજ રાત વાસ્તે તો આપણે કેદ પડેલાં છીએ! અને વળી તુંને ખબર છે કે આવતી કાલે તો મને અહિંથી પપા વાલાડૉલીડના કિલ્લામાં જન્મભર કેદ કરવા મોકલવાના છે!"

"વાલાડૉલીડમાં?" આઇનેઝે ભય પામી જઇને મોટેથી પોકાર્યું; "ઓ, પછી ત્યારે માહરૂં શું થશે?"

મરાયાએ બધી તે વાત—તે બાપ બેટી વચ્ચે બરપા થયલી સખ્ત ટપાટપી ને તકરારની—બ્યાંન કરીને તેને કહી, અને આંધળી આઇનેઝ તે સાંભળતાં પોતાના બાપ તરફ ઘણીજ ગુસ્સે થઇ.

"એક ઘણાજ નાલાયક બાપ છે," તેણીએ બખાળયું. "રાજા સિવાય કોઇને વાસ્તે એવણુને જરા બી માન કે પ્યાર છેજ નહિ. આપણી સાથે તો જનમેજનમના ઘાટકી, સખ્ત ને કરડા છે!"

તે ઘણી ઉશ્કેરાયલી હતી. આખી જીંદગીમાં પોતાના બાપ વિરૂદ્ધ આટલા કરડા શબ્દોમાં તે આજેજ બોલી હતી. મરાયા ઉપરના દેખીતા જુલમથી જાણે તેનું માથુંજ ફરી ગયું.

"આપણે કંઇ એકદમ ઉપાય કરવો જોઇશે," તેણીએ જરા વારે પાછું કહયું; "પપા હમણાં ને હમણા કોર્ટમાંથી પાછા આવી શકવાના નથી. ડૉન જૉન બી હમણાં તો આવી શકેજ નહિં એ તેવણુને ખબર હોવાથી હાલ તો પુરતા નભરવસ થયલા હોવા જોઇએ. તું જલદીથી, તેથી, તેયાર થઇ જા. હયાંથી બાહેર પડવાનો રસ્તો હું કરી શકશ. તું પાધરી હયાંથી ડચેસ આલવારેઝ પાસે જા, અને તેની સાથે આજ રાતના કોર્ટના મેલાવડામાં જા. પપા તુંને જોશે તો ખરા, પણ ત્યાં ને ત્યાં કાંઈ બોલવાના નથી. ડૉન જૉન બી એ વખતે તુંને જોઇને કદાપી તહારી પાસે

આવશે, અને જો એકાંતમાં મળવાની તક મળે તો એક બે બોલ વાત બી કરી લેજે."

## પ્રકરણ ૭.

——:o:——

મરાયા પોતાની આંધળી બેહેનને વખાંણુ ને ધ્યાંન સાથ સાંભળતી ઉભી હતી. તે અત્રેથી છટકી જવાનું ઘણું સ્હેલ હોય તેમ માનતી ને બોલતી હતી, પણ શું ખરેખર આ બધાં બંધ બારણાંઓની બેડી તોડી નાંખી અત્રેથી એ રીતે ન્હાસવા ને બચવાનું-તે પોતાનાં મનને પુછતી હતી કે—ભોલીભાલી આઇનેઝ ધારતી હતી એટલું બધું સેહેલ હતું ?

"પણ બારણાં કેમ ખુલશું?" તેણીએ ફીકરમંદ ને શંકાશીલ પુછયું.

"આગલી ગમનું બારણું બધ કરીને પપાએ ઘરડા મારટીનને ઉપર દાદર આગલ સુઇ રેહવા કહેલું છે," પકડી આઇનેઝે સમજાવ્યું. "આજે નીચે નહીં સુતાં ઉપરનાં આગળાં બારણાંની ચોકી કરવા સુવાનો તેને હુકમ આપતાં મેં તેવણુને સાંભળેલા છે, ને તે જાંણેચ કે પપાએ તુંને કેદ કીધીછ-મને નહીં. હું તો તેથી ભુલથી કેદ થઇ ગયલીજ તેને માહરે વરે સમજાવી શકશ, ને હું કેહેવશ તો માહરે વાસ્તે તે બારણું ઉંઘાડી આપશે. હું કેહવશ કે પપા ગીયા ત્યારે હું ઉંઘાયલી હતી, ને માહરે ડચેસ પાસે જરૂર મલવા જવાનું છે."

'વારૂં પછી?'

"પછી શું વળી? તું માહરો કાલો કલોક ઓઢી લેજે," આઇનેઝે પોતાના વિચારો આપવાનું ચાલુ રાખ્યું, "ને મોનું તેમાં છુપાવજે. આંધળી હોય તેમ જરા અથડાતી ને ટંતોસતી ચાલજે એટલે બસ. મારટીન શું જોઇ મરવાનો હતો? તે શું પારખવાનો કે ઘેરમાંથી તું ગઈ કે હું? ને ભાગળમાં તો તું કેહતીતી જે વચ્ચે એકજ બતી રહેછે, એટલે ત્યાં બી અંધારૂંજ હોશે?"

"પણ પપા આવી લાગશે તો?"

"તુ તો ગાંડી થઇછ," આઇનેઝ લગભગ ગુસ્સો કરી બોલી. "આજે

તો કોર્ટ ફેસટીવલ છે, ને તે મોટી ખાંનાપીનીના સબબથી તેવણ કે ડૉન જૉનને બી હમણાં અહીં આવવાની પરવાર થવાનીજ કેમ છે જે? આજે તો બધા મોટા અધીકારીઓ ને આર્ચબીશપ પોતે બી રાજાના મેહેલમાં આવશે એમ ડચેસ કેહતાં હતાં તે ભુલી ગઈ?"

મરાયાના જીવમાં જીવ આવ્યો. આ બધી હીંમત આપનારી સમજાવતથી તેનાં મન પર ઘણી ઉંડી અસર થઈ, ને આઇનેઝની મદદથી તે કોર્ટમાં જવા પોતાના ઉમદામાંઉમદા પોશાકમાં સજ્જ થવા અંતે કબુલ થઇ.

આઇનેઝે તેને ઘણી મદદ કરી. "એક જોતી 'મેડ' તુને મદદ કરે તેની આંખ કરતાં માહરા હાથ વધારે ચપલ છે," તેણીએ હસીને કહયું.

તેણીએ ખરેખર ઘણીજ મદદ કરી. તેણેજ મરાયાના લાંબા કાલા બાલ છોડી નાંખ્યાં, હોલ્યા ને બાંધ્યા. તેણેજ તેના તે કીંમતી પોશાકમાં પગથી માથાં સુધી તૈયાર થવાનો હાથ આપ્યો, અને વળી ખુબી તો એ કે તેઓ અંધારાંમાંજ બધું કામ લેતાં હતાં. તેઓનો બાપ જે ઓરડામાં મરાયાને કેદ કરી ગયો હતો ત્યાંની બતી તેઓએ એકમત થઇને ત્યાંજ રેહવા દીધી હતી. બીજા ઓરડાઓ જે તે બંધ કરી ગયો હતો તેમાંની બતીઓ તો તેણેજ જવા પહલાં ગુલ કરી નાંખેલી હતી, અને તેથી ત્યાં ઉજાસ લઇને જવા તે બેહેનો બીહીધી. તે તરફ ઉજાસ જો તેઓનો બાપ અનાવસે રાજાના મેહલમાંથી જોવા પામે તો જરૂર વેહમાય ને ઘરમાં દોડી આવે, જેથી તેમને અંધારાંમાંજ કામ લેવું પડતું હતું. આઇનેઝને મન તો રાત હંમેશની હતી, અને મરાયાના પગે બી તે તરફનું સઘળું આવી રહેલું હતું. અલબત, અંધારાંમાં મરાયા કરતાં બી આઇનેઝ વધારે સંભાળ ને વધતી આસાનીથી કામ લઈ શકતી. મરાયા તો અવારનવાર ખુરસી ટેબલ સાથ ઠોકરાતી અથડાતી ને અફળાતીઝીંકાતી, કે જ્યારે તેની ગરીબ બહેનની ખ્યાલ નહીં થઇ શકે એવી જોરાવર કમનસીબીનાં ખરાં દુઃખની તે ત્યારે બની શકે તો હજી જાસ્તીજ કદર કરી શકી!

બધી વાતચીત વટીક તે બેઉ બેહેનો અકેકના કાનપર પડીનેજ કરતી હતી. બે અંધારાંની દેવીઓ અંધારામાં કામ લેતી હોય તેવોજ તે એક અજબ જેવો ને ઉશ્કેરણી ભરયો દેખાવ હતો.

"આજે આખી કોર્ટ તાહરી અદેખાઇ કરે એટલીબધી તું તાહરા દબદબામાં સુંદર દેખાવી જોઇએ," આઇનેઝે તેને અંધારામાં વકીક તૈયાર

કરતાં, બારીકમાં બારીક નકસી પર ધ્યાંન આપીને કહયું-ને છેલ્લે તે અર્ધી ઉઘાડી ગોરી છાતીપર મોટાં મોતીની માળા જે એકજ તે ગરીબડી છોકરીઓ નું ઝવેરાત હતું તે પેહડીને તે રોશણીવાલા ઓરડામાં આવી જ્યારે સુંદર મરાયાએ આરસીમાં ડોકાવ્યું ત્યારે તે પોતે ખુદાની આપેલી તે હદ વગરની પોતાની ખુબસુરતીથી છક થયા વના રહી નહીં. તે ખુદાની ઘણી ઘણી શુગરગુજાર થઇ. ખુબસુરતીનો એક દસ્યાવ હોએ તેવી-ગરીબ છતાં એક શાહજાદી જેવી-તે દેખાતી હતી, અને ભલી આઇનેઝની તેને ડ્રેસ કરાવાની કારસાજીની તેજ બુદ્ધી તે લખ્ખો આફ્રીન સાથે પોતાનાં મનસે વખાણ્યા વના રહી શકી નહીં.

"કાંય, બધું બરાબર છે કે?" મરાયાએ આરસીમાં જોઇને બધું સરખું કીધા પછી આઇનેઝે આતુરતાથી પુછ્યું.

"તદ્દનજ બરાબર, વાહલી," મરાયાએ હેસાંનથી જવાબ કરયો.

"ચાલ ત્યારે, હવે ઉપર માહરો કાલો કલોક પેહડી લે," આઇનેઝે સુચવ્યું. "જો બાલની ઘણી સંભાલ રાખજે. માથાં પર કલોક ઓઢી લે ત્યારે બી બાલ જરા ખોલાવા ના દેતી: મેં ઘણીજ મેહેનત લીધેલી છે જો!"-અને જવાબમાં મરાયા મોટે સહાદે ઘણા મોહાસથી હસી.

તે પછી તે કલોક ઓઢીને તે બંને બેહેનો આગલાં બારણાં તરફ જવા તૈયાર થઇ.

"ચાલ, હવે સધાવ," આઇનેઝે કહયું. "માહરી કંઇ ફ્કર કરતી ના. માહરો ખુદા માહરી સાથે. પપા મને કશું કરી શકવાના નથી, ને સજા કરે કે મારીબી નાખે તો માહરી જીંદગી એવી કોઇ કામની કે કીંમતી નથી."

"ઓ, એમ ના બોલ, ડારલીંગ," મરાયાએ લગભગ રડીને માંગી લીધું.

"તું તાહારૂંજ સાચવ," તેણીએ પાછું કહયું, "કેમ જે તુંને તો તાહરી ને તેની બેઉની જીંદગીની સમાલ કરવાની છે. હવે તો જો હું જીવતી હોઉં તો પરણીનેજ આવજે ને મને મલજે. હવે આજે રાત્રે તો ઘેર પાછી ફ્રતીજ ના. બને તેમ ડૉન જૉન સાથ મસલત કરી લગન થઇ જાય તેટલાં કોઇ સલામત જગ્યાએ રહી જજે. ચાલ, બસ, મને એક કીસ કર ને કીસ આપ. કોટી કરવાથીતું તો તાહરો સુદર ડ્રેસ બધો ચુંથઇ જશે."

અને જાંણે આઇનેઝજ હુકમો ચલાવા જેવી વડી બેહેન હોય તેમ મરાયાએ તેને ઘણુંજ હેતની ઉપરાસાપરી ચુમીઓ લીધી, અને પછી

રડતી આંખ્યોએ, ભવિષ્યના ગરભમાં શું સમાયલું હશે તે વિશે બીનમાહીતગાર ને અંજાણ, તેઓ બંને હાથમાં હાથ મેળવી આગળાં બારણા તરફ ગઇ. ત્યાં જઇ મરાયા તો ગુપચુપ બારણાંનાં અંધારાં ખુણાંમાં દબાઇને ઉભી, કે જ્યારે આઇનેઝે બારણાં પર ટપટપ હાથ થોકી ઘરડા ચોકીદાર માર્ટીનને સાદ મારયો. મુશ્કીલ એ હતી કે એ માર્ટીન અરધો બેહરો મુવેલો હતો! વળી એટલુંજ ન હતું. બાહેરથી તો ધમન ફુકાવા જેવો સાહાદ આવતો હતો, જે પ્રગટ બનાવતુ હતું કે તે તો ઘોંટાઇ જઇ મુવો હતો!!

"હવે કેમ કરશું?" મરાયાએ દબાયલા સાદે આઇનેઝને કાંને લાગી પુછ્યું.

"મુશ્કીલ તો છે," આઇનેઝે તેવાજ ધીમા સાદે જવાબ કરયો. "એ બેહેરાને ઉંઘમાંથી જગાડવા આપુને ઘણો ઘોંઘાટ કરવો પડશે, ને ફીકર એ લાગેછ કે રખે તે ઘોંઘાટથી કોઇ બીજાં બાહેરનાંનું ધ્યાંન ખેંચાય ને તે કાઇ બીજુ અત્રે દોડી આવે!"

મરાયા એ સાંભળતાં ખરાં દીલથી અતીઘણી નાસીપાસ થઇ ગઇ. દરેક મિનીટ તેને હવે એકેક કલાક જેવીજ લાગવા માંડી. ઉસ્કેરણીથી તેના હાથ પગ એકાદ પલ ગરમ થઇને ખખડી આવતા, તો વળી બીજીજ પલે તે પાછા તાદા બરફ જેવા થઇ જતા!

"ત્યારે શું વિચાર કીધો, વ્હાલી?" તેણીએ વળી જરા વારે આઇનેઝને પાછું પુછ્યું.

"હું તો ધારૂંછ જે એ જાગે ત્યાં વેર આપુને થોભી જવુંજ જોઇશે," આઇનેઝ કે જે આ મોટા જોખમના ઐયામમાં પોતાની વડી બેહેન મેરાયા કરતાં એક તડાકે વધારે વિચારવંત ને ડાહી થઇ ગયલી નજરે આવતી હતી તેણે દુરઅંદેશ જવાબ કરયો. મરાયા પોતે તો જાંણે બાણભુલી ને હૈયાંસુનીજ બની ગઇ હતી.

"એ બેહેરા વાંદરને તું આસાનીથી છેતરીને પસાર થઇ જઇ શકશે," આઇનેઝે સમંજાવ્યું. "પણ જો કોઈ બીજાં બાહેરનાં દોડી આવશે તો તેમ બનવુ માહાલ છે."—અને મરાયાએ બેતકરાર આ બધી સમજાવતનું વાસ્તવિકપણું કબુલ કર્યું ને સ્વિકાર્યું. આઇનેઝે, એ દરમ્યાન, તે બારણાંને પોતાનાં દીલપર ખેંચીને બે ચાર આંચકા જોરથી મારી બી જોયા, પણ તે મજબુતીથી બાહેરની બાજુએથી બંધ કરેલુંજ પુરવાર થયું!

# પ્રકરણ ૮

"એ જાગે ત્યાં સુધી થોભવાનું તો સલામતીભર્યું નથીજ, આઇ-નેઝ," મરાયાએ તે જોતાં કહયું. "એ બેહેરો તો કદાચ હવે સહવાર સુધી જાગેજ નહિ!"

"ત્યારે નહીં તો જોખમ કર્યે ને બારણું ઠોકયે ?"

"ઠોકવુંજ જોઇશે," તેણીએ જવાબ કર્યો. "મને પપા પાછા આવી લાગવાની બીહીક ખરેખર ઘણીજ છે."

આ ઉપરથી આઇનેઝે મુકકીઓ વાલીને બે ત્રણ જોરથી તે બારણાં પર ધમકા માર્યા પણ પેલા બેહેરાને તે શું સંભળાય ? તેને મન તો દુન્યા ડુબી ગયલી હતી!

એવામાં સામી સાઇડનું બારણું કોઇએ ઉઘાડયું, ને કોઇ અબળા—આઇનેઝ ને મરાયાએ તરતજ પીછાંણ્યું કે તે લોકને ત્યાંની પકાવાવાલી—એ ચાલમાં આવીને પેલા બેહેરાને ખુબ ઢંઢોળ્યો. "એ શું થયુંછ રે, મારટીન ?" તેણીએ ગુસ્સાથી કહયું; "એટલો જલ્દી આજે તુંને ઘોંટણવાસો શાંનો આવી ગીયો ? નિચેનું બારણું કોઇ ત્યારનું ઠોકયા કરેછની!"

"અરે જા, ડાકણ, કાંય જરા સુવા દેતી નથી ?" મારટીને ગુસ્સાથી બખાળયું; "કોઇ ઠોકતું નથી. ઠોકે કોણ ? એ તો જરા પવનથી અફલાતું હોશે, અરે મુકી દે—મુકી દે, વંત્રી, મારી બોંહેનું ચીરયું ઉતારી નાંખશે!"

"ત્યારે જાગ ને ઉઠ ને ઉઠીને બેસ!" તે પકાવવાવાલી બજીદ થઇ. "તું બેહેરો મુવોછ તેમ બધાંને બેહરાં સમજેછ કે શું ? જા, જઇને નિચે જોઇ આવ ને ખાત્રી કર."

અંતે બબડતો ખબડતો, ગાલબેલ દેતો, ઘરડો મારટીન ઉઠયો ખરો, ને તે મોટે સાદે અવાચી ખાતો ઉઠીને ઉભો થયલો હોવોજ જોઇએ, કેમજે પેલી પકાવવાવાલી નીરાંત પામીને તે પછીથી જતી રહી ને તે તરફનું બારણું પાછું ઢબ દઇને બંધ થયું.

હવે આઇનેઝે ટપટપ પાછું બારણું ઠોકયું.

"મારટીન, ભલા મારટીન," તેણીએ ધીમેથી સાદ મારયો; "એ તો હું છેઉં. હું આએ બારણું ઠોકુંછ."

મારટીને તે સાદ સારાં નસીબે સાંભળ્યો ને પીછાણ્યો.

"કોણ--ડૉના આઇનેઝ?" તેણે બારણાંપર કાન મેલી અદબથી પુછ્યુ.

"હા, ગરબડ ના કર," આઇનેઝે કહ્યું. "પપા ભુલથી અંદર મને બી કેદ કરી ગીયાછ! એવણને ખબર નહીં હોશે જે હું અંદરજ રહી ગયલી છેઉં. જરા બારણું ઉઘાડ! તહારી મારાપર ઘણી મોટી મેહરબાની થશે. મને ઘણી ભુખ લાગી છે. હું ડચેસ પાસે જતી રેહેવા માંગુંછ."

"તમોને કેદમાં રાખવા સારૂં તો મને જેનરલે હુકમ કશો આપ્યો નથી," મારટીને કહ્યું, "પણ ડૉના મરાયાને વાસ્તે—"

"તેની ફીકર ના કર," આઇનેઝે કહ્યું. "તેણે વ્હાલા પપાની સાંમે માથું ઘણું ઉંચકેલું છે ને તેને છટકવા દેવાનીજ નથી; પણ તે તો હાલ પછવાડેના ઓરડામાં ઉંઘઇ ગયલી છે."

"તમારી ખાત્રી છે? નહીં તો હું ગરીબ માણસ નાહકમાં—" તે હજી હચુપચુ થયો.

"તું માહરૂં માંનતો નથી? તું શું મને પીછાણતો નથી?" મોટા જોખમ વચ્ચે આઇનેઝે આગ્રહ કરવાના કાલાવાલા જારીજ રાખ્યા. "ભલા મારટીન, વ્હાલા મારટીન, જરા માહરે ખાતર બારણું ઉઘાડ? જરાકજ; બસ હું પાસ થાઉં કે તું તાહારે તરત પાછું બંધ કરી લેજે!"

"શું કરૂં કે તમોને ના કહી શકાતું નથી!" મારટીને નાચારીના હાલથી જવાબ કરતાં કહ્યું,—અને પછી તે અલડરાપો આસ્તે આસ્તે હડી જવાના અવાજો આવ્યા.

એ ઘણી જીવસતોસત પલો હતી. મારટીન ઘરડા જેનરલ મેનડોઝા થી એટલો બધો થથરેલો રેહેતો હતો કે જેમ કોઇ એક રાક્ષસથી બીહે; અને તેથી આ તો દીસ્તુંજ હતું કે આઇનેઝને મસે મરાયા પાસ થાય છે એમ જો તે બેહેરા વાંદરને જરા બી વેહેમ પડે કે માલુમ થાય તો તે જોરાવરીથી તરત તેણીને પકડીને પાછી કેદ કરવાનાં બેઅદબ ઝનુનમાં વટીક આવી જાય! એટલા માટે હાલમાં તે બેઉ બેહેનો થકી "ખુદા ખુદા" કરવાનોજ વખત હતો!

તેઓએ તે બારણું ઉંઘડવાનું હતું તેવામાં છુપી સમજુતથી વગર ઘોંઘાટે વળી એક છેલ્લી બગલગીરીમાં મલી લીધું.

"કેવો ડાહયો, કેવો ભલો, કેવો વાહલો અમારો મારટીન!" બારણુ ઉઘડતું હતું તે દરમ્યાનમાં પણ ચતુર આઇનેઝ તે હેમકને તાડ પર ઝાડ પર

ચઢાવતીજ રહી,—અને પછી બારણું ઉઘડતાં તરત પોતે અંધારા ઓથામાં દબાઇ ગઇ, કે જ્યારે તેનીજ આંધલી દપછપ અખ્તયાર કરી મરાયા બારણાંમાંથી બાહેર પડી.

સારાં નસીબે પેલા બેહેરાને કશોજ વેહેમ પડયો હતો નહીં. બંને બેહેનો તદન એક સરખી ઉંચાઇની હતી, ન ઠંડીથી બચવા હોય તેમ આઇનેઝનો કાલો કોટ મરાયાએ છેક માથાં તક ઓઢી લીધેલો હતો, કે જે કોટમાં આઇનેઝને આ આગમચ એ ચોકીદારે સેંકડોવાર જોયલી, એટલે ફકત ઠેકંસમાં હોય તેમ ડોકું નમાવી આઇનેઝનીજ ચાલહાલ અખ્ત્યાર કરી ? એક આંધલી પાસ થતી હોય તેવી સંભાલથી તે મરાયા સરસર દાદર ઉતરી ગઇ.

ખરેખર તો માર્ટીને તેના પર કશુંએ ધ્યાંન આપ્યુંજ નહીં. તેનો બધો જીવ જાન તો તરત બારણું બંધ કરી દેવામાંજ લાગી રહયો હતો. રખેને એક બેહેનને છોડવા જતાં તે બેહેનોએ તાગડો કરી મેલ્યો હોય અને તેથી બીજીબી તેની પુઠે બાહેર નિકળી આવે ને છટકી જાય તેની તે બેહેરાને એટલી બસ ફીકર હતી કે બાહેર પાસ થતી મરાયાને જોવાને બદલે તેણે તો બધું ધ્યાંન ને બધી નજર, પેલાં બારણાં પરજ રાખી મેલેલી, ને જેવી મરાયા બાહેર આવી કે તરત તે બારણું તે પાછું બંધ કરી લેવા પડયો, ને તે તકનો લાભ લઇ મરાયા ઘણી આસાનીથી ખસ્લી ગઇ.

આઇનેઝે એ બધો વખત દમ ખેંચી પકડયો હતો. તે દાદરને પગઠયાં કેટલાં હતાં તે તેણીએ ઘણીવાર ગણેલાં હોવાનેલીધે જાણતી હતી, ને મરાયા તે ફાંડયાં ઉતરતી હતી ત્યારે પોતે તે તેનાં પગલાં મુજબ ગણતી ઉભી રહી હતી: અને જ્યારે મરાયા તે બધાં ઉતરીને નિચલું બારણું ખોલી બાહેર રસ્તા પર ગઈ ત્યારેજ તેણીએ છુટકારાનો દમ ખેંચ્યો, ને તે નિરાંત પામેલી પાછી અંદર જતી રહી.

તે અવલ તો જે ઓરડામાં મરાયા કેદ હતી ત્યાંજ ગઇ. તે જાંણતી હતી કે તે ત્યાં હતી કે નહીં તેની તલ્લાસ કરવા મબાદા ઘરડો માર્ટીન પાછલી ગમથી તે તરફ જાય, ને તેણે તેથી ત્યાંજ જવા ને થોબવામાં ડાહપણ માન્યું.

અને ખરેખર માર્ટીન જરા વારે તે તરફ આવ્યો બી ખરોજ! તે બાજુની ચાલનો દીવો જેનરલ મેનડોઝાએ ગુલ કરી નાંખ્યો હતો તે વાસ્તે બખાલતો, ફફડતો, અફડાતો ઠોકાતો તે ત્યાં આવ્યો, ને મરાયાવાલું બારણું ઠોકી તેણે પુછયું, "ડૉના મરાયા, તમે અંદર છેઓ ? કંઇ જોઇશે ?"

પણ આઇનેઝે જવાબ કરયો નહીં! જવાબ કરે તો સાદથી તે પકડાઇ આવે, પણ તે અંદર હતી એ વાતનો તે ઘરડા વાંદરને સંધ્યારો મનાવા પોતે ગુસ્સામાં હોય તેમ તેણીએ એક બે ખુરસીની અફાલઝીક કરી નાંખી અને ત્યારે 'મેમ સાબનો મિજાજ હજી બરખેલાફ છે' એવું કાંઇક બડબડતો પુષ્કળ ધીરજ પામેલો, માર્ટીન પોતાની ચોકીદારીની અસલ જગ્યાપર પાછો ફરયો ને પાછો સુતો.

હવેજ આઇનેઝના જીવમાં પુરતો જીવ પાછો આવ્યો. તેની બેહેન તેની પોતાની કુનેહભરી કારસાજીથી આવાં એક જાલીમ કેદથી રીહાઈ પાંમી હતી તે માટે તે ઘણી ખુશ થઇ. તે મા જેવીજ ભલી ને હેતવંતી એક મેહરબાંન વડી બેહન હતી, કે જે ઘણુંજ દયાલુપણે તે આંધલી બેહનના દરેક નાજ ઘણા ઉઠાવતી હતી. તે જાણતી હતી કે પોતે તો જરા જરામાં ઓછું માનવાવાલી, કજ્યા કરી પડનારી ને હંમેશની અસંતોષી હતી, પણ ભલી મરાયા તે છતાં તેને હેતથી સમાલતી ને ઘણા પ્યારથીજ સંઘરતી રહી હતી; ને તેવી એક દીલસોઝ બેહનના પ્યારા જાન પર આવી બનેલી તે જોખમની ઘડીઓમાં આઇનેઝ આજે તેને આ કીસમે સલ્લાહ આપવા ને બચાવામાં મદદરૂપ થઇ પડી તેથી તે પોતાનાં મનથી રાજી થઇ.

પણ પછી વળી પોતાના જોખમનો ખ્યાલ થતાં ને કદાપી તે હેતવંતી બેહેનની પનાહ આપતી ગોદ હવે તે સદા સુધીની ખોહી બેઠી હોય એ વિચાર થતાં તે તદન ત્રાસ પાંમી ગઇ, અને હીંમત હારી એકદમ એકલી રડી પડી. ગરીબ આઇનેઝ! તેને તે પલંગ પર ઉંધે મસ્તક પડીને દયા ઉપજે એવી કીસમે દયકાં ખાઇને રડતી જોવાનું ખરેખર હૃદયભેદક અને દુખ ઉપજાવે એવુંજ હતું.

---

## પ્રકરણ ૯.

---

બીજા હાથપર મરાયા પોતાનાં નજીસ નાતરસ કેદથી રીહાઇ પાંમેલી ઘરમાંથી બાહેર પડી તેવી ધસારાબંધ ભાગળમાં દાખલ થઇને રાજાના મેહલ તરફ ચાલી. તે તરફ જવા તે ભાગળમાં પેઠા પછી એક મોટી ચાલ જેવી લાંબી ગલી પસાર કરવી પડતી હતી, જે કાંઇજ નહી પણ સ્પેનના

મોટા કિલ્લાની દીવાલની વચ્ચેથી કોતરી કાઢેલો એક સાંકડો રસ્તો હતો. તેમાં અધવચ્ચે એક બતી બળતી હતી, કેમજે રાજાની આવનજાવનનો મોટો કુશાદે રસ્તો હતો તે તદન અલાહેદો ને જુદોજ હતો. આ ગલી તો ફકત અધીકારીઓ ને દરબારીઓનાજ ખાનગી ઉપયોગની હતી.

તે બને બેહેનોએ એ ગલી તે વચમાંની એકજ બતીના બાએસથી ઘણી ખરી અંધારી હોવાનું અનુમાન કરયું હતું ત્યારે આજ રાતની ધોળા દીસ ચંદણીની હાજરી તો તેમનાં લક્ષમાંથી સાવ નિકળીજ ગયલી હતી, અને મરાયાને પણ તેનું રસ્તે ઉતરવા પછીજ ભાન થયું. એમ છતાં તે ડચેસનાં મથક સુધી સલાંમતી સાથે જઇ શકશે એમ તેણીને લાગતું હતું, ને તે તરફ હાલમાં કોઇ નહીં હોવાથી તે ધસારાબંધ ચાલી જતી હતી તેટલાં, અરે બદ નસીબ!—કોઇનાં સામી તરફથી પગલાં વાગતાં પ્રગટ સભળાયાં!

મરાયા થંબ થઇ ઉભી. એ કોણ આવતું હોવું જોઇએ? આબાદ કોઇ લસ્કરીનાં કેળવાયલાં તે પગલાં હતાં, અને તેની બાજુમાં લટકતી તલવાર બુટમાના ઘોડાને મારવાના કાંટા સાથ અથડીને દરેક પગલે ખખડાત કરતી ખુલ્લી સંભળાતી હતી!

હવે વેહમ શો હોય! મરાયાએ તુરત જોયું કે આ તો બધો મોહો-સમોકાંણનોજ મસાલો હતો! તેમનુ ઘણી મેહનતે સર્વ કરેલું કરાવેલું દેખીતી રીતે હરામ જનાર હતું, કેમજે એ આવનાર કોઇજ નહીં પણ તેણીનો ઘરડો પીતા મેનડોઝા પોતેજ હોવો જોઇએ. તેનાંજ પગલાં પરખાઇ આવતાં હતાં! હવે?

શું તેણીએ પીઠ ફેરવી પાછી ન્હાસી જવું? અથવા શું તે તેને જુએ, પીછાણે, પકડે ને પાછી કેદ કરે તે પેહલાં ધસારાબધ મેહેલ તરફ ન્હાસીને છટકી જવું? અથવા શું તે મોટી ખરબચડી દેવાલનાં એકાદ બાહેર નિકળી આવેલા ભાગમાં દબાઇને બને એમ છુપી ઉભી રેહવા જેવું કરવું? શું કરવું?

શું કરવું તે ગભરાનમાં પડેલી મરાયાને મુતલગ સુઝતું ન હતું, ને પેલાં પગલાં તો દરેક પલે આગલ ને આગલ આવતાં હતાં! શીતલ રાતની ને શાંતીમાં સુભાગ્યે તે દુરથીજ આવતાં સાંભળી શકાતાં હતાં, પણ હવે તે છેક નઝદીકમાં આવી લાગ્યાં હતાં, ને ગરીબ મરાયા મોટા ગભરાત વચ્ચે તુફાની હવાના અમળ હેઠળ ધ્રુજતાં એક નાતવાન ઝાડ પેરે ધ્રુજતી હતી. તેણીએ ઓઢેલો કલોક અને તેનું કદ એ બધું, તે ગમે એવું બુર-

ખામાં પોતાનું મોહું છુપાવે તોપણ, તેણીને તેના બાપ કને એક લેહજામાં ઓળખાવી દે એવોજ બધો રંગ હતો. રાત અંધારી હતે તો દીગર વાત હતી, પણ આ તો ચંદણી આપણે કહયું તેમ ધોળા દીસ જેવીજ હતી, અને ત્યારે તે કેમ છુપાઇ કે બચી જાઇ શકે?

અને વળી તાજુબ એ હતી કે પગલાંનો ને તે તલવારના ખણખણાતનો અવાજ ઘણોજ પ્રગટ ને ઘણો નજીકમાં હોય એમ સંભળાતો હતો છતાં કોઇ આવતું ન હતું! એ શું? ભુતનો ચારો તો તે બાળાને બીહીધરાવતો ન હોય?

તે હીચકારી ન હતી, પણ મનની ને તનની હાલની અસહય રંજ અને ઉશ્કેરણીઓ વચ્ચે તે છોકરી ખરેખર ડર ખાઇ ગઇ. તેની છાતી બેસી જતી હોય તેમજ તેને થયું, ને તેણીએ આંખે હાથ ઢાંકયા. એ ચાલીમાં ભુતનો ચારો હોવાની વાત ઘણી સંભળાતી હતી, ને જોકે બધાં સમજદારો તે હસી કાઢતાં પણ આ ત્યારે આ શું થતું હતું?

બુઢા આલકાઝારનો હથ્યારબંધ ભુત રાત થવા પછી એ ચાલમાં ફરવા નિકળે છે એમ ઘણા ભરૂસાથી બીકીકણો મારફત કેહવામાં આવતું હતું. વળી સહરાગતીઓએ તો તે આખી ચાલ મુરીશ ડાકણીઓ ને ડાકણોથીજ રાત પછી વસાયલી જાહેર કરેલી હતી, કે જે ભુત પીશાચો રાતની ઠંડક અથવા ચંદણીમાં લેહેર મારવા નિકળી પડતાં કેહવાતા હતાં; અને ગરીબ મરાયાને હાલમાં શું તેઓનો કોઇનો સહવાસ કે અનુભવ થવો હતો?

તે છોકરી અત્યંત ડર ખાઇ ગઇ, અને તેણીએ તે ભયાનક દેખાવોથી બચવા, આપણે ઉપર કહયું તેમ, દેવાલ તરફ મોહું કરીને આંખે હાથ દઇ દીધા. તેની મતલબ કે તે જે બી હોય તે પાસ થઇ જાય પછી જ આંખ ઉઘાડી જોવું. એમ કરતાં જો કદી તે પોતે સોવસા માનતી હતી તેમ તેનો ઘરડો પીતાજ હોય તો બનવા જોગ છે કે તે તેને નહીં બી જુએ અથવા નહીં બી ઓળખે, ને ધ્યાનમાં ને ધ્યાનમાં પાસજ થઇ જાએ?

પણ નહીં. તે પગલાંનો અવાજ છેક તેના કાનની લગોલગમાં આવ્યો ત્યારે ત્યાંજ થોભી ગયો, ને મરાયા વધતી ધાસ્તીથી ધ્રુજવા પડી. તદન દેખીતુંજ હતું કે તેના બાપે તેને જોઇને ઓળખી હતી, ને તેથીજ તે એ મુજબ તેને જોતાં સાથે ત્યાં થોભી ગયો હતો.

તે એક સેકંડમાં પોતાના ખ્યાલોની આંખમાં સઘળો દેખાવ જોઇ લઇ શકી, તે છેડાયલા બાપની ગુસ્સાભરી આંખ તેનો ગુસ્સો, તેનું ઝનુન

સર્વ તેને થથરાવતું રહયું હતું—પણ તેવામાં નજીકમાંથી એક માયાળુ અવાજે પુછયું, "બાંનુ, તમોને શું છે? કઇ તબ્યત બીગડી આવીછ? હું તમોને કઇ મદદ કરી શકશ?"

મરાયાએ ખુશીની એક ચીસ સમેત તે સાંભળતાં હવે મોંહ ફેરવીને આંખ ખુલી નાંખી. તે અવાજ—ઓ, તે મીઠો, માનીતો, પ્યારો, પનોતો અવાજ તો તેના વ્હાલા જૉનનોજ હતો!!

તે હાથમાં ટોપી લઇને ઘણાં માનથી, તેણીને ઓળખ્યા વગર, તેને મદદ થવાનું કેહતો ને પુછતો તેની બાજુમાં વાંકો વળેલો ઉભો હતો. ચંદ્રમાની રોશની તેનાં પેહેલવાની મુખકમળ પર પ્રગટ ને સીધી ઉતરતી હતી, કે જ્યારે એક બાહેર નિકળી આવેલા પથરની કદણમાં ને પોતે તો છુપાયલી હોવાથી તેણીનો ચેહેરો હજી ઘણા અંધારા ઓથામાં હતો.

"હું કંઇ તમોને મદદ કરી શકશ, બાંનુ?" તે જવાન પેહેલવાને એક ખરા દીલેરને જેબ આપતી સભ્યતા ને માયાળુપણાંથી પાછું પુછ્યું.

અને ત્યારે જોતાં સુખ થાય એવા ખુશાલ ચેહેરે તે એક કદમ આગળ વધી ને ઉજાસમાં આવી. તેણે પોતાના બંને હાથો પરમ સુખનાં હેતથી તે દીલેર જવાંન તરફ લંબાવ્યા, કે જ્યારે હદ વનાની તાજુબીમાં તે મીઠો ચેહેરો જોતાં ને પીછાણતાં ડૉન જૉનની અજાયબીનો પાર રહયો નહીં. તે જાંણે માનીજ નહીં શકયો. અત્યારે તેની મીઠી મરાયા હયાં? એકલી? આવાં એકાંતમાં ઉભેલી ને છુપાયલી?

મગર તેણીને ઓળખવા પછી તે એ બધા ખ્યાલો ને ગણત્રીઓ કરવા એક મિનીટ થોભ્યો બી નહીં. તેણે તે માહમુબને પોતાની પનાહ આપતી પ્યારી ગોદમાં લીધી, કે જ્યારે બ્યાંન નહીં થઇ શકે એવી ખુશાલીમાં તે વાહલા જવાંનનો પોતાનો ચેહેરો પણ ખીલી રહયો.

પહેલી થોડીક પલો તક તો અજાયબી ને ખુશાલીનાં મારયાં તે એમાંથી કોઇ એક બી કાંઇ બોલીજ શકયું નહીં. તેણે તે પ્યારો ચેહેરો હીંમત અને સધ્યારો આપતી મીઠી ચુમીઓથી ભરી નાંખ્યો, અને તેની સીનેફરાખ છાતી ઉપર પોતાનું ઘુંમતું ને દુખતું માથું નાંખીને તે નિરાંત માની ઉભેલી હતી. તેની ધડકતી છાતીના ધપકારા વટીક તે સાંભળી શકતી હતી—કે જે છાતી ખુંનખાર લડાઇનાં રણક્ષેત્રમાં વટીક આ ફીસમે કદી ધડકેલી હોવી જોઇએ નહીં!

તેણીનું પોતાનું હ્રદય તો જાંણે કામ કરતુંજ બંધ થઇ ગયું હતું!

પાંજરાંમાં પુરેલાં એક પક્ષીની પેરે તે કોઇક વાર જોરથી ફટક ફટક થઇને પાછું બંધ પડી જતું. ટુંકમાં, તે બંન્નેના દીલની તે વખતની અમુંઝવણી અને ખુશાલીનુ બ્યાંન કોઇ કલમ કરી શકનાર નથી.

અંતે ડૉન જૉન બોલ્યો.

"માહરા જાનના જાન, મહારા જીવના જીવ, એ શું ભેદ છે?" તેણે પુછ્યું; "તું અહીં કેમ ઉભીછ?"

અને ત્યારેજ મરાયાને એકદમ ડૉન જૉનના જોખમનો ખ્યાલ થયો. ઓ, જો તેનો બાપ ત્યાં આવી લાગે તો?

"આપુને અહીંથી એકદમ જતું રેહેવું જોઇશે," તે એક બીહધેલી હરણીની અદાથી ફાળ ખાઇને બોલી: "માહરા પપા તમારા પર ઘણાજ ખફા છે, અને જો આજે રાત્રે આપણે મલ્યે તો તમો વ્હાલાને જાનથી મારી નાખવા તેવણે કસમ લીધેલા છે!"

ડૉન જૉન ખુશ મિજાજ બેપરવાહીનું હસ્યો.

"તમે હસો ના, વ્હાલા," તે હેતવંતી મધુરીએ વિનંતીથી માંગી લીધું; "ખરેખર જીવ સતોસત જોખમ છે."

"ને તે જોખમને ખાતર તુંને હું અહીં એકલી મુકીને જતો રેહું એમ?" તે જવાંને કહયું. "ઘેલી તો નથી થઇ? તાહરા બાપને ખાતર તો શું પણ રાજા કે તેની આખી સલ્તનતને ખાતર બી નહીંજ."

"ત્યારે તમો મને બચાવી લેશો, વ્હાલા જૉન?"

"એ તાહરો સવાલજ બેજા છે, વ્હાલી," જૉને કહયું. "માહરા જાનમાં જાન છે ને હું તાહરી સાથે કે તાહરી પાસે છેઉં ત્યાં તક કોણ તને સતાવાનો ખ્યાલ વટીક કરી શકનાર છે?"

તેણીએ ટુંકમાં આજે સ્હાંજ પછી જે બન્યું હતું તે બધું તે દીવાના પ્યારથી ચાહના જવાંનને કહી સંભળાવ્યું, જે ગુસ્સામાં જમાવેલાં નેણ વચ્ચે તેણે સાંભલ્યું. તેણીને વાલાડૉલીડના કિલ્લામાં જન્મ ભર વળતી સહવારથી કેદ કરવાનો તે જુલ્મી બાપનો નાંતરમ ઠરાવ, તેણીને તેના ઓરડામાં રાત ભર રવામાં આવેલી કેદની હકીકત, વ્હાલી આઇનેઝની મદદની વાત એ સર્વ તેણીએ તેને સમજાવીને કહયું. વળી તે અહીં સુધી ચાલી આવી ત્યાર પછી તેનાં પગલાં તેના બાપનાં સમજી તે કેટલી હદ સુધી ડર ખાઇ ગઇ હતી, ને કેવી રીતે આંખ વીંચીને ફરી ગઇ હતી તે પણ બધું તેણે તેને કહયું, ને ત્યારે ડૉન જૉન પોતાનાં માથાં

પરનાં વેરવાર ઝુલફાં વિચારવંત કીસમે ઉંચાં ને શીધાં કરતાં લગાર ઉંડા વિચારમાં ઉતરી ગયો.

"આવ, આપણે આય પથરાપર ઘડીભર બેસ્યે, માહરી મીઠી મરાયા," તેણે કહયું. "બીહી ના, તાહરા પપા હમણાં આએ તરફ આવી શકે એમ છેજ નહીં. રાજા જમવા ઉતરે ત્યાં સુધી તેનાથી તેનો પોસ્ટ છોડાશે નહીં. રાજાના પરસનલ સેક્રેટરી પીરાઝ સાથે તે ખાનાંની ત્રેવડમાં રોકાયલો છે તે જોઇનેજ હું આવ્યો."

"તમો કયાં સિધારતા હતા?"

"હું કોર્ટ ડ્રેસ પેહડવા જતે હતો," તેઓએ એકમેકની નજીકમાં બેઠક લીધા પછી જૉને કહયું. "સ્હાંજ પછી એક મિનીટ સખકરારની મલી નથી. એટલી બધી મોલાકાતેનો એટલો બચો-મને કંટાળો આપવામાં આવ્યો છે કે મેં માહરી ધીરજ અત્યાર તક મુસ્કીલથીજ ટકાવી છે, ને તેથી હું એકાદ કલાક આસાએસ કરવા ને આજ રાતના કોર્ટ ફેસટીવલ વાસ્તે ડ્રેસ કરવા જતો હતો."

તેણે પોતાના બંને જોરાવર હાથની બાથ વચ્ચે તેના નાજુક પ્યારા ધુજતા હાથો લીધા, ને તે સફેદ આંગળાંની કીનારીઓ કીસ કરતો તે બેઠો. તેણીની મોહબતવંતી નજદીકમાં તે એક બચ્ચાં જેવો હતો—તે કે જે એક જશવંત જોધ્ધો હતો, જેણે આખો ગ્રેનેડા જીત્યો હતો, ને જોરાવર મુરોને પોતાની દસ્તદરાજીથી એક લહેજામાં તાબે કરી ફતેહમંદ ને શીરોઝગર પોતાને શેહેર ઘેર સ્હાંજે પાછો ફર્યો હતો! તે ફકત પચીસ વરસનો એક નવજુવાંન પેહેલવાન હતો, અને પેહેલવાન છતાં મરાયાના પગ તલેની દબાતી આવતી ખાકની વરીક કદમબોસ કરે એવા અજીત પ્યારથી તે એ મધુરીને ચાહતો હતો.

તેને કંઇ સુઝ પડયું નહીં. કાંઇ બી કરવું તો જોઇએ; પણ શું? મરાયાને તુરતજ કોઇ એવી જગ્યે છુપાવવી જોઇએ કે જેથી તે તેના જુલમગાર બાપ ને તેવાજ જુલમગાર રાજાના બસથી બચી શકે; પણ રાજાના મેહેલમાં રાત ભર તેને કયાં છુપાવવી?

મામલો ખરેખર ઘણો જીવસતોસત ગંભીર હતો, ને ડાન જૉને ઘણો ગંભીર વીચાર કર્યો. તે જો એક વાર વાલા ડૉલીડના કીલ્લામાં કેદ ગઇ તો ઘણી ખુંનખ્વાર લડાઇ વગર તે પોતે તેણીનો ત્યાંથી છુટકો કરી શકે એમ ન હતું. વળી બોલો તે બજાવે એવા મૅનડોઝાનું કરપીનપણું તે મનથી

સારી રીતે જાણતો હતો. તેની કોઈ એવી ઓરતવર્ગમાં ઉમરાવપદ પામેલી દોસ્તો બી ન હતી કે જેનાં સ્વાધીનમાં તે મરાયાને વિશ્વાસથી સોંપી શકે. તેની દોસ્તીની તલબ કરતી હજારો આવી હશે, પણ તેણે કોઇને મચક ન આપેલું, ને તે પોતેજ એવી દોસ્તીથી આજ તક અલગ રહેલો. તેને (ડૉન જૉનને) કરી લેનાર એક માતા ડૉના મૅગડેલીના હતી કે જેનો જૉનપર ઘણોજ પ્યાર હતો, પણ તે તો છેક વીલાગાર ખાતે રેહતી હતી, જે ઘણુંજ દુર હતું. એમ તો ડચેસ આલવારેઝ મરાયા ને આઇનેઝ પર ખરેખર ઘણો પ્યાર રાખતી હતી, પણ તે રાણીના પોષાકખાતાંની વડી હતી એટલે મરાયાને છુપાવીને રાજા રાણીની ખફગી ખેંચી પોતે બેઇજજત ને બેકાર થવાનો જોખમ ખેડવા કદી બી હા કહે એ માનવુંજ બેજા હતું. અંતે એકજ રસ્તો જોઇ તેણે પુછ્યું,—

"વાહલી, તુંને માહરામાં વિશ્વાસ છે?"

"ઓ, એ કેવો સવાલ, જૉન?" મરાયાએ મીઠાસથી કહ્યું.

"સંપુર્ણ વિશ્વાસ! માહરી નીતિ ને નેકી વાસ્તે માહરામાં તું આંધળો વિશ્વાસ મેલી શકશે?" તેણે પાછું પુછ્યું.

"જેમ કે ખુદ માહરા ખુદામાં," તેણીએ હેતથી જવાબ કર્યો.

"એજ તેં મ્હને તાહરાં આએ આજનાં વાહલાં કાગલમાં બી ખાત્રીઓ તો આપેલી છે," ડૉન જૉને કહ્યું મને આઇનેઝે તે આપવા પછી માહરી ઘણી બીશ્યાર રોકાણોના જંજાલો છતાં મેં તેનો હરફે હરફ પાછો ને પાછો વાંચ્યો છે, ને જો—તે હું માહરી છાતીની છેક લગોલગમાં લઇને ફરૂં છું! એમ છતાં, વ્હાલી, હું તને માહરામાં વિશ્વાસ રાખવાનું પુછું છું, કેમજે આખાં મેદરીડમાં તને છુપાવા સારૂ મને માહરાં પોતાનાં ઘર જેવી સલાંમતીભરી જગયા બીજી કોઇજ દેખાતી નથી. કેહે, ત્યારે, કબુલ છે? તું જાણેછ કે માહરાં ઘેરમાં બીજું કોઇ નથી—અને તોબી હું પરણીને તુને માહરા જાનનો મુખ્તાર કરી શકું ત્યાં વેર માહરાં પોતાનાં ઘેરમાં રહેવાનું ને છુપાવાનું તુંને મંજુર છે?"

મરાયા મોટેથી હસી.

"મેં વિશ્વાસથી માહરો જાન તમો વાહાલાને સપુર્દ કર્યોછ તો માહરી પાક ઇજજત સપુર્દ કરતાં માહરે બીહીવાનું હોયજ શાનું?". તેણીએ જરા વારે કહ્યું, "માહરૂં ગમે તે કરો, અને વ્હાલા જૉન—"

પણ હયાં વળી કોઇનાં એકાએક દુરથી એજ તરફ આવતાં પગલાં

વાગ્યાં. ને તે બને પ્યારાંઓ પોતાની બેઠકમાંથી ચમકી ઉઠયાં. એજ તો મુશ્કીલ હતી! જાન તેણીને પોતાનાં ઘરમાં છુપાવાનું કેહતો હતો, પણ રાજાના મેહેલને લગતી સરહદ ચુકાવી કોઇનુ બી ધ્યાન ન ખેંચાય તે કીસમે જૉન તેને પોતાના મેહેલમાં લઇજ કેમ જઇ શકે? એ પણ કાંઇ ન્હાનીસુની મુશ્કીલ ન હતી, હજી તો એ બધી મુશ્કીલ બાબે તેઓ ધીરજથી વાતચીત કરી તેનો કશો બી નિર્ણય કરી શકે તેટલાં વળી એ કોણ એ તરફ આવતું હતું? એ શી નવી મુશ્કીલ નહીં ધારેલી ઉભી થતી હતી?

# પ્રકરણ ૧૦

પણ નસીબદેવીએ ધારવા કરતાં વધારે વેહેલ્લી અને વધારે મોટી દસ્તગીરી સાથે તેઓને પોતાની દયાળુ પનાહની ઓથ આપી. તે પગલાંએ છેક નજીકમાં આવીને બીજીજ કહણની વલાંણ લીધી, અને જૉન તેમજ મરાયાએ એકકે અવાજે ત્યારે ખરા છુટકારાનો દમ ખેંચ્યો.

"તમે બીહીધા?" મરાયાએ પોતાનાં આંસુઓ વચ્ચેથી હસીને પુછ્યું.

"બીહીક શું તે આજવેર મેં જાણ્યું તો નથી," દીલેર જૉને દીલસોઝ જવાબ કરયો "મગર તાહરે વાસ્તે હું બીહીધો—હા."

"માહરે વાસ્તે શું બીહવાનું હોય, વાહલા?" મરાયાએ દીલનાં પ્રમાણીક જોશથી કહ્યું; "હું જે કીસમના પ્યારથી તમોને ચાહતાં શીખીછ તે કીસમના પ્યારે કોઇ અબળાએ કોઇ મરદને કદી ચાહયો નહીં હોશે. તમો માહરૂં સર્વસ્વ છેઓ. હું જીવતાં તમારી છેઉં ને મુવા બાદ બી, વાહલા, તમારીજ છેઉં! બ્યાંન કરવાને બોલો વટીક નહી મળી શકે તેટલા બધા પ્યારનાં મુસ્તકીમપણાં સાથે મોહત સુધી અને મોહતની બી પેલે પાર તક હું તમારીજ છેઉં. તમારા એક બાલને કજા તે માહરા આખા જાનને કજા, અને તમારાં ભલાંમાં માંગેલી માહરી જુસ્સાદાર રાત અને દીવસની બંદગી પાક ખુદા પણ તેની નેક જનાબમાં કબુલ કરયા વગર રેહનાર નથી. તમે ખેંચેલી તલવાર સાથે ખુનખાર લડાઇનાં મેદાનમાં હોવોછ ત્યારે જાણોછ, વાહલા, કે હું કઇ કીસમે તમારી સલાંમતી માટે બંદગી કરતી હોવશ?"

ડૉન જૉન ખુશીનું હસ્યો.

"તું કાયરોને બી શુરવીર બનાવે તે કીસમની એક દીલેર મધુરી છે," તેણે હસીને કહયું.

"હુ કોઇ કાયરને વાસ્તે કે કાયરની આગળ બોલતીજ નથી," મરાયાએ અણુહદ ઉભરાતી મોહબતનાં એક મીઠાં હસવા સાથે જવાબ કરતાં કહયું. "હું તો એક એવા દીલેર વ્હાલાને વાસ્તે એવા દીલેરની આગળ બોલુંછ કે જે મર્દ માત્રમાં પેહલી અને આગેવાંન હરોલમાં હોવા જેટલો માનવંત છે: મગર હવે એ જીકકર જવા દેઓ, વ્હાલા જૉન, અને આજ રાતને વાસ્તેની આપણી અધુરી રહેલી જીકકરપર પાછા આવો. હું એકકે પગે ખુશી અને તૈયાર છેઉં. તમો બીનદેહેસ્ત મને તમારાં પોતાનાં ઘરમાં લઇ જાઓ, અને ગમે તેમ ગમે ત્યાં બંધ કરો. બેહેસ્તમાં હું પોતે માહરી મરનાર માતાના મીઠા હવાલામાં જેટલી સલામત હોઉં તેટલીજ તમારે ઓથે તમારાં ઘરમાં માહરી પાક ઇજ્જત સાથે સલાંમત રેહેવાની મને સંપુર્ણ ખાત્રી છે. લેઓ—હું મોટા વિશ્વાસ સાથે માહરા બંને હાથો તમારા પ્યારા હાથોને સપુર્દ કરૂંછ!"

તે તમામ વિશ્વાસ અને ખુશાલીનું ખુશાલ હસ્તી તે વાહલા જવાંનની રૂબરૂ ઉભેલી હતી. દીલખુશ અને ધોળાદીસ ચંદણીમાં તે પ્યારનુંજ એક સ્વરૂપ—પ્યારની એક હુબહુ પ્રતીમાજ હતી! પોતાના હાથ તેના હાથમાં આપીને તે વાહલા જવાનની ચતુર આંખોનાં ઉંડાણમાં જોતી તે ઉભેલી હતી. તે એક જોવા જોગ "પીકચર" હતી.

## પ્રકરણ ૧૧

ડૉન જૉને તે બંને હાથો પોતાના જોરાવર હાથની બાથમાં મજબુત પકડયા, અને જાંણે તેની તેજસ્વિ ચશ્મોમાં તેણીના ખુશાલ અને ઉલટમંદ આત્માનું ઉડાંણ તે વાંચી લઇ શકતો હોય તેમ તે પણ એકાદ પળ તે મોહબતવંતી નાજનીનને મોજ અને મગરૂરીથીજ ટીકતો અને જોતો ઉભો!

તેણે લાંબા લાંબા સધ્યારા કશા આપ્યા નહી, અને એક બી કસમ

ઓચરયો નહીં. તેને તેની જરૂરજ ન હતી. તેની દીલેરી એજ તેનાં યકીનની ઓસ્તવારીનું ગોયા એક માપ અને બખતર હતું. તે પોતે પોતામાં વિશ્વાસ મેલી શકતો હતો, અને પોતાની ઇજ્જતમાં ઘણું માનવાવાલો હતો; અને તેથી ફકત એક બે બોલમાં મરાયાને જોઇતો સધ્યારો આપીને તેણે તેને પોતાની બગલમાંજ પનાહની ઓથ આપી.

"આ તદન નહીં ધારેલાં સુખનો એક સ્વપનો છે," તેણે સાદાઇથી કહયું. "હું તાજુબ કરતો હતો કે હવે પછી આપણે કયાં અને કેવી હાલતમાં મળશું, પણ આય રીતે એકલાં મળવાની તો મને કશીજ ઉમીદ નહી હતી."

"તેમજ મને બી નહી," મરાયાએ ખુશીનો પડઘા કરયો. "ઘણું તો આપણે કોર્ટના મેલાવડામાં એકાદ પળ એકઠાં મળતે, પણ આય તો આપણે જાણે સદાનાં સાથે હોઇએ ને જુદાં થયાંજ નહીં હોઇએ એમ લાગેછ !"

"અને ચાહતું ખુદાનું તો હવે જુદાં થવાશુંજ નહી," ડૉન જૉને ખરાં દીલની દુઆ ગુજારી.

તે બાજુએ તેઓની આસપાસમાં સઘળું હરીહાક જેવું ચુપ અને સ્મશાંન જેવું શાંત હતું. રાજાના મેહલમાં મોટી ધામધુમની ધમાલ વરસી રહી હતી કેમકે તે રાત્રે ત્યાં એક મોટો દમામદાર મેલાવડો ભેગો થનાર હતો, પણ તે રાજાનો તખ્તનશીન ઓરડો અને તેને લગતા મોટા હૉલ તેઓ જયાં હતાં તેનાથી એટલા અલગ અને દુર હતા કે આ કોરીડોર એટલું એકાંત હોવામાં અજાયબી એકે ન હતી.

"હવે આપણે જઇશું," અંતે ડૉન જૉને થોડોક વિચાર કરીને એક ઠરાવપર આવી જતાં કહયું; "હું પેહેલ્લે માહરા બંગલામાં જઇને એક પછી એક માહરા તમામ નોકરોને જુદાં જુદાં કામપર મોકલી દેવશ, અને પછી હું તું વ્હાલીને અંદર લઇ જઇશ. માહરો લાયબ્રેરી-રૂમ તુંને સંતાડવાને વાસ્તે પુરતો એકાંત થઇ પડશે. હું તુંને અંદર રાખીને બારણાને બાહેરથી ચાવી દેવશ, અને તે ચાવી માહરી પોતાની પાસે રાખશ; અથવા તુંને ગમે તો તું પોતે અંદરથી ચાવી દઇને તે તાહરીજ પાસે રાખજે એટલા વાસ્તે કે હું કોર્ટના મેલાવડામાં ગયો હોઉં તે દરમ્યાંનમાં તું વ્હાલીને કોઇ કશીજ રીતે જોવા કે પકડી કાઢવા પાંમે નહીં."

"નહીં, ચાવી તમો વાહલા પોતેજ રાખો તેજ બેહેતર થશે," મરાયાએ મત આપ્યું. "તમારી પોતાનીજ સંભાળ હેઠળ હું વધારે

સલામત રહેવશ. હવે ત્યારે સવાલ એ છે કે કોઇનું ધ્યાંન બી નહીં ખેંચાય તેવી રવેશે તમારાં મકાન સુધી આપણે પોંહચવું કેમ? આપણે સાથે તો તે તરફ નહીજ જઇ શકશું?"

"હું આગળ ચાલુંછ," ડૉન જૉને સમજાવ્યું. "અને તું થોડાંક કદમ માહરી પુઠે રહેજે. હું માહરા બંગલાના દક્ષીણુ બાજુના દરવાજાથી તુંને અંદર લઇ જવા માંગુંછ. ત્યાં બે ત્રણુ ઑફીસરો ડયુટી પર હશે તે લોકને કામકાજને મસે હું તરત બાહેર રવાના કરી દેવશ. તું તહારે તાહરાં મોઢાં પર બુરખો ખેંચી લે, ને માહરી સાથે ચાલ. આપણા બંગલાને લગતા કંપાઉન્ડમાં જતાં જે ડાબા હાથ પર સંત્રીની એક ખોલી છે, અને તે ખાલી છે વાસ્તે તેમાં કોઈ નહી જોય તેમ તું અંદર ઘુસી જજે ને બારણું બંધ કરી લેજે. હું ફકત તે પછી પાંચ મિનીટમાં બધાં માણસોને કામે કાજે મોકલી દઇને તું વાહલીને બંગલામાં લઇ જવા ત્યાં પાછો લેવા આવશ. એ બધું બરાબર છે? તાહરી સમજમાં ઉતરેછ?"

"તદન બરાબર." મરાયાએ સધ્યારો આપ્યો; અને એક "ચાલ ત્યારે" સાથે તે પછી ડૉન જૉને આગળ આગળ ચાલવા માંડયું.

તે પુરતો ફકરમંદ હતો. રખે તેઓને કોઇ જુએ અને મરાયા પકડાઇ આવવા પામે તે માટે તેને ફકર રાખવાને બેશક ઘણા જોરાવર સબબો હતા.

મરાયા તેને થોડાક આગળ વધવા દઇને તેની પુઠેપુઠ બુરખો મોંહ પર ખેંચીને ચાલી જતી હતી. તે સલંગ ચાલ ઘણી લાંબી હતી, અને ઠેકાંણે ઠેકાંણે ઝાંખી રોશણી જલતી હતી, જે જો અંદરના ઓઠાંમાં આવી ગયલી હોય તો તે તરફ તદન ફીકકો પ્રકાશ આપતી હતી. વળી કોઇ ને કોઇ તેમને થોડે થોડે તફાવતે મળતું, અને મરાયાનું દીલ તે વખતે ધડક ધડક થતું હતુ. કોઈ દરબારી બાંનુ એક દાસી સાથે ચાલી જતી પણુ તેઓને મળી, અને તેણે હસી હસીને ડૉન જૉનને ડોકું કીધું; મગર જૉને ફકત જવાબમાં પોતાની ટોપી ઉંચકીને તેણીને સલામ કરી, અને તે કાંઇ બી વધુ કહયા બોલ્યા વગર ગુપચુપ આગળજ ચાલ્યો. મરાયાને તો સારાં નસીબે તે બાંનુએ જોઇજ નહી, અથવા જોઈ તો તેની પર તેનું કશુંજ ખાસ ધ્યાંન ખેંચાયું નહી.

એ પછીથી એક કોરપોરલની થોડાક સિપાઇઓ સાથની ન્હાની ટુકડી તેમને તે કોરીડોર પુરી થતાં મેહલ તરફથી આવતી મળી. અને

કોરપોરલે ડૉન જૉનને જોતાંજ મોટા અદબની સલામમાં તલવાર તરત ઉચી આડી ધરી.

ડૉન જૉને તેને થોભાડયો. તેણે જોયું કે ધારા મુજબ તેના બંગલા પર એસકોર્ટનો પેહરો સપુર્દ કરવા આ કોરપોરલ જતો હતો!

"આજે એ લોકોને છુટી આપો," ડૉન જૉને દમામથી કહયું; "મને કોઈ ગાર્ડ આજે જોઇતા નથી; દરબારમાં જતાં પણ મને કોઈ એસકોર્ટની જરૂર નથી."

તે કોરપોરલ નમ્યો, અને એ હુકમ મળતાં તે ટુકડી ત્યાંથી પાછી ફરી.

એટલું તો ખરૂં કે તે કોરપોરલે પછવાડે આવતી તે પરદેદાર નાજનીનનો આકાર જોયો હતો, અને 'હીઝ હાઇનેસે' આજે એસકોર્ટ કબુલ રાખવા ના પાડયું તે માટે તે આ મામલો જોઈ જરા અજબ થયો તેમજ વેહમાયો વટીક હતો; પણ ડૉન જૉનના હુકમ સાંમે કોઇનો અવાજજ નહીં, એટલે ઉપર કેહવા મુજબ તે ટુકડી પાછીજ ફરી, અને તેઓ બન્ને આગળ વધ્યાં.

એ પછી કાંઈ બી નવુ જાણવાજોગ બન્યા વગર તેઓ જૉનનાં મકાનપર પોંહચી ગયાં, અને ત્યારે અંદર દાખલ થતાંજ દાબા હાથના "સંત્રી—બૉાકસ"માં સુંદર મરાયા ઘુસી ગઇ, તથા અંદર જઇ તરત તેણીએ બારણું અંદરથી બંધ કરી લીધું. તે મનથી કાંઇક ઓશકાતી અને લજવાતી હતી. પેલા કોરપોરલે તેની તરફ ઘણુંજ શંકાશીલ જોયું હતું, અને તેનું તે પવિત્ર આચારવિચાંરની છોકરીને હજી તક મનમાં ને મનમાં ઘણું ખરચાણું લાગ્યા કરતું હતું.

તે એક ન્હાનો "સંત્રી—બૉાકસ" હતો, અને બારણું બંધ કરવા પછી તેણીએ જોયું કે તે બંધીઆર ખોલીમાં તે એકલી અને તદન સલામત હતી. વળી સારાં નસીબે બંગલા તરફ નિઘાહ રાખી શકે એવીજ રીતે તે તરફ તેની પોતાની ઉંચાઈમાં તે ઉભી રહીને જોઇ શકે એવી એક ઉંચી બારી હતી, અને તે બારીની બરસાખમાંથી તે અચ્છી ફીસમે ઉભી ઉભી બાહેરનો બધો મામલો જોઈ શકતી હતી.

તેણીને ખાસ કરીને જોવા જેવું કાઇંજ નહી હતું, પણ તેના વાહલા ડૉન જૉનને લગતું જે બી કાંઇ હોય તે તેનું પ્યારૂં અને માનીતું હોવું અને થવુંજ જોઇએ, એટલે તેના ઑફીસરો ને આદમીઓ કોણ અને

કેવા હતા તે તેમને બંગલામાંથી બાહર આવતા તે જોતી ઉભી. પેહલાં તો કોઇ બે ઉંચા કૅપટન અમલદારો, દમામદાર પોશાકમાં સજ્જ થયલા અને ખભાં ઉપર સોનેરી પટીઓનો સરોપાવ પામેલા, ખણખણ અવાજો કરતી ઘસડાતી તલવારો સાથે બાહેર આવ્યા, અને તે સંત્રી—બૉકસ આગળથી કાંઇ વાત કરતા ચાલ્યા ગયા. ત્યાર પછી વળી એક ઘરડો સિપાઇ વિચારવંત અદાએ એકલોજ પસાર થઇ ગયો, જે પછી કેટલીક વખત સુધી કોઇ નહી આવ્યું, અને જરા વારે એક નોકર આદમી કાંઈ દપોદપ મોઢાંમાં મારતો પસાર થઇ ગયો. ત્યાર કેડે તેની પછવાડે વળી બીજા થોડાક વખત પછી—તાજુબ કે—કોઇ ઓરત તે બંગલામાંથી બાહેર આવી !!

મરાયાએ ચમકીને તેને બરાબર જોઇ. તે ઘણીજ સંભાળથી આસપાસ જોતી કદમ ભરતી આગળ વધતી હતી. તે કોઇ ઉંચા વર્ગનીજ અબળા—કોઇ “લેડી” હતી, અને પોતાનો ગવન ઢંકાઇ જાય તેવી રીતે પોતાના પોશાકપર તેણીએ એક ઢીલો “કલોક” પેહડી લીધો હતો. વળી ચેહેરા ઉપર એક ઘણોજ જાડો ખદદર બુરખો બી ખેંચેલો હતો, અને તેની ચાલહાલ અને ઉંચાઇ વિગેરેથી મરાયા તરત જોઇ અને સમજી શકી કે તે કોઇ ઘણી ખુબસુરત અબળા હતી !

એ શું ? એ કોણ ? મરાયાની અકકલ કામ કરી શકી નહીં. તેના ગુલાબી રૂખસાર એકદમ ફીકરથી ફીકકા મારી ગયા. તે અબળા છેક તેણીની નજદીકથી “સંત્રી—બૉકસ” આગળ થઇને પસાર થઇ ગઇ ત્યાં તક તે નાજનીને પોતાની છુપાવાની જગ્યામાંથી બાહેર નીકળી પડતી આંખો સાથે તેણીને ધારી ધારીને જોઇ !

ત્યાર પછી તે એકલી એકલી બીજીજ પલે પોતાનાં મન સાથે મોટે સાદે હસી પડી. તે પોતે એક પલ બી પોતાના નેકબખ્ત જૉનને માટે વેહમાઇ તેથી તે તરતજ પોતાનાં મનથી ઓશકાઈ અને લજવાઇ ગઇ. તે એ બાજુનાં મકાનોને લગતું કશું જાણતી ન હતી, પણ તેણીએ ખ્યાલ કર્યો કે એમ કાંએ નહી હોય કે ડૉન જૉનને લગતા કમપાઉન્ડમાં અંદરથી બીજા બી રાજમહેલને લગતા બંગલાઓ આવેલા હોય, અને એ જવાંન બાંનુ તે કોઇ મકાનોનેજ લગતી હોય ? તે ઘણી સંભાળથી ચાલી જતી દેખાતી હતી ખરી, પણ તેમ તેને સંભાળથી જવાને બીજુંજ કાંઇ કારણ કાંય નહી હોય ? આલકાઝારનો મેહલ એક આગલો મોટો મુરીશ કિલ્લો હતો, કે જે હાલ “રાજાના મહેલ” તરીકે થોડા ઘણા સુધારા સાથે વપડાતો હતો, અને એકેકી ચાલમાં થઈને ઘણાક બંગલાના સંબંધમાં આગળ

વધાતું હતું, એટલે આ ભેદી અબળા કોઇ તેવાં બીજાં મકાંનને લગતી હોય એ તદન બનવા ને માનવા જેવુંજ હતું.

એ રીતે જ્યારે પેલી તરફ બધું સમાધાન કરીને ડૉન જૉન મરાયાને તે સંત્રી—ઓકસને લગતાં કેદમાંથી છોડવીને બંગલામાં લઈ જવા આવ્યો ત્યારે સુંદર મરાયાના વેહમ ઘણા ખરા દુર થઇ ગયા હતા ખરા, મગર બઇરાંઓને બરની તેણીની જીજ્ઞાસા હજી દુર થઇ ન હતી.

તે કોટડીમાંથી બાહર આવતાં અને ડૉન જૉનની પ્રમાણીક આંખો સાથે પોતાની આંખ મેલવતાં તે ઘણા મીઠાસથી અને મોહબતથી હસી. તે આંખોમાં જોઇને તે પોતે પોતાને જાણે ધિકકારવા વટીક લાગી કે આવા એક દીલેર, વાહલા અને બાવફા જવાંનને વાસ્તે તે એકાદ પલ પણ આવું નેહસ્ત વિચારી શકી ?

બંગલાને લગતી બાહેરની મોટી તેજસ્વિ ને દમામદાર રોશણીનો એક રેલો તેઓ જ્યારે બંગલા તરફ જતાં હતાં ત્યારે ગોયા તેમને આવકાર આપતો સીધો તેમની સામો ધસી આવતો હતો, અને મરાયાએ ત્યારે ને રોશણીની મદદથી જોયું કે તે બંગલા સાથે તે "ટૅરેસ" તમામ ખતમ થતી હતી, અને તેની પેલી પાર તો બીજા કોઈ બંગલાઓ હતાજ નહીં !

"આએ આપણા બંગલાની પેલી પાર કોઇના બીજા બંગલા નથી ?" તેણીએ એ ઉપરથી ધીરજ નહી રહી શકવાથી અંતે પુછયું.

"કોઇના બી નહી," જૉને કાંઇક અજબ થતાં જવાબ આપ્યો; "એ બાજુએ કોણના હોય ? અહીયાં તો એ આખી ટૅરેસ પુરી થાયછે. અને એ ટૅરેસને લગતા છેલ્લામાંછેલ્લા ઓરડામાંજ માહરી લાયબ્રેરી છે ત્યાં માહરે તુને સંતાડવાની છે."

તે શંકાશીલ થોભી ગઇ, અને પછી જે તેણીએ તેને પુછયું તે ઘણી જેહમતથી પુછતાં તેણીએ પોતાનું કલેજું વટીક જોરથી પકડીને બંને હાથે થામવું પડયું !



# પ્રકરણ ૧૨.

—:o:—

"ત્યારે બધા આદમીઓ ગયા પછી એક ઓરત અહીંથી સટકીને નિકળી ગઇ તે કોણ હતી?" તેણીએ જરા થોભી જઇને સવાલ કરયો.

ડૉન જૉન પોતાનાં મગજનું સમતોલપણું એકદમ ખોઇ બેસે એવો કાચ્ચો પોચો નહી હતો, અને તોપણ આટલું તો ખરૂં કે અચમુચ અને એકદમ એ સવાલ રજુ થતાં તે કાંઇક સ્હેજ ચોંકયો. એમ છતાં તે જરા બી ફીકકો પડયો નહી, અથવા ફિસ્કેરાયલો દેખાયો નહી બીજીજ પલે તો તે પાછો પુરતો સાવધ થયો, અને પોતાનું સમતોલપણું પાછું મેલવી લઇ જલ્દીજ જવાબ કરતાં કહયું, "ઓરત! અત્રે ઓરત કોણ હોવ? હું તો કાંઇ એ વાત જાણતોજ નથી!"—અને તે હસ્યો.

મરાયા જાસ્તી ફીકરમંદ થઇ. ત્યારે શું તેણીની આંખોએ તેણીને ભુલાવોજ ખવાડયો હતો? તે કેમ નહી ડોન જૉનનું કહેલું માને? તે આવો શુધધો, આવો સાચ્ચો, આવો દીલેર! તે એટલી હદ સુધી જુઠો, ઢોંગી અને ધુતારો થઇજ કેમ શકે?-અને એમ છતાં કેમ તે પોતે પોતાની નજરેનજર જોયલી વાત બી જુઠી બી માંની શકે? તેણે આંખોઆંખ તે કોઇ દેખીતી જવાંન, કુલવાંન અને ખુબસુરત પરદેપોશ નાજનીનને બરાતી છુપાતી સૌથી છેલ્લી તે બંગલામાંથી નિકળીને બાહેર સટકી જતી જોઈ લીધી હતી! તે છેક તેણીની લગોલગ નજદીકમાંથીજ પસાર થઇ ગઇ હતી; અને તોબી—અને તોબી તે એક દેખતી આંખનો ભુલાવોજ માત્ર હોવો જોઇએ એમજ તે પોતાનાં મન સાથ નકકી કરી શકી. એ ઉપરથી તે પાછી જલદીથીજ વધતીઓછી પોતાની ખુશાલ તબ્યતમાં આવી ગઇ, અને એ બનાવ બન્યોજ નહીં હોય તેવી રીતે તે વાતને મનથી વિસારી દેવાની તેણીએ ખંતીલી કોશેશ કરી.

હવે તેઓ બંગલામાં દાખલ થયાં, અને વચલા મોટા હૉલમાં થઇને ડાબા તેણુજ જમણા હાથ પર આવેલા સુંદર કુશાદે ઓરડામાં-તેણીએ જોયું કે-જવાતું હતું. ને એમાંથી તેણીને ડાબી બાજુના એક ઓરડામાં લઇ ગયો, કે જે તેનો પોતાનો આરામગાહ હતો.

તે મુરીશ ઢપ પર બાંધેલો અને આરાસ્તા કરેલો એક ઘણો કુશાદે બૅડ-રૂમ હતો. તેમાં ઘણા નમુનેદાર અને કીમતી પરડાઓ ટાંગેલા હતા,

કે જેમાં તવારીખ કદમોકદમ અને ઘણાં મોટાં પ્રમાણુમાં રજુ થઇ રહેલી નજરે આવતી હતી. પેહેલા ફ્રાનસીસ રાજાનું તાબે થવું, ફેબ્યાની જાંણીતી લડાઇ અને ડૉન જૉન અને રાજા ફીલીપના બાપ એમપરર ચાર્લ્સે ફતેહ કરેલા મુલકોના દેખાવો વિગેરે તે ચિત્રોમાં ઘણું જોવા જોગ હતું. પળી મોટી ઉંચી બારીઓ પણ શોભાયમાન પરડાઓથી શણગાર પામેલી હતી, અને તે ઉપર પણુ સ્પેન અને સ્પેનના રાજાના વાવટાઓ ઇનસાફ પાંમતા હતા. એ ઉપરાંત એક બાજુમાં એક છત્તર પલંગ હતો, કે જે તે ઓરડાની રૌણુકને ઓર બી વધારી આપતો હતો. ત્યાંની ટેબલ ખુરસીઓ વિગેરે બીજું ફરનીચર પણ તેટલુંજ ધ્યાંન ખેંચનારૂં હતું અને સામટી રીતે મોટાં સુખનોજ તે આખો ઓરડો અભ્યાસ કરાવતો હતો.

તે આરસપાહાંણુની ભોંય ઉપર, વળી, તેવાજ નાદર ગાલીચાઓ પાંથરેલા હતા, અને ઉપરની સીલીંગ સોનેરી સેનારાઓની આકૃતીથી અગતકરીને દીપાંયમાન કરેલી જણાતી હતી.

મરાયા ભાગ્યેજ એ બધું જોઇ રહી હશે, તેટલાં ડૉન જૉને તે બાહેરનું બારણું અંદરથી બંધ કરી લીધું અને પછી તે તેને પછવાડેના એક ઓરડામાં લઇ ગયો. બધું કામ ઉતાવળેજ આટોપી લેવાનું હતું. કામકાજને બાંહણે રવાના કરેલા નોકરો અને ઓફીસરો કોઈ બી મિનીટે પાછા ફરી શકે એ તદન સંભવીત હતું, અને તેઓ આવે તે આગમચ તે સુંદરીને છુપાવી દેવાનું છેક પેહલ્લી જરૂરનું હતું

તે તેની પુઠે ગઇ. તે લાયબ્રેરી—રૂમ પેલા બીજા ઓરડાઓની માફક મરાયાએ જોયું કે રાચરચીલાંથી કે ટીપટાપની શોભાના સામનોથી ઝાઝો સણુગાર પામેલો નહી હતો. તેમાં ફકત એજ ખુરસી, એક મોટી લખવાની ટેબલ, પુસ્તકો રાખવાના કેટલાક બુક—કેસ, એક સોફા વિગેરે ફકત બધો જરૂરી અસબાબજ હતો. ટેબલપર એક મોટો તેજસ્વિ લાંપ ધીમી આંચે બળતો હતો.

"હું તુંને અહીં રાખવા માંગુછ, વાહલી; તુંને અહીં ગમશે?" ડૉન જૉને ઘરમાં દાખલ થયા પછી પેહેલીજ વાર જબાંન ખોલતાં કહયું.

મરાયાએ જવાબ તુરત કશો દીધો નહીં. તે પોતે પેહેડી લીધેલો મોટો કલોક ઉતારવાનું કરતી હતી, અને ગળાં આગળથી તેના બંધ છોડતી હતી. તેણે, તેથી, આગળ વધીને તેનાં એ કામમાં હેતથી તેણીને મદદ કરી, અને તે મોટો કલોક 'કાહડીને સોફા ઉપર મુકયો ત્યારે તે અંદરના

પોષાક સાથે તે સીધી, પટલી, ઉંચી સુંદરીને લગભગ ખુલ્લા અને છુટા થયલા બાલો સાથે તે જવાંન પેહેલવાંન ખુશીની એક છાકટ મોજમાં જોતો ઉભો.

"શું છે ?" તેણીએ સ્હેજ હસીને ધીમેથી પુછ્યું.

"તાહરી અજબઅજેવી ખુબસુરતી મને છક કરેછ, મરાયા ડીઅર," તે જવાંન મર્દે જવાબ કરયો; અને મરાયા ત્યારે ઓશકથી એકદમ લાલ થઇ ગઇ.

એમ છતાં તે જોઇએ એટલા મીઠાસથી હસી ,નહીં. પેલો નજીસ, નાતરસ, નેહેસ્ત વેહેમ જે પોતાનાં દીલથી તે દુર કરવા માંગતી હતી તે પાછો અને પાછો તેને સંતાપતો અને બેદીલ કરતો તેનાં શકીલાં દીલ ઉપર હાલમાં અત્રે આવ્યા પછી તરતજ અમલ ચલાવી રહયો હતો !

તેની આંખો, તેથી, ગંભીર અને શોકાતુર હતી. તેણે ખુદબખુદ તે ઓરતને જોઇ હતી. તે એ બંગલામાંથીજ આવી હતી કે કેમ તે ખાત્રી-પુર્વક કહેવાને તે તૈયાર નહીં હતી, પણ ડૉન જૉને પોતે તેણીના સવાલના જવાબમાં તેણીને ખાતરી આપી હતી કે તે કમપાઉન્ડમાં બીજા કોઇના બંગલાજ નહી હતા, તો તે કયાંથી આવી અને કોણ હતી ? જો કોઇ શત્રુ—જાસુસ ઓરત ડૉન જૉનની હીલચાલો પર છુપી નિગાહ રાખવા આવેલી હોય, ને તે જો એમ ભરાતી નાહસી ગઇ હોય તો એ શું બનવા જોગ હતું કે આટલા ઓફીસરો અને આટલા આદમીઓ અકેક પછી બાહેર આવતા તેણીએ જોવા છતાં તે એમ કમપાઉન્ડમાં થોબે અથવા ભરાઇ રેહ ? તે શું કોઇને બહાર આવતો જોતાંજ ડર ખાઇને નાહસી નહીં જાય ?

અને તોબી જો ડૉન જૉન પોતે તે બાજુએ એવી કોઈ ઓરતની હસ્તીજ કબુલ રાખતો ન હતો તો તેણીએ શું વિચારવું ને શું અનુમાન કરવું ? તે વગર કારણે અદેખી થઈ શકવા જેટલી હેમક નહીં હતી, અને ડૉન જૉનને તો એક ઇજ્જત અને સચ્ચાઇનો ધર્માવતારજ તે જાણતી હતી. તે, તેથી, વિચારવંત અદાઓએ ટેબલ પર પોતાનો નરમ નાહનો નાજુક હાથ ટેકવી જરા ગમખ્વાર ઉભેલી હતી, કે જ્યારે ડૉન જૉન તેણીની એ અજબ જેવી ખુબસુરતીથી છક થતો તેણીની નજદીકમાં આવ્યો. તે તેણીને ગોદમાં લેવા ઉલટમંદ દેખાતો હતો, અને તે સ્પર્શનાં સુખમાં તેણી પોતાના દીલ જખમાવનારા શકનું દુઃખ બી કદાપી ભુલી જતે; પણ અચ-

ચુચ તે જોતાં જોતામાં ગંભીર થયો અને હડી ગયો, અને ફક્ત તેણીના હાથ પકડીને તે ઉપરજ તેણે એક બોસો લીધો !

## પ્રકરણ ૧૩.

મરાયા ઘણી હેરત થઇ. તે જાણે કોઇ ત્રાહીત જોડે વરતતો હોય, જાણે તેના ભાઇ રાજા ફીલીપની રાણીનો હાથ માનથી ચુંમતો હોય, તેમજ અલગપણાંથી હાલમાં અચચુચ વરતતો હતો, જે જોઇને તે સખ્ત હેરત થઇ, અને તેણીએ ધીમે સાદે પુછ્યું, "એમ કાંય, જૉન ?"

"માહરે ભુલી નહીં જવું જોઇએ, વ્હાલી, કે આજ રાત્રે તું તાહરી પાક ઇજ્જત સાથે માહરા એક માવીતર જેવા હવાલામાં છે," તેણે નરમાસથી સહમજાવ્યું.

"હું સહમજી; ઓ, તમે કેવા નેક ને ભલા છેઓ ?" મરાયાએ ખરાં દીલની વખાણનાં જોશ સાથે કહયું; અને પછી ટેબલની બાજુએ એક ખુરસી ઉપર જગા લેતાં વધારયું. "હવે તમે સધાવો. બાહરથી ચાવી દઇને કુચી તમારીજ પાસે રાખજો, અને ત્યારેજ હું જાણશ કે હું પુરતી સલામત છેઉં. વળી કાલે સહવારે માહરૂં શું કરવું તે બી આજ રાતની તમારી રોકાણો છતાં પુરતો ખ્યાલ કરીને નક્કી કરી મેલજો."—વળી જરા થોભીને. "ખુદા જાણે પેલી કોઇ ઓરત કોણ હશે ?"

"મેં કહયુંની તુંને," ડૉન જૉને ગંભીર થતાં લગાર વધતી શાંતી સાથે જવાબ કરયો, "કે અત્રે કોઇ ઓરત હતીજ નહીં ને છેજ નહીં ?"

"એમ ના કેહો," તે બજીદ થઇ; "તમે પોતે તેને નહીં જોઇ હોય એ બનવા જોગ છે, પણ તેથી મેં પોતે તેને નજરોનજર જોઈ તે ખોટું કેમ થઇ શકે ? તે ઘણી સંભાળથી—દેખીતી ચોરી છુપી વચ્ચેજ ભરાતી છુપાતી જતી હતી. તે જુવાંન અને ચપલ પગલાંની હતી. મોહનાંપર બુરખો હોવાથી હું તેને જોઇ કે ઓળખી શકી નહીં."

"પણ તું માહરાપર તો વિશ્વાસ મુકી શકેછ—એમ ખરૂં કેહની ?' તે મોટી આતુરતાથી તેના ભણી ફરી.

"તેમ નહીં હોતે તો હું અહીં આવવા કબુલ થતે બી ખરી ?"

તેણીએ એ સવાલના જવાબમાં પાધરો સવાલ કર્યો. "અરસપરસનો વિશ્વાસ એજ મોટી ફત્તેહ છે. જો હું કદી એમ જાણું કે અહીં કોઇ બીજી છુપાયલી છે કે જેને માહરી અત્રે જગ્યા કરવા હયાંથી હાંકી મેલવી પડી તો તમારે વાસ્તેના માહરા મોટા વિશ્વાસ અને પ્યાર છતાં હું એક ઘડી બી અહીં થોભી શકું એ તમો માની બી શકોછ, વ્હાલા ? કદી બી નહીં, તેવા સંજોગોમાં માહરા જેવી એક તુટેલાં દીલની અભાગનીને વાસ્તે વાલાડૉલીડના કિલ્લાનું ભયંકર કેદ તો શું પણ ગમે એવું જુલામાતભરયું મોહત વટીક એક મીઠ્ઠો આશીરવાદ થઇ પડે !"

"ત્યારે ટુંકમાં એમજ કેની, મરાયા, કે તાહરો માહરી પરનો વિશ્વાસ હજી બી જેવો ને તેવોજ છે ?"

"એક નહીં પણ હજારો વખત—હા," મરાયાએ જોશથી જવાબ કરયો-અને ત્યારે તે જવાંનની છાતીપરથી એક ભાર ઉંચકાઇ ગયો હોય તેમ તે દીલેર કાંઇક રાજી થયલો દેખાયો; પણ તેવામાં મરાયાની નજર ટેબલ ઉપર એક ચીઠી કવરમાં મેળેલી તઇયાર પડેલી હતી તે ઉપર અચબુચ ખેંચાઇ, અને તે પાછી ચમકી !

"એઓ-તે પોતાની નીશાંણી બી મુકી ગેઇછ !" તેણીએ ફીકકું હસી કહ્યું: "કોઇ ઘણી બાહોશ ઓરત હોવી જોઇએ, કેમકે અહીં સુધી આવીને તમો ઉપર એક ચીઠી વટીક લખીને મુકી જવાની, અને તે છતાં કોઇનું બી અતરે ધ્યાંન ખેંચ્યા વગર આવા મજબુત ચોકી પોહરામાંથી પાછી છટકી જવાની તે આબાદ બધી કારસાજી કરી શકીછ !"

ડૉન જૉને મરાયાએ જ્યાં આંગલી કરીને બતાવ્યું ત્યાં-તે ટેબલપર પડેલી તે કમનસીબ ચીઠી ભણી જોયું. તે એક મોટા કાંસાના ખડયાના ભાર હેઠળ અરધી દાબીને મુકેલી હતી.

"ઓ." ડૉન જૉને તુચ્છકારથી કહ્યું.-અને પછી મરાયાની વધતી તાજુબી વચ્ચે તે એક નિશાળે જતા નાહના છોકરાની માફક ઓશકથી શરમાયો અને લાલ થયો !

તેણે તે પછી જઇને તે કાગળ લીધું, કે જ્યારે મરાયા ઘણાં ગંભીર ધ્યાંનથી તેની એ હીલચાલો તપાસતી જ્યાં બેઠી હતી ત્યાં બેસી રહી.

તે ચીઠીને લગતાં કવરમાંથી એક ગુલાબ સરી પડયો, અને ડૉન જૉનનો ચેહેરા ઉપર ગુસ્સો પ્રગટી નિકળેલો ખુલ્લો જોઇ શકાયો.

તે એક તરતનો તોડેલો તાજો ગુલાબ હતો, જે તેણે હાથમાં લઇને જોયો, તપાસ્યો, અને પછી ગુસ્સામાં પાછો બેદાદ ફાસમે ટેબલ ઉપર ફેંક્યો.

તે પછી તેણે પેલી ચીઠી જોઇ. બાહેર કવરપર તો કાંઇ લખાણ હતુંજ નહીં, પણ અંદરથી લખેલી એક ચીઠી નિકળી, જે તેણે તાબરતોબ વાંચ્યા વગર દીવાપર ધરીને બાળી નાખવાનું કરયું !

મરાયા ચમકી ઉઠી. "તમો એ વાંચતા બી નથી ?" તેણીએ મોટી અજાયબીમાં પુછયું.

"બેશકીતજ નહી."

"કાંય વારૂ ?"

"એ કોણે લખીછ તે નથી હું જાણતો કે નથી તું જાણતી, અને તેવો દસતાવેજ મને વાંચવા કે જાંણવાની પરવાહજ નથી." તેણે સમજાવ્યું.

"ત્યારે તે ઓરત કોણ હતી તેનો તમોને કશો ખ્યાલજ નથી ?"

"બીલકુલ બી નહીં," તેણે તુચ્છકારથી પાછું કહયું.

"ત્યારે માહરે ખાતર એ ચીઠી વાંચો, ને એ કોણે લખીછ તે નામ જોઇને મને કેહો," તેણીએ માંગી લીધું.

ડૉન જૉને ગંભીરતાથી "ના" નું ડોકું ધુણાવ્યું.

"તે કેમ બને, વ્હાલી ?" તેણે વાંધો કરયો. "કોઇ બાઇનો ભેદ એ રીતે તને જાહેર કરી દેવા વાસ્તે હું સભ્યતાના કાનુનો જોતાં છુટો નથી. એ લખનાર કોણ છે તે હું જાણતો નથી, અને જાંણીને તુને જાહેર કરી દેઉં એ જોઇએ એટલુ ઇજ્જતદાર નથી, તે કરતાં તું બી નહીં જાંણે ને હું બી નહીં જાણું તેજ બેહતર છે."

"બરાબર છે," મરાયાએ આ તકરારનુ વાસ્તવિકપણું નાચારીની નાખતી સાથે સ્વિકારી અને પોતાના વાહલાને એકમત થતાં જવાબ કરયો, "બાળી નાંખો !"

ડૉન જૉને તે ચીઠી તે પછી એક ન્હાની કાતરની વચ્ચે દીવા ઉપર પકડી, અને જરા વારમા તે કાગજ્યું સળગી ઉઠયું. તે પછી તે બળીને રાખ થયું અને તે રાખ ટેબલ પર વેરવાર પડી ત્યાં વેર તે કાતર તેણે પોતાના હાથમાંથી મુકી નહીં.

"ખુદા જાણે એ લખનાર કોણ હશે. અને એ ચીઠી શું હોશે," મરાયાની તાજુબી હજી ભાગતી નહીં હોવાથી તેણીએ વળી પાછું કહ્યું;- અને તાજુબ કે દીલેર ડૉન જૉન પાછો શરમાતો દેખાયો!

"હવે એ વાતજ ભુલી જા," તેણે જરા વારે માંગી લીધું. "હું એવાં બધાં કાગળો એજ મુજબ વાંચ્યા વગર ઘણું કરીને તો બાળીજ નાખુંછ."

"બધાં કાગળો? ઘણું કરીને? ત્યારે શું તમે એમ કેહેવા માંગોછ, જૉન વ્હાલા, કે એ આગમચ બી કેટલીક વાર પરાઇ ઓરતો આવીને કવરોમાં તમો જોગી ચીઠીઓ અને ફુલો મુકી ગયલી છે?"

"એવું કદમોકદમ મને હાથ આવેછ, વ્હાલી," ડૉન જૉને દેખીતી સાદાઇથી જવાબ કરયો "માહરા હાથનાં મોજાં, તલવારની મુઠ કે એવું કાંઇ બી હું મુકીને ખસુ ને તે પાછો હું સ્વાધીન લેવા ફરૂં તેટલાંમાં તેમાં કાંઇ ને કાંઇ ચીઠીપત્રીઓ ઠેસવી દેવામાં આવેલી હોય ને હોયજ. એક દહાડે તો માહરા પલંગપરના ટકયા તળેથી બી એવી એક ચીઠી મળી આવી હતી!"-અને તે મોટે સાદે હસ્યો.

"પણ-પણ-તે લખનારી એકની એકજ કે બધી જુદી જુદીઓ?" મરાયાએ બીહીતાં બીહીતાં પુછ્યું.

"જુદી જુદીઓ, તુ શું સમજી નથી શકતી?"

"જરા બી નહીં," મરાયાએ સાદાઇથી કહ્યું. "એવી કોણ એ માંથાના ગયલી બે માંથાંનીઓ હોવી જોઇએ કે જેઓ એમ તમોને ઉપરાસાપરી લખીને સતાવા અને કંટાળો આપ્યા કરવાની હીંમત કરે! તે લોક માંગેછ શું?"

"માહરો પ્યાર," ડૉન જૉને ઓશકાતાં શરમાતાં હસીને કહ્યું.

"અને તે લખનારીઓ કોણ બે માંથાંની એબદબો હોવી જોઇએ!" મરાયાએ ગુસ્સાનાં નેણ જમાવી પુછ્યું.

"દરબારમાં આગેવાન હરોલમાં રેહનારી ને ફરનારીઓ!" ડૉન જૉને હસીને જવાબ કર્યો.

"ધિક્કારભરેલું!" મરાયાએ ગુસ્સામાં જમીન પર પગ ઠોકીને કહ્યું. "જેઓની સાથે તમો વાહલાને પુરી પાધરી પીછાણ નહીં કે તમો જેઓને વટાડવાની પરવાહ બી નહીં કરો તેઓ તમોને જીતવાની પોતાની

પેરવીઓમાં એટલી હદ સુધી નીચ પુરવાર થાય એના જેવું એક અબળાને વાસ્તે શરમ ભરેલું બીજું શું? રાજાના મેહેલમાં એવી હલકી પંકતીની કમીનીઓ આગેવાન હરોલમાં વસે છે એવું આજ તક મેં તો કદી જાંણ્યુંતું બી નહી!"

"અને એ તાહરી આસપાસની એ જાતની ફરેબી દુંન્યાંને લગતું તું બચ્ચાં જેવી નિર્દોશ વાહલી જેમ ઓછું જાંણે તેમ બેહતર," ડૉન જૉને સલ્લાહ આપતાં કહયું.

"પણ તમે કોઇ દહાડે કોઇ બી ચીઠીઓના જવાબ કીધા હોશેની?"

"કોઇ દહાડે બી નહીં," ડૉન જૉને જવાબ કર્યો.

પણ મરાયાની અતવત અને અજાયબી હજી ભાગતાં ન હતાં. તે એમ તો સમજીજ ન શકી કે જેને તેણે પોતે લાખો શીદાગીરી સાંથે પોતાના પ્યારા જાંનઆરોપ્યા હતા તે કીરતીવંત બહાલા પરથી તેજ કીસમે હજારો મરવાવાલીઓ બીજી બી મોજુદ હોવીજ જાઇએ! આ તેનો કેવળ નવીન અનુભવ હતો, અને એ અનુભવની માહીતી થતાં તે ખરાં દીલથી હેરત રહી અને કમકમી.

"આય ગુલાબ બી હું બાળી નાંખું?" તે પછી ડૉન જૉને પેલો ગુલાબ ઉંચકતાં મરાયા ભણી જોઇને પુછયું.

"ઓ નહીં; એ તો ઘણોજ તાજો અને સુંદર છે!" તેણીએ માંગી લેતાં કહયું; "એ તો તમારા પ્યારા હાથોએ મનેજ આપો!"—અને ડૉન જૉને ત્યારે તે ઉપર એક બોસો લઇને તે તેને પાસ કર્યો, એટલે તેણીએ બેવડી ઉલટ અને મોજ વચ્ચે તે લઇને પોતાના બાલના ચોટલામાં ખોસ્યો.

"તમોને અત્રે પાછા ફરતાં કેટલોક વખત લાગશે?" તેણીએ તે પછી ડૉન જૉન ત્યાંથી રૂખસદ લઇને જવાની તૈયારીઓ કરતો હતો ત્યારે પુછયું.

"હું જેમ બનશે તેમ જલદીજ પાછો આવશ," તે જવાંને સધ્યારો આપ્યો. "રાજા રાણી સાથે માહરે જમવા બેસવું પડશે, અને બનશે તો સપર લીધા પછી બી હું એક ફેરો અતરે આવીજ જવશ."

"અને આવતી કાલે?"

"આવની કાલે સહવારથી હું તુને માહરાં માતાની સંભાળ હેઠળ મુકી આવવાનો એરાદો રાખુંછ," તેણે કહયું.

"તમારે ગમે તે કરો," તેણીએ સાદાઇથી જવાબ કરયો. "તમે જે

કરશો તે માહરૂં ભલુંજ કરશો."–વળી જરા થોભીને વધાર્યું, "એનેકૂક માહરી આઇનેઝ જો મળે તો તેને આપણી થયલી મીલાકાતની બધી વાત એકાંતમાં કેહેજો કે તે ધીરજ પામે, અને બને તો માહરા પપાના ગુસ્સાથી બી તેને બચાવી લેવા જોગી જો કાંઇ ગોઠવણ થઇ શકતી હોયતો મેહરબાની કરીને જરૂર કરજો."

અને હયાં તે તેણીના ગોલાબી રોખસારો પર એક હેતભરયું ચુંબન કરીને તે ઓરડામાંથી બાહેર પડયો, ને બાહર જઇ તેણે તે બારણું બંધ કરી બાહેરથી ચાવી ફેરવી લીધી.

# પ્રકરણ ૧૪.

મરાયા એ પછી ત્યાં તદન એકલી પડી, ને શુ કરવું તેનાં વમાસનમાં એકાદ પળ ખાંમોશ ઉભી; અને તેટલાં તેણે પોતાના વ્હાલાને બાહેર માણસોને જુદા જુદા હુકમો આપતો સાંભળયો. તે અવાજ રોબવતો અને દમામદાર તોબી જોઇએ એટલો નમાનો, મમતાલુ અને મીઠો હતો.

તે તેનાં ઘરમાં હતી, અને તાજુબ કરતી ઉભી હતી કે તે ઘર જાહેર એકરાર અને હકો સાથે કદી બી હવે પછી તેનું પોતાનું થનાર હશે કે નહીં;–અને તે એ ખ્યાલ કરતાં પણ ઓશકથી એકલી એકલી લાલ થતી હતી!

તેઓ આજ રાત્રે મળાયા પછી એટલું બધું બન્યું હતું, અને એટલી બધી જુદી જુદી બાબદો પર વાતચીત કરવાની નહી ધારેલી નિકળી આવી હતી કે તેમને પોતાનાં ભવિષની વાતચીત કે ગોઠવણ કરવા જોગી તો જાંણે મુતલગ અવકાશજ થઇ ન હતી. તે સહવારે તો જૉનની માતાનાં સ્વાધીનમાં જનાર હતી, પણ જયાંવેર જૉન સાથે પરણીને તે તેની હકદાર નહીં થઇ શકે ત્યાં વેર તેણીને લાગતું હતું કે તે તેણીના બાપના અને રાજાના ગુસ્સાથી બચી શકવા જેટલી કેડે પણ સલાંમત હતી નહીં. તે પરણી જાય તે વાત જુદીજ હતી. પરણી જાય અને કદી રાજા બી એ લગ્નની વિરૂધ્ધ થાય તો આખુ સ્પેન રાજાની સાંમે અને વ્હાલા ડૉન જૉનની તરફેણમાં ઉસ્કેરાય અને બંદ મચાવે એ તમામ બનવા જોગ હતું.

ઘણી દીલગીરી હતી, એટલા માટે, કે આજ રાત્રે મળવા પછીથી એ ભવિષની ગોઠવણો બાબે કશીજ વાતચીત તેઓ વચ્ચે થઇ શકી નહિ, અને પેલી કોઇ કમીની ઓરતનાં કંગાલ કાગળ બાબેની બીનંહાંસલ જીકક-રમાં ઘણો કીંમતી વખત નાહક બરબાદ થયો.

હજી બી તે દીલેર વ્હાલાનો મરદાંનગી ભર્યો અવાજ તેણીને કાને આવ્યાજ કરતો હતો. તે તૈયાર થતો હતો, અને નોકરો પાસે પોતાનાં કપડાંચપડાં અને બુટ વિગેરે અવારનવાર માંગતો હતો; અને તે પોતાનાં મનને બચ્ચાંસહી ઉમેદ અને ઓશકથી સવાલ કરતી રહી હતી કે તેને એમ તૈયાર થતાં મદદ કરવાનો પવિત્ર હક તેની થઇને તે કદીબી ભોગ-વવા પાંમશે કે નહી?

તે પોતાનું કપાલ દાબીને આજ સ્હાંજ પછીની બધી ગઇગુજરીઓ ઉપર દરયાફ્ત કરતી બેઠી હતી. પેલો કોઇ દરબારી તુચ્છકારથી હસ્યો, અને તેનો બાપ તેથી ખફા થયલો ગુસ્સાભેર ઘરમાં આવ્યો હતો. તે બધું નહી થયું હોતે તો તે આય રીતે પોતાના વ્હાલાને એક રૂબરૂ મોલાકાતમાં એકલી કદી બી મળવા પાંમતે નહીં. ડચેસ સાથે કદી દરબારના મેલાવડામાં જતે ખરી, પણ ત્યાં બી તે તેના વ્હાલા જૉન સાથે એક મિનીટ બી પુરી પાધરી હોક ઉંચાડી વાત કરી શકતે નહીં; કે જ્યારે હવે તો મામલો એ આજ રાતના સુભાગ્ય સંજોગોનાં પરીણાંમમાં છેક એવી અણીના ટીકે આવી ગયો હતો કે બીજું એક અઠવાડયું વહી જાય તે પેહલાં ચાહવું ખુદાનું તો તે તેના વ્હાલા જૉનની હકદાર ધણયાંણી થઇ શકવાની ઉમેદ ધરાવી શકતી હતી!

તે હજી પાસેનાજ રૂમમાં હતો, અને તેણી તેનો મીઠો મરદાંનગી ભર્યો અવાજ હજી બી સાંભળતીજ ઉભી હતી.

"તલવાર અહીંજ રેહવા દે," તે કેહતો સંભળાયો; "મને જોઇશે."

"અલબત જોઇશે!" તે પોતાનાં મનને કેહતી હતી. તેના દમામદાર કોર્ટ—દેસમાં તલવારના સણગાર વગર ચાલેજ કેમ? તેના બાપને વટીક તલવાર વગર બાહર જવાની તબેહ નહીં હતી, અને તે જાણતી હતી કે રાજા ફીલીપ પોતે હમેશ પોતાના કમ્મરબંધમાં સોનેરી મુઠને સપુદ કરેલું એક ધારદાર અને તેજી ખંજર લઇને ફરતો હતો.

તે અજબ થતી હતી કે પાસેના રૂમમાં જે કાંઇ બોલાતું હતું તે તે બોલેબોલ તેણીને સંભાળાતું હતું! તેણીને લાગ્યું કે તે કુશાદે મકાંનની

બાંધણીજ કોઇ તે કીસમની હતી. ડૉન જૉન જે કાંઇ બોલતો હતો તે તો દમામદાર કીસમે અને પુરતું મોટેથીજ બોલતો હતો; પણ નોકરો જેઓ તદન ધીમા, તાબેદારીમાં દબાયલા અને અદબવંતા સાદે જવાબ કરતા હતા તે તેમના સાદ અને અવાજો પણ પરગરા તેણીને કાને આવી શકતા હતા!

"મારા લાયબ્રેરી-રૂમની ચાવી માહરી પાસે છે," વળી તે કેહેતો સંભળાયો. "એ રૂમમાં કોઇએ જવાનું નથી. એમાં માહરા અગતના દસ્તાવેજો છે: હવે માહરી ટોપી ને માહરાં હાથનાં મોજાં લાવ."—અને તે હાથ પર મોજાં ચઢાવતો તેનો સણુસણાત વટીક પોતાના તીક્ષ્ણ બનેલા કાને મરાયા સરબસર સાંભળી શકી!

એ એક મોજ હતી. તેને હુકમો આપતો તેના મીઠા મરદાંના અવાજ સાથ સાંભળવો એ પણ તે ખરા પ્રબળ પ્યારથી ચાહી જાંણનારી નાજનીન માટે એક પેહેલા પ્રકારની મોજ હતી.

તેની સાદાઈ પણ તે મનથી ઘણી વખાંણતી હતી. આવો એક વફાદાર, મોટો અને લોકમાનીતો આદમી, કે જેના પ્રત્યેનો આખાં સ્પેનની પ્રજાનો પ્રેમ ખુદ રાજા ફીલીપને વાસ્તેના ચાહ અને ગાન કરતાં બી કાંઇક લખ્ખો મરતબા જ્યાદા હતો, તેવો માણુસ ભપકાસપકાનો કશોબી ઠાઠ કરયા વગર અકસર સાદાઇમાં રેહેવાનું પસંદ કરતો હતો તે સુંદર મરાયાને ઘણુંજ ગમયું. તેનાં મકાંન પર તેનાં તમામ લશકરોના વડા અધીકારી અને સિપેહસાલાર તરીકે ન તો જોઇએ એટલા ચોકી પેહેરાની ધમાલ હતી, કે ન તો નોકરોના હદવગરના લાંબા રસાલામસાલાની બીનજરૂરી ફોજ હતી! તે પોતે એ ભપકામાં માનવાવાલોજ હતો નહીં; અને પોતે પોતાની સંભાળ લઇ શકવા જેટલો પોતાનાં કઉવતની પનાહ પર પુરતો મુસતાક હતો, એટલે ફકત જોઇતી જરૂરીઆત જોગાંજ આદમીઓથી કામ લઇ પોતાનું ગાડું તે ગુપચુપ અને વગર ઘોંઘાટે ગબડાવ્યો જતો હતો.

આદમીઓને હુકમો આપવાની તેની રીતમાં પણ એક ઘણો નકલ કરવા ને દાખલો લેવા જોગ સુધારો હતો. તેણીનો જુલમગાર બાપ જે સખ્ત ભાષામાં અને કરડાઇથી પોતાના હાથ નિચેનાઓને હુકમો આપતો હતો તેને મુકાબ્લે ડૉન જૉનના હુકમો સીર્ફ એક નરમાસ હતી! અને પરીણામમાં જ્યાં ઘરડા મેન્ડોઝાને તદન સખ્ત હાથે કામ લેવાની તેની

બીનઅકલી રૂઢીને વાસ્તે તેના હાથ નિચેનાઓ ધિક્કારતા હતા, ત્યારે ડૉન જૉનને આખું લશકર ચાહતું, તેનાથી થથરેલું રેહેતું, અને તેનો પડયો બોલ ઉપાડી લેવાને દરેક આસામી એવડી ફીકર અને એવડી ઉલટથી તત્પર રેહેતું!

મરાયા સાંભળતી હતી. ડૉન જૉન તૈયાર થઇને લગભગ બાહેર જવાની તૈયારીમાં હતો તેટલાં તેના ખાસ હજુરયા ફ્રેડરીકે આવીને ખબર કીધી કે એડૉનીસ તેની મીલાકાતની આર્જુમાં બાહેર ખોટી હતો.

"એડૉનીસ?" ડૉન જૉન હસ્યો; "તે મશકેરો અત્યારે શું માંગતો હોશે? તેને અહીં લઇ આવ."

એ એડૉનીસ દરબારનો માનીતો હતો. તે ખુંધો હતો, અને એવા ખુદરતથી ખોડખાપણ પાંમેલાંઓ બુધ્ધિમાં ચબરાક થઇ શકે છે એ ખુદાનાં ઘરનો એક અજબ જેવો કાયદો છે, એટલે આ ખુંધો મશકેરો બાજે વખત પોતાની હાજરજવાબીથી સદાના બરયેલ છાણાં જેવા રડની સુરત રાજા ફીલીપને વટીક—તે ફફડેલો હોય ત્યારે-સારી રીતે હસાવી જાંણતો હતો.

તે આવ્યો. ફ્રેડરીકના બાહેર જવા પછી જરા વારમાં તે બાહેરના ઓરડાનું બારણું પાછું ઉંઘડતું મરાયાને સંભળાયું, અને એડોનીસનો જાંણીતો, એક ઓરતના જેવો ચીચવાતો, અવાજ તેણીને કાને આવ્યો.

"શુરા સીઝરને માહરી સલામ છે," તે મશ્કેરો બોલતોજ આવ્યો; "અજીત જોધ્ધાને માહરા પ્રણામ છે, કે જે ખોદાનો, રાજાનો, મરદોનો-અને વળી ખાસ કરીને બૈરાંઓનો ઘણો માનીતો છે!"

"ઓહ, ઓહ, મશ્કેરા, ફાટયો કે? હું બૈરાંઓનો વળી કિયે દહાડે માનીતો છેઉં?" ડૉન જૉને ખુશ મિજાજે હસીને કહયું; "એ તુંને કોણે કહયું?"

"રાજાને ત્યાંની રાંધવાવાલીએ," એડૉનીસે જવાબ કર્યો; "પોતાનાં બાવરચીખાનાંની બારીએથી આજે તેણે શેહેરમાંની તમારી પધરામણી જોઇ અને ત્યારથી તેની બાવરીજ ચસકી ગેઇછ! તેનું કામ પર ધ્યાંનજ નથી લાગતું. ત્યારની તે રાંધણીમાં એવી તો ઘેલીગાંડી ફાસમે કામ લેછ કે અમોને તે બાદશાહી બાવરચીખાંના કરતાં તે એક દીવાનશાળાનો વધારે ખ્યાલ આંપેછ!"

ડૉન જૉન વધતા જોસથી હસ્યો.

"અચ્છા, ત્યારે તેં ખાધુંછ કે આજે ભુખોજ આયોછ ?" તેણે પુછયું.

"નહીંજ તો, મેહેરબાંન, ખાધુંચજ કોણ કમબખ્તે જે ? ફકત સહવારનો નાસ્તો, બપોરનું ભોણું અને સાંહજની ચાએ સાથના કુમેસ્તા ઉપરાંત જો ચોથી વખત પેટની પુંજા કીધી હોય તો માહરાં મુવેલા બાપના સમ !"

"હા, પણ તું જેટલી વખત પેટની પુંજા કરેછની તેટલીજ વખત જો તું ખોદાની બંદગી કરતો હોય તો મને તો લાગેછ કે તું સીધો પાધરો બેહેસ્તમાંજ ઉંચકાઇ જાય !" ડૉન જૉને મજાક કરી.

"ને હું બંદગી તો રોજ કરૂંછ !" એડૉનીસે જવાબ કરતાં કહયું. "જમવા આગમચ હું રોજ 'ગ્રેસ' ભણુંછ તે આપ જાણતા નથી ? મગર હવે એ બધી વાત જવા દેઓ; આપ જાણોછ કે હમણાં હું શું કરવા હયાં આયોછ તે ?"

"તેજ તો હું પુછવા માંગુંછ !"

"માફ માગવા."

"શાંની ?"

"તકસીરની."

"કોણુની ?"

"તમારી."

"શું ?"

"આજે આપ શેહેરમાં પધારયા ત્યારે સાજનમાં આપે ધરડા વાંદર મેનડોઝાને સલામ કરી, અને તે બુઢ્ઢા તે સલામ તેણે જોઇજ નહીં હોય તેમ અખાડાની ગન્ની કરી ગયો ત્યારે તે ડોકરાનો તુમાખ જોઇને માહરીથી દપ દઇને મોટે સાદે હસાઈ જવાયુંતું તેની !"

"હો, ત્યારે તે હસનાર તું હતો કે ? ત્યારે તો તુંને જીવતો જવા દેવો નહીજ જોઇએ," ડૉન જૉને અરધુ હસીને–અરધું ગંભીરપણે કહયું "તાહરૂં ડોકુ છટકાવવું જોઇશે !"

"હા, કેમજે હું ડાહયો થઇને ને ભલો થઇને ધેરબેઠાં તમારી માફ માગવા આયો તેનાં હેસાંનમાં—એમજ કેની ?"

"તે ગમે તે હોય પણ તાહરી તકસીર ખરેખર ઘણી ગંભીર હતી–

એવી કે જો તે વખતે તું મારી નજરે આવ્યો હોતે તો હું ગુસ્સામાં કાંઇ નવનું દોહર જરૂર કરી નાંખતે!" ડૉન જૉને ખાત્રી આપી.

"તે તો હું બી જાણુંછ, ને તેથીજ તો હું તરત દાંયુબાંય થઇ ગયો," તે ખુંધાએ હસીને કહ્યું, "હસ્તાં હસાયું, પણ મેં પછીથી તરત જોયું કે કાચ્ચું કપાયું; અને મને બી માહરી માંએ જણેલો છે—હું દરવામાંથી કાંઇ ઘસડાઇ નથી આવેલો કે તમારે હાથે ચટ ને પટ હલાલ થઇ જવા હું તરત ને તરત પકડાઇ આવવા જેવો કાચ્ચોપોંચો પુરવાર થાઉં!"

"પણ, બચ્ચા, હું અજબ એમ થાઉંછ કે મેં તાહરો અવાજ ઓરખ્યો કેમ નહીં?" ડૉન જૉને તાજુબી બતાવી.

"ઓળખોજ શાંનો? હું અધુરો નથી પણ પુરો છેઉં," એડોનીસે મગરૂરી માનતાં કહ્યું. "હું માહરા અવાજમાં નર છેઉં ને વળી બાજે વખત નાન્યતર બી છેઉ. માહરાં જેવાં પાખંડ ધરાવનારો બીજો જો કોઇ નમુનો તમે આય આખી પૃથ્વી પરથી મને શોધી આપો તો હું પોતે માહરૂં આખું દોકું કાચ્ચું ને કાચ્ચું ચાવી જાઉં. હું કેમ તે વખતે હસ્યો હતો તે હસી બતાઉં?'

"હા, હવે મને તે પાછું સાંભળવા ગમશે."

એડૉનીસ હસ્યો, અને જેમ એક હાથપર ડૉન જૉન તેમ બીજા હાથપર ખુદ મરાયા પણ સેહેલથી યાદ કરી શકી કે આબાદ એજ તે હજારો લોકો વચ્ચેથી મોટે સાદે તે વખતે હસનારો અવાજ હતો!

"ચાલ ત્યારે—હવે બીજુ કાંઇ કેહેવુંછ કે? મને કોર્ટમાં જવાનો વખત થાયછ," ડૉન જૉને તાકીદ કરી.

"હા, ને વળી કાંઇ વધારે જરૂરનું કેહેવુંછ, પણ જરા ખાનગી છે. શાહી પેગાંમ છે તે ખાનગી તો હોયજ કેની?"

"ચીંતા નહીં, બોલ, આપણે હયાં એકલાજ છીએ," ડૉન જૉને સધ્યારો આપ્યો.

"ત્યારે રાજાએ મને ખાસ આપ નામવરને કેહેવા મોકલ્યોછ કે કાંઇ ઘણી જરૂરની અને તદન ખાનગી વાત આપ સાથે તેઓને કરવાની છે, અને તેથી આજ રાતનાં દરબારી 'સપર' પછી તે નામદાર પોતે અહીં આપનાં આય મકાનમાં આપની મુલાકાત લેવા પધારશે, માટે તે વખત સાંધીને હયાં આપે પાછા ફરવું અને તે નામદારની વાટ જોતા એકલાજ રેહવું."

"બા શરોચશ્મ," રાજાના પેગામનો તેના તે બાઇએ અદબથી સ્વિકાર કરયો. "રાજાને જઇને કેહ કે હું અહીં હાજર રેહેવશ, અને એકલોજ રેહવશ."

"હવે એક હજી બીજી બી વાત છે. હું તો ખબરેનોજ ખાં ને ખોરયું છેઉં કેની.?"

"ને તે બી વળી ખાંનગીજ છે કે?"

"અરે તે પર તો ખાંન ને ઘી બેવડું બાઝેલું છે!"

"ઓહો, ત્યારે વળી તે શું છે?"

"એક દરબારી બાંનુએ ખાસ અત્રે આવીને પોતાની એક ચીઠ્ઠી અને ગુલાબ તમારી ટેબલપર આજે રાત્રે મુકયાં હતાં તેણે જવાબ મંગાવેલો છે," એડૉનીસે જરા સાદ નરમ કરતાં કહયું.

"વળી એ હલકત પેશો તેં કયારથી અખત્યાર કીધોછ?" ડૉન જૉને એ સાંભળતાં લગાર ગુસ્સાથીજ તતરાવ્યું. "તે ઓરત કોણ છે તે હું જાંણુતો નથી ને જાંણુવા માંગતો બી નથી, એટલે જવાબ જેવું કંઇ છેજ નહીં. માહરી તરફના જવાબમાં તું ફકત તેને જઇને એટલુંજ કેહજે કે તારૂં કાગળ મુતલગ બી વાંચ્યા વગર મેં તેને જલાવી દીધુંછઃ અને હવે જા, મને વખત થાયછ.—મગર જો, ધ્યાંન રાખજે! ફરીથી માહરી પાસે આવે ત્યારે કોઇબી ઓરતોના એવા નજીસ પેગાંમ સાથે હાજર થતો ના, નહી તો તુંને બી તેલમાં બોળીને જીવતો ને જીવતો સળગાવી મુકશ!"

અને પછી તે એઉના ઓરડામાંથી બાહેર જતાં પગલાં સંભળાયાં, એટલે મરાયા તે બંધ્યાર ઓરડામાં તદન એકલી પડી. દેખીતી રીતે જૉન એ પછી બાહરોબાહરજ રાજાના મેહલમાં વિદાય થયલો હોવો જોઇએ, કેમ જે તે ફરીથી પ્યારો પનોતો માંનીતો અવાજ તુરત ને તુરત તે માહબુબના સાંભળવામાં આવ્યોજ નહીં.



# પ્રકરણ ૧૫.

——:૦:——

દરબાર—હૉલ થથમાર ભરાયલો હતો. તે સુંદર અને ઘણીજ ભભુ-કદાર રોશણીથી બધો આરાસ્તા હતો, અને રાજાનું તખ્ત પણ ઘણુજ ભપકામાં દીપાયમાન કરવામાં આવ્યું હતું.

બધા દરબારીઓ હાજર હતા, અને રાજા, રાણી અને ડૉન જૉનની સફ સમારીને તેઓ વાટ જોના બેઠી હતા. નવેંબર મહીનો હતો, અને સખ્ત થંડીનો તે વખત હતો, પણ હાલમાં હૉલની રોશણી અને આદમીઓની ગીરદીનાં કચપચને લીધે સાંમો બફારો બફારો થઇ રહયો હતો! હજારો મીનબત્તીઓ મોટાં બેકીંમતી જુગ્મરોમાં ઝળકી રહી હતી, અને ખુંણે ખુંણે તેજસ્વિ બતીઓ બળતી કરવામાં આવી હતી.

એ બધું ડૉન જૉનનાં માનમાં ખાસ હતું, અને રાજા કે જે ડૉન જૉનની ફત્તેહ અને હદવનાનાં લોકપ્રિયપણાંથી અદેખાઇનો મારયો ભીત્તરે તો જળીને ખાખ થઇ જતો હતો તેને લોકેલાજે અને સ્વમાન સાચવવા આ બધા મોટા ચાહતના તમામ જુદા ઢોંગધતુરા ફરજ્યાત કરવા પડતા હતા.

વચ્ચોવચમાં રાજાનું એક ઉંચા માંચડાપર તખ્ત ગોઠવાયલું હતું, કે જેપર કેંટલાંક પગઠયાં ચઢયા પછીજ પુગાતું હતું; અને તે તખ્તની સમા-લમાં ભપકાભરેલા લશકરી અધીકારીઓ, સોનેરી પોશાકમાં સજ્જ થયલા ને ઉડતાં પીછની કોલાહો સાથે, નાગી શમશેરો પકડી ઉભેલા હતા.

તે તખ્તને મથાળે, વળી, એક મખમલનું મોટું છત્ર હતું, અને તેની ઉપર શાહી "કોટ ઑફ આર્મસ" ઝળકી રહયાં હતાં.

તખ્તની ડાબી અને જમણી બાજુએ રેશમી ગાદીની શોભાયમાન સોનેરી ખુરસીઓની બેઠકો હતી, કે જેમાં જમણા હાથપર પ્રધાનો, અમીરો અને આગેવાંન દરબારીઓ બેસનાર હતા, અને ડાબા હાથપર તેજ કીસમે બાનુઓની જગ્યા કરેલી હતી. તે બાંનુઓ રાજાના રસાલા સાથનાં સર-ઘસમાંજ દાખલ થનારી હતી, અને ફકત સૌથી આગેવાનોનેજ ત્યાં બેસવાનો અખ્તીકાર હતો, કે જયારે બાકીનાં સેહેંકડોએ તો ઉભું રહેવાનોજ રવૈયો હતો.

દરબાર—હૉલની ગૅલરી પણ તમામ ચીકાર હતી, અને તેમાં સઘળી બાંનુઓનોજ જમાવ થયલો હતો, જે બાંનુઓ પણ કાંઇ નાઘલે ખાંચરેની

નહીજ હતી તે તેમના ઉંચા પોષાકો, અને હીરા મોતીના ઝલઝલ થતાં આભુષણોથી એક લેહજામાં જોઇ શકાતું હતું.

મૅન્ડોઝા ત્યાં હતો નહીં. તેનો તો રાજાના અંગત ગાડ સાથેજ સરઘસમાં દાખલ થવાની પાળી હતી; પણ ખુંધો ઍડૉનીસ ત્યાં હતો. તે ટોલાંમાં ફરતો રહયો હતો, અને કોઇ કોઇને હસાવ્યા કરતો હતો. હાલ તો બધા હસ્તા હતા ને વાતચીત કરતા હતા, અને તેમના અવાજના ઘોંઘાટયા ગણગણાતથી તે આખો દરબાર—હાલ ગાજી વાજી રહયો હતો; પણ દીસતુંજ હતું કે રાજા રાણી આવતાં સાથે બધું "મુગું મંતર ને સાડા સત્તર" થઇ જનાર હતું.

એ એડૅાનીસ ખુંધો હતો એટલુંજ નહી પણ તે વળી એક વેંહત્યું હતો. મોટી અને પાકટી ઉમ્મરનો આદમી છતાં ભાગ્યેજ તે એક દસ વરસના છોકરા જેટલો ઉંચો હોય, અને તેથી કોઇ ઉંચા તાડ જેવા અધીકારીને હસાવા જતાં તેને ઉંચું જોઇને વાત કરવી પડતી ત્યારે તે બે આકૃતીઓનો મુકાબ્લો જોનારાંઓને અવ્વલમાં ગમ્મત ઉપજાવ્યા વગર રેહે નહીં તેવોજ હતો.

તે પણ ઘણી સફાઇથી અને ઘણી સંભાળથી ડ્રેસ કરી આવ્યો હતો. તેના ભુરા બાલ સફાઇથી હોલેલા અને વચમાંથી વેહેંચાયલા હતા, અને સાંમતી રીતે એક વગદાર દરબારીના જેવોજ દેખાતો હતો.

તે એક ખાનગી દરવાજેથી રાજા આગળ થઇને હાલમાં દરબાર હૉલમાં આવ્યો હતો. દીસતુંજ હતું કે ડૉન જૉનનો રાજા જોગો જવાબ તે રાજાને ખાનગીમાં કહીને એ તરફ આવ્યો હતો. એ ખાનગી દરવાજો દરબાર—હૉલને લગતા એક એવા વિભાગમાં દાખલ કરતો હતો કે જ્યાં અસલવારેના મુરીશ વખતમાં બાંનુઓ છુપાઇને રાજ દરબારનું વર્તણ જોતી હતી. તે વખતે તેઓને પરદેપોષ બી દરબારી મેલાવડાઓમાં હાજર થવાનો અધીકાર નહી મલ્યો હતો, અને તેથી કોઇ પરાયા મુલકના એલચી અથવા રાજપ્રિય પરોણાનાં માનમાં કોઇ મોટો મેલાવડો થતો ત્યારે સ્પેનની દરબારને લગતી બાંનુઓ એ વિભાગમાં છુપાઇને સઘળો મેહમાર અને તમાશો જોતી હોવાનો ચાલ હતો.

તે (એડૅાનીસ) પોતાને ઘણા મોટા માણસમાં ગણતો—એવો એક કે જેના વગર રાજને કે રાજાને ચાલેજ નહી! દરબાર જ્યાં બી જાય ત્યાં પુટેપુટ ભમતા કુતરાની માફક તેને પણ જવાનું માન હતું. તેની હાજરી અને સામીલગીરી અનિવારય કેહવાતી હતી; અને ખરેખર જે વખતને.

વાસ્તે આ વારતા લખાય છે તે વખતે લઉવાઓ દરબારનાં નાકરું લેખાતા હતા—એટલે સુધી કે કેટલાંક રાજ્યોમાં તો એકકી વખતે બબે ત્રણુત્રણુ લઉવાઓનું પોષણુ કરવું જરૂરનું સમજાતું હતું !

નવી રજુ થનારી નાજનીનો પણુ એ મેલાવડામાં ઘણી હતી—ઘણીક જુવાંન મોટે ઘેરની કુમારીકાઓ કે જેઓ ઉમ્મરની થવા પછી પેહેલીજવાર રાજા અને રાણી સાથે આજે રૂબરૂ પીછાંણુમાં મલનાર હતી. એ જાતની ઓલખાંણુ—ક્રિયા માટે આવાજ મેલાવડાની તક હાથ કરવામાં આવતી, કે જ્યારે તેમનાં વડીલો રાજા રાણીનાં તખ્ત પાસે તેમને લાવીને તેઓનાં નામ મોટે સાદે પુકારતાં, અને તે નાજનીનો પોતે પગ વાળીને કુરનસ બજા લાવતી. એવી બી ઓશકાતી શરમાતી, તાજા ગુલાબ જેવા ચેહેરાની ખુબસુરતી ધરાવનારી, તે નવીન અનુભવનો લાહવો લેવા નિકળી પડેલી ધડક ધડક થતી છાતી સાથની નૌજુવાંન નાજનીનો આજના મેલાવડામાં મોટી સંખ્યામાં હાજર હતી.

ગરીબ આંધલી આઇનેઝ એવા મેલાવડાઓમાં આવવામાં—આંધલી છતાં—ઘણીજ મોજ લેતી. તે મરાયાની પેઠે નીચે દરબાર—હૉલમાં તો આવતી નહીં—કેમજે ત્યાં આવવાનું તેના અંધાપાને લીધે પોષાય એમ ન હતું—પણુ તે ઉપલી અગાસીમાં આવીને હંમેશ બેઠક લેતી, કે જ્યારે આજે તો પોતાની બેહનને ખાતર પોતે કેદ પડવાનું પસંદ કરેલું હોવાને લીધે ગરીબ બીચારી તે હયાં ગેરહાજર હતી.

રાજા રાણીએ બધાંને ખુબ તપાવ્યાં. તપાવે નહિ તો રાજા રાણી કેમ કેહેવાય ?—અને દરબારીઓને એ જાતનું તપણું કરવાની અચ્છી ફીસમે તબેહ થઇ ગઇ હોય તેમ નજરે આવતું હતું, કેમકે કોઇ બી કંટાલતું કે તે માટે ફરયાદ કરતું હતું નહીં. વળી હયાં ઘણાંક પ્યારાંઓને અરસપરસ મલવાની અને પેટ ભરતી વાતચીત કરવાની બી જોઇએ એવી તક મલી જતી, એટલે બી રાજા રાણીનું એ તપણુ ઘણાંઓને ઝાઝું ભારી પડતું નહીં.

તે એક ભવ્ય મેલાવડો હતો. દરબારીઓજ માત્ર નહી પણુ આગેવાન શેહેરીઓ, અધીકારીઓ, ઓધ્ધેદારો, ધરમગુરૂઓ અને વગદારો બધા મોટી સંખ્યામાં હાજર હતા, જે બધાં ડૉન જૉને ગ્રેનેડા મુર લોકોના હાથમાંથી સર કીધો તેની મુબારકબાદીમાં તેને ઇજ્જત આપવા પણુ આયજ ટાંકણું હાથ કરીને આજે અત્રે ભેગા મળ્યા હતા.

એવામાં રૂપેરીભેંપુરાં ભુકાયાં, અને દરબાર—હૉલમાં સઘળું એકદમ એક સાથે ચુપચુપાટ થઇ ગયું. જરા વારમાં તે પછી બાજુમાંનો એક મોટો દરવાજો ઉઘડયો, અને ક્રિયાઓના ગ્રાંડ માસતરની સરદારી હેઠલ—કે જે તેના સફેદ મોટા ઝબ્બામાં અને સફેદ લાંબી લટાક સોનેરી મુઠની લાકડી સાથે સર્વની આગેવાની કરતો આગલ આગલ ચાલતો હતો—એક મોટું દમામદાર સરઘસ રજુ થયું, કે જ્યારે તે ગ્રાંડ માસતરે દરબાર હૉલમાં દાખલ થતાંજ ટાંચણી પડે તો સંભળાય એવી ચુપકીદી વચ્ચે પોતાના મજબુત ને ઘોંઘારી અવાજે "નિઘાહ રખ્ખો" પુકાર્યું—

"નામદાર રાજા! નામવર રાણી! ખોદા એ બન્નેને સલામત રાખો!"

એ પછી નાગી તલવારો સાથ ઘરડા મૅન્ડોઝાની સરદારી હેઠલ એક લાંબી લટાક લશકરી ટુકડી દાખલ થઈ, અને તે પછીથી બાજુમાં હટી જઇને સફ સમારી ઉભી, એટલે ઘરડો મૅન્ડોઝા પોતે એકલો તે વચલાં મોટાં બારણાં આગલ ખાંધ પર તલવાર ઉઠાવી દરબાર—હૉલમાં દાખલ થતાં રાજા રાણીનાં માનમાં "હરેલ હોપ" કરતો ઉભો.

ત્યાર કેડે તે રડતી સુરત રાજા ફીલીપ ધી સેકન્ડ આવ્યો. તે ઓય રડી દે, અથવા તેણે એડયું પીધું હોય, એવોજ તેનો હાલ નજરે આવતો હતો, અને તેની લગોલગ ડાબા હાથપર રાણી ચાલતી હતી, કે જેની પણ આંખ્યો તેટલીજ શોકાતુર અને ગંભીર હતી.

તે રાજાનો દેખાવજ તેને અપ્રિય પુરવાર કરી બતાવે તેમાંનો હતો. લોકો જોઇનેજ ડરી જાય અને હટી જાય એવા દુરદેવી ચેહેરાનાં જે કેટલાંક મોટાં માણસો થાય છે તેમાંનો આ બીજો ફીલીપ રાજા એક હતો. તે પટલો અને ઉંચો હતો, પણ આંખમાં તેજ જરાએ નહીં હતું, અને હોઠ ફીકકા મારી ગયલા હતા. તેને એક ઠુમકી દહાડી હતી, અને થેબ્યા ઓરાવી નાંખેલા હતા. તેનું કપાલ મોટું હતું, અને ચેહેરો લંબાચો હતો. તેની ચાલમાં બી તે તદન કદરૂપો હતો. ચાલ ધીમી અને કશી બી દમામ દાર અદા વગરની હતી, અને જાણે પોતાની જીંદગીને માટે જાબજા બીહતો હોય તેમ તેનો હાથ ઘણું કરીને તેની કમ્મરબંધમાં ખોસેલાં ખંજર ઉપરજ રેહેતો. તે ઘણો ગુસ્સાબાજ, કીનાખોર, જાહેલ અને ઝનુની તરીકે પુરતો જણાયલો હતો.

આસપાસ જરા જોયા બી વગર તે સીધો ને સીધો આવ્યો તેવોજ પોતાનાં તખ્ત પર ચઢી ગયો, અને દેડકાની માફક કુદકો મારીને બેસી

ગયો, કે જ્યારે બેસતાં સાથે ખુરશીના બંધે હાથા પર તેણે પોતાના બેઉ હાથ ટેકવી દીધા. તેની બોરદુમાં તેની રાણીએ જગા લીધી.

હજી સરઘસ તો ચાલુજ હતું, અને હવે મેલાવડામાં રાજાના ઘણા મોટા અદબ અને પુરતા ધાક છતાં એક ધીમો ગણગણાત એકદમ બેઓફ ચાલુ થયો. લોકો ટીંગાઇ ટીંગાઇને જોવા લાગ્યાં. ઓરતોની આંખ ખુશીમાં ચમકવા લાગી, અને મરદો મોજથી જોવા પડયા, કે જ્યારે રાજાનો પોતાનો ચેહેરો કોઇ ધ્યાંનથી જોતે તો તે જંખવાનો થયલો તુરત જોઇ શકાતે, કેમકે તે લોકમાંનીતો, લોકપ્રિય, અજીત જોધ્ધો ડૉન જૉન હવે દરબાર હૉલમાં દાખલ થતો હતો!

તે તદન સાદાઇથી પણ પુર થયેરામાં સજ્જ થયલો હતો, અને તખ્ત આગલ આવતાં એક ગુંઠણવાલીને તેણે તાજને નમન કરયું કે જ્યારે રાજા હસ્યો, અને રાણીએ ધારા મુજબ તેને પોતાનો મોજાં વગરનો હાથ આપ્યો, જે ઉપર તેણે ઘણાં માનથી એક ચુમી લીધી. એ પછી કશુંબી બોલ્યા વગર દમામદાર કદમે આગલ વધીને તેણે જઇને રાજાના જમણા હાથ ઉપર પોતાની બેઠક લીધી, અને ત્યારે આખા દરબાર—હૉલમાં એક ટાંચણી પડે તો તે બી સંભળાય એવું સઘળું એકદમ શાંત અને ચુપચાપ થઇ ગયું.

## પ્રકરણ ૧૬.

અને તે પછી પણ તે સરઘસ તો હજી ચાલુજ હતું. પાણીના ધીમા પ્રવાહ માફક એક પછવાડે એક દરબારનાં તે મુખીઓ દરબાર-હૉલમાં દાખલ થતાં હતાં, કે જેમાં ડૉન ઍનટોન્યો પણ એક હતો. તે રાજાનો ખાસ વિશ્વાસુ હતો, અને રાજાને આડે માર્ગે દોરવવા માટે પ્રજામાં પુરતો જાંણીતો અને અપ્રિય થઇ ચુકેલો હતો. એ ઉપરાંત દરબારી બાંનુઓ પણ તે રસાલામસાલામાં મોટી સંખ્યામાં શામીલ હતી, કે જેઓ બધી રાણીની ખાસ સાહેલીઓ કેહવાતી હતી, અને "મીસ્ત્રેસ ઑફ ધી રોબ્સ"ના એલકાબથી ઓળખાતી હતી. બીજી "મેડસ આફ ઑનર" પણ ઘણી

હતી, અને એ સઘળી બાનુઓની આમદાનીમાં એક જે લોકોનું સૌથી વધારે ધ્યાન ખેંચી રહી હતી તે રાજાના વડા વઝીર ડૅાન ગોમેઝ ડી સીલ્વાની પરણેતર નામે ડોના ઍના હતી. તે પણ પેલા રાજાના માનીતા ડૅાન ઍાનટોન્યો જેવીજ જાહેર અપકીર્તી પામેલી એક નાલાયક અબળા હતી. તેણીને વાસ્તે ઘણું બુરૂં બોલાતું હતું. લોક કેહેતાં કે તેનો ભરથાર એક આવી શાહનશાહાતનો વડો વજીર છતાં એ અબળાના હાથમાં એક વેચાણ–રમકડાં જેવો હતો, ને જેટલું તેણીનું પોતાના વરપર તેટલુંજ વળી રાજાના માનીતા ઍન્ટોન્યો પર અને ખુદ રાજા પર તેણીનું ચલણ હતું, કે જ્યારે બાતેનમાં તો તે હલકી વાસનાઓવાલી ઓરત એ ત્રણેને એક સરખી રીતે જુઠી અને બેવફા હતી.

તે ભાગ્યેજ ૩૦ વરસની ઉંમરની હશે, કે જ્યારે ખરેખર તો તેના દરબારી થથેરામાં તે તેથી બી વધારે જવાંન નજરે આવતી હતી. તે એક ખુબસુરતી હતી. જ્યારે ગુસ્સામાં નહીં હોય, અથવા કપટકાર્ય જે તેણીની નસેનસમાં રમી રહયું હતું તે કીસમના બુરા ખ્યાલોથી પોતે આઝાદી પામેલી હોય, ત્યારે તેણીના લાલ પરવાલાં જેવા હોઠ, ગુલાબી રૂખસારો ને મોતીની માલા જેવા એક સરખા ગોઠવાયલા દાંતો સાથે તે કોઇનું બી દીલ જીતી લઇ શકે એટલી બધી દીલકસ નજરે આવતી હતી.

અને એ રીતે તે આખી દરબાર ગોઠવાયા પછી દરબારનું તે રાતનું ખાસ ક્રિયાકામ જારી થયું. રાજા તરફનો એક એસારો થતાં રાજાનો માનીતો ઍન્ટોન્યો પોતાની બેઠક પરથી ઉઠયો, અને તેણે રાજાની પોતાની તરફનો પેગામ તે તમામ અન્જુમનને બાંગેબુલંદ વાંચી સંભળાવ્યો. તેમાં રાજાએ મોરીસ્કો લોકોનાં બંડ બાબે કાંઇક લાગણી સાથે લખ્યું હતું, અને એ મોટી લડાઇ જીતવા માટે પોતાનાં લશ્કરને ઘણી શાબાશી આપેલી હતી. ડૅાન જૅાનની પણ તારીફ કરેલી હતી, પણ તે છતાં તે અજીત જોદ્ધાની સ્તુતિ કરવામાં રાજા કેટલીક હદ સુધી દેખીની રવેસે બખીલ અને તંગદસ્ત પુરવાર થયો.

લોકોએ એકાગ્ર ચિતે આ માનપત્ર સાંભળ્યું, અને જ્યારે જ્યારે ડૅાન જૅાનનું તેમાં નામ આવતું ત્યારે ઉનાલામાં પવનની ધીમી લેહરીથી સુકાં પાંદડાંઓ વચ્ચે જેમ એક ધીમો સણસારો ચાલુ રહે તેમ તે આખા દરબાર—હૅાલમાં ખુશીનો એક ગણગણાત તાબરતોબ ચાલુ થતો, કે જ્યારે ડૅાન જૅાન પોતે નીચી નજરે ગુપચુપ પોતાની બેઠકમાં બેસી રહયો. તેણે

કરેલી એ મોટી જીત માટે એક મોટું ઇનામ કે સરોપાવ તો દૂર કિનાર, મગર તે માનપત્રમાં સ્તુતિ કે હેસાંનની લીટીઓ બી જોઇતી ઉદારતાથી લખવામાં ન આવી હતી એ તે જુવાંન જોધ્ધો વધતા ઓછા તુચ્છકાર વચ્ચે જોઇ રહયો હતો, ને તેથી મુછમાં હસતો બેઠો હતો.

અંતે એ પછી જ્યારે માનપત્ર વંચાઇ રહયું ત્યારે ઍન્ટો-યો જરા વાર થોભ્યો, અને પછી પોતાનો હાથ ઉંચો કરી તે હાથમાંનું માનપત્ર હવામાં જોસથી હલાવી તેણે પુકાર્યું, "ખુદા રાજા નામવર ફીલીપ ધી સેંકડને સલામત રાખો! ખુદા રાણીને લાંબા આયુષ આપો!"

અને લોકોએ ફરજ્યાત એ "ચીઅર" ત્રણ મરતબા જવાબ કરીને ઉપાડી લીધા, પણ તેમાં જુસ્સો જરા એ ન હતો. પુકારો થયા ખરા, મગર તે ઠંડા, સુસ્ત બલ્કે કેવળ જીવ વનાનાજ હતા. એવામાં તે દરબાર-હૉલમાંથી કોઇ અબળાએ મોઠા પણ મોટા અને ખુલ્લા સાદે ડૉન જૉનની પોતાની જય પુકરાવી. "ખુદા ડૉન જૉનને સલામત રાખો! ખુદા એ સ્પેનના અજીત જોધ્ધાને લાંબુ આયુષ આપો!" તેણીએ પુકાર્યું; અને ત્યારે જવાબમાં દરેક ત્યાં જે હાજર અને મોજુદ હતાં તેમનાં હૃદય નિષ્કલંક હર્ષમાં એકદમ પ્રફુલીત થયાં! સઉએ તેનો તાબડતોબ પડઘા ઉપાડયો, અને બૈરાં તેમજ માતીદાના તે અતી દીલજાન હર્ષનાદથી તે આખા હૉલની ધરા જાંણે તેના પાયામાં થરથર ધ્રુજી અને ધમધમી રહી!

જાંણે લોકો પોતે પોતાને ભુલીજ ગયાં! તેઓએ ખુદ રાજાને ઠંડો અને સુસ્ત હર્ષનાદ સંભળાવ્યો હતો, અને તેથી રાજા ડૉન જૉન સમક્ષ ઘણો નીચો પડતો હતો એ વટીક તેમનાં દીલમાંથી નિકળી ગયું. તેઓ રાજાને, રાજાને વાસ્તેના અદબ અને દરબારના વિવેકને વટીક થોડીક પલો ભુલી ગયાં—તે એટલે સુધી કે રાજા થોડાક ગુસ્સા સાથે તેમને શાંત અને ચુપ થવાનું ફરમાવવા પોતાની ખુરસી પરથી અરધો ઉઠયો બી ખરો!

ડૉન જૉનને પોતાને પણ એથી ઘણું નબોજું ને ખસ્યાણું લાગ્યું, અને તેથી રાજા ઉઠે તે પેહલાં તેણે પોતેજ પોતાની બેઠક પરથી ઉઠીને હાથોની ઐસારતો વડે નમનતાઇથી અને ઓજારખ્વાહીથી લોકોને શાંત થવાનું તેઓ કને માંગી લીધું,-અને જવાબમાં લોકો જલ્દીજ પાછાં શાંત થયાં, એટલે હવે રાજા પોતે ફરજ્યાત બોલવા ઉઠયો.

પણ તેનો અવાંજ ધાડો ને જાડો હતો—દીસ્તુંજ હતું કે તેની છાતી ગુસ્સાથી ઉકળતી હતી, જેથી તે ખુલ્લા અવાજે બોલી શકતો ન હતો.

તે શું બોલતો હતો તે બધાંનેજ કાંઇ સંભળાયું નહીં—એટલી હદ સુધી તેનો સાદ ઘેરાયલો ને ગુંગલાયલો તે મોટા હૉલમાં સંભળાતો હતો; અને જ્યારે તે બોલતો હતો ત્યારે ડાના ઍના વટીક ડૉન ઍન્ટોન્યોને છુપી આંખ મારતી તે રાજન તરફ તુચ્છકારના હોઠ ચઢાવી જોઇ રહી હતી.

તે બી રાજાની દોસ્ત થવાનું જાહેરમાં ડોળ દાખવી બાતેનમાં રાજાની શત્રુજ હતી. તે ઍન્ટોન્યોની મસલત હતી, અને એ બંને લુચ્ચાં અને બુરાંઓની સુઝ એકજ હતી. તેઓ બને તો રાજાનુ કાટલું કાઢી નાખીને ડૉન જૉનને રાજતાજ આપવાની છુપી યોજના કરતાં હતાં, પણ ખરેખર તો એમ થયલું જોવામાં લુચ્ચી ડોના ઍનાની મકસદ કાંઇ બીજી ને જુદીજ હતી—મગર તે બાએ હાલમાં અત્રે લાંબુ કરવા જરૂર નથી.

## પ્રકરણ ૧૭

રાજા ઉઠયો એટલે આખી દરબાર ઉઠીને ઉભી થઈ, અને તે બોલતો હતો ત્યારે બધા તાજ તરફનાં માનમાં પાંઉ પેઆદાં ખડાંજ હતાં.

"બીરાદર," તે પોતાના ભાઇ તરફ ફરીને મોટે સાદે બોલ્યો, "આપણા દેશ અને દરબારના રીવાજમાં નહીં તે રીતે અમારો અદબ વટીક ભુલીને આએ દરબારે તાહરી જય પુકારી છે, એટલે આ લેખીત દસ્તાવેજ ઉપરાંત જે અમારે બોલાવાનું ને બોલવાનું હતું તે અમારી જેહમત ગોથા બચી ગઇ છે, અને મને ઉમેદ છે કે અમો જે કાંઇ તાહરી તારીફ ને સ્તુતીમાં બોલ્યે તે એકલડોકલ અભિપ્રાય કરતાં આએ હજારોની સ્તુતિનો એક અવાજી ગરબડાત તને ખચ્ચીતકરીને વધારે ખુશી મનાવશે. એમ છતાં, હું માહરી પાક ફરજ વીસારવા માંગતો નથી, અને તેથી તાહરા રાજા તરીકે તાહરી આએ નામાંકિત ફતેહ માટે અત્રે જે માહરી તરફથી વંચાયું છે તે ઉપરાંત હું પોતે વધારામાં તાહારો ખાસ ઉપકાર જાહીર કરૂં છું. હું તને વધતા ખેતાબથી નવાજતો નથી. કેમજે તું માહરો ભાઇ છે, અને આખાં સ્પેનની સેનાનો વડો છે તેજ માન તાહરા જેવા એક લડવૈયા માટે અમારે મનથી થોડું નથી, એટલા વાસ્તે, માહરે હવે એટલીજ ઉમીદ કરવી છે કે કોઈ મોટા રાજની શાહજાદીને તાહરી ભવિશની ભાગ્યન

બનાવી તું જલદીજ પોતે બી રાજવંશીઓમાંનો એક થાય, અને અમારાં તખ્તોતાજને અત્યાર કરતાં વધારે ઝલેહથી તું એ રવેસે કોઇ લાયક ખાંચરે પરણીને એવડું દીપાવે !"

એ વખતે—રાજાએ બોલવા માંડયું ત્યારે—ડૉન જૉન એક કદમ બાહેર આવી ઉભો હતો. તે છેક તે સિંહાસનની લગોલગમાંજ ઉભો હતો, અને પોતાનું માંથું તાબેદારી અને માનથી નમાવી રાજા તરફની શાબાશી શ્રવણ કરતો તે શાંતના સાથે ખડો હતો. એટલા માટે જ્યારે રાજા એ પછી લોકોનાં મન મનાવા જોગુ ઉપલું બોલી રહયો ત્યારે ડૉન જૉન તખ્તને છેક નિચે સુધી વાંકો વલી નમીને ગુપચુપ પાછો પોતાની જગ્યા પર જઇ બેઠો.

એ વખતે પેલો ખુંધો મશ્કરો ઍડોનીસ જે તેની ખુરસી નજદીકજ ભરાઇ બેઠેલો હતો તેણે તેને તેના હાથનું મોજું આપ્યું. ડૉન જૉને તે જરાં વાર આગમચ હાથપરથી સેરવી નાંખ્યું હતું, ને તેવામાંજ રાજા અચબુચ બોલવા ઉઠયો એટલે અદબને ખાતર એ કદમ બાહેર આગલ વધતાં તે મોજું તેના હાથમાંથી સરી પડેલું હોવાની વાત તે જોદ્ધાનાં લક્ષમાંથી સદંતર નિકળી ગઇ હતી.

એ ઉપરથી ઍડોનીસે તે મોજું ઉચકીને તે પાછો બેઠો ત્યારે તેને પાછું આપ્યું, જે માટે તે એ લાડુવાનો ઉપકાર માનવા જતો હતો, પણ તેટલાં તેનાં હાથને તે મોજું જરા દાબી જોતાં લાગ્યું કે તેમાં તેણે એક કંઇ કાગલ છુપાવીને તેને પાસ કર્યું હતું. આથી ડૉન જૉન ઘણો ગુસ્સે થયો. તેણે તે રાત્રેજ એ જાતનાં ઐરાંઓના પેગામો લાવવા સારૂ એ ખુંધા વેહેત્યાંને ખુબ ખખડાવેલો હતો, ને તે છતાં એટલી જલ્દી તેણે આ બેઅદબ હીંમત પાછી કરી તેથી તે લડવૈયા જવાનને ખરાં દીલથી ઘણો ગુસ્સો આવ્યો.

પણ તેણે તરત ખ્યાલ થયો કે તેની આટલી ખફગી છતાં ઍડોનીસે એમ પાછી હીંમત કરી હતી તો પછી એમ કાંય નહીં હોય કે આ કાગલ કાંઇ ખરેખરી અગતનુંજ હોય? બનવાજોગ હતું. અગતનું હોયા વગર રાજાનાં દેખતાં તે એ રીતે તેને એક કાગળ પાસ કરવાની હીંમત તો કદી કરેજ નહી, કેમજે મોજું દબાતાં સાથે કાગલનો ખખડાત થયો હતો, ને તરત રાજાનું એ હીલચાલ પર ધ્યાંન ખેંચાયું હતું ખરૂં.

મગર હવે હવાં જરા વારમાં લૅવીનું કામ ચાલુ થયું. આખો મેલાવડો રાજારાણીને અને ડૉન જૉનને પોતપોતાના દરજ્જા મુજબ એક એક બએની જોડીમાં નમન કરતો પસાર થવા લાગ્યો, કે જ્યારે સઘળાં નવાં હાજર

થયલાંઓનાં મોટે સાદે નામ પુકારવામાં આવતાં હતાં. એ બધો વખત રાજારાણી તો બેસીજ રહયાં, પણ એ ક્રિયા જે નજદીક દોઢ પોણા બે કલાક ચાલી તે બધો વખત ડૉન જૉન એ નામનો સ્વિકારતો ને જવાબમાં પાછો નમતો ઉભોજ રહયો હતો, કે જે દરમ્યાન પેલું મોજું ને તે માંહેલું કાગલ હજીએ જેમનુંતેમ તેણે હાથમાં દાબીને ધરેલું હતું.

ખુંધો ઍડોનીસ એ બધો વખત તેની બાજુમાંજ હતો. તે બીહીતો હતો કે રખેને પેલું કાગલ ટપ દઇને મોજાંમાંથી બાહેર સરી પડે, ને આખી દરબારનું તે પર ધ્યાન ખેંચાય. વળી વઝીરજાદી ડૉના ઍના (જે પ્રીન્સેસ ઑફ્ ઇબોલી તરીકે પણ ઓળખાતી હતી તે)ની પણ નજર જાણે તે એવીજ કોઇ ફીકરથી બીહીતી હોય તેમ ડૉન જૉનના હાથ પર ને તે હાથમાં પકડેલાં મોજાંપરજ ઠડી રહી હતી—એટલે સુધી કે જયારે નવી નૌજવાંન છોકરીઓને ઓળખવાની ક્રિયા ચાલુ થઇ ત્યારે તેમનાં નામ પુકારવાનું કામ તેણીનું હતું તે બજાવતાં પણ તેણીએ ડૉન જૉન પરની પોતાની નજર મુતલક હટાડી નહીં. એમ છતાં તે પોતાનાં કામમાં પુરતી પાહવરદી અને પ્રવીણ હતી. તેણીએ એક બી ભુલ કરી નહીં કે અદબનો જરાએ ભંગ થવા દીધો નહીં; અને તે સઘળું બતાવવાને બસ હતું કે તે કોઇ બારે ગાંઠ પુરી, બડી બાહોશ, અબળા હતી.

રાણી નરમાશથી બધાંને નમતી હતી, પણ રાજા તો થામલું થીકરૂં થઇને બેસીજ રહયો, તે આજના આં મેલાવડાથી રાજી થયો કે સંતોષ પામ્યો હોય એમ જરા એ દેખાતું ન હતું. તેને બધું લોકેલાજે ને ફરજ્યાત કરવું પડતું હતું, ને તેથી ભીત્તરે તે ડૉન જૉન માટે સાંમો અદેખાઇથી જળી જતો હતો.

બધું જ બાહેરના ભપકાનું હતું. આખી દરબાર એક બીજાંનું કાટલું કાઢનાર અને બુરૂં ઇચ્છનાર હતી, કે જયારે બાહેરથી બધાં મીઠાં થઇ શકતાં હતાં.

અંતે એ બધી કંટાળાભરેલી ક્રિયા પુરી થઇ, અને તે પછી રાજા રાણી જવા ઉઠયાં, એટલે દરબાર-હૉલમાં તેઓ થકી રસ્તો કરવાની ગરબડ થઇ, જે તકનો પેલા ખુંધા ઍડોનીસે તરત લાભ લીધો. તેણે પોતાની તરફ ધ્યાન ખેંચવા નરમાસથી ડૉન જૉનની બાંય ખેંચી, અને તે જોદ્ધાએ અજાયબી વચ્ચે ચમકીને પાછું ફરી જોતાં એ મશ્કેરો તેની નજરે આવવાથી તેણે તુરત ગુસ્સાનાં ભવાં જમાવ્યાં.

“ગુસ્સો ના કરો, મેહેરબાંન,” તે મશ્કેરાએ તે જોઇને માંગી લેવાની

ઢપે કહ્યું; "પેલી ચીઠી ઘણી જરૂરની છે એટલુંજ માહરે કેહવાનું છે. દરબારી ખાણાંની આગમચ એ વાંચી લેજો."

ડૉન જૉને તુંચ્છકાર કરયો ને તે ગુસ્સામાં ખસી ગયો. તેણે તે વેહેંત્યાને કશોજ જવાબ કરવાની દરકાર કરી નહીં, કે જ્યારે તેના પરથી નજર હઠતાંજ તે ખુંધાની નજર ડૉના ઍના સાથે એક થઇ. તેણે જોયું કે તે અબળાએ તેની હીલચાલ પર બારીક નિઘાહ રાખી હતી, અને તેને ડૉન જૉનને ઉપલું કેહતાં સાભળ્યો નહીં બી હોય તો બરાબર નજરો નજર જોયો હતો.

એ પછી દરબાર જેમ ગોઠવાઇ હતી તેજ ફીસમે પાછી વિસરજન થઇ, ને બધાં ડાઇનીંગ—હૉલમાં વિદાય થયાં. ત્યાં જુદા જુદા કુશાદે હૉલોમાં જુદી જુદી ટેબલો મંડાવાનો રાજ રીવાજ હતો. એકમાં રાજા રાણી તેઓના અંગતો સાથે બેસતાં, કે જ્યારે બીજા હૉલમાં વઝીરો અને સૌથી આગેવાન દરબારીઓ જમતા, અને એક ઘણી મોટી "જૅનરલ ટેબલ" વળી પાસેના એક ત્રીજા હૉલમાં અમીર ઉમરાવો માટે ખાસ નખાતી હતી.

એક કલાક તક ખાણું ચાલુ રહેવાનો રવૈયો અને સરેસ્તો હતો, જે પછી બધાં દરબાર—હૉલમાં ડાન્સ વાસ્તે પાછાં ફરતાં. રાજા રાણી બી બાજે વખત આવતાં, પણ તેઓ થોડોક વાર બેસીને ફકત તમાસો જોઇને જતાં રહેતાં. કે જ્યારે તેમના જવા પછીજ ખરેખર તો ડાન્સ છેક મોડા રાત તક તેના ખરા બાહરમાં ચાલુ કરી શકાતો હતો.

આજની રાત માટે પણ ખુદ રાજા રાણીનો જમવાનો હૉલ સૌથી વધારે ભવ્ય અને આરાસ્તા કરવામાં આવ્યો હતો. ત્યાં રાજા રાણી પાસે પાસે બેઠાં, કે જયારે તેઓની સામી બાજુએ ડૉન જૉને બેઠક લીધી.

રાજા રાણીને ખાણું પણ ચોકકસ ઓધ્ધેદારોજ પીરસતા હતા. વડા બટલર પાસેથી દરેક "ડીશ" તેઓ લઇ લેતા, અને એવા પાંચ સાત અધીકારીઓ તે વખતના રીવાજ મુજબ એ જાતની ખીદમતમાં આખો વખત ખડે પગે રહેતા.

રાજાએ તે રાત્રે ભરી ભુખે ખાધું નહીં. તેને ખાવાની કશી એ રૂચી હોય એમ જણાતુંજ ન હતું. તે ફકત ચંચેરયા કરતો, ને થોડે વારે હંગેરીથી ખાસ મેદ્રીડ તક મંગાવેલો નામીચો "તોકે વાઇન" નોશ કરયા કરતો હતો. તે ગોયા એ દારૂથીજ ટકતો ને જીવતો હતો!

કોઇ કશુ બોલ્યું નહીં. ચુપચાપ બધાંએ જમ્યા કીધું. રાજા બોલે તો બીજાં બોલે કેની?—અને રાજાનું મોંઢું તો આજ રાત્રે જાણે સરબસર સીવાઇજ ગયું હતું! સભ્યતાના કાનુનો મુજબ એક રીવાજ અથવા કાયદોજ થઇ પડયો હતો કે જમવાની ટેબલપર જ્યાં તક રાજા પોતે હોઠ ખોલીને કશું બોલે નહીં ત્યાં તક બીજાં કોઇથી કશું બોલાય નહીં. રાણીથી વટીક નહીં.

રાણી ઠીક હાથ મારતી હતી. તે પોતાના ભરથાર ભણી—જાણે તેનાથી બીહીતી હોય તે રવેસે—બારી આંખે જોતી જતી અને જમતી જતી, કે જ્યારે રાજા યા તો તે કશું જોતોજ ન હતો, અથવા તો નહીં જોવાના અચ્છી કીસમે ઢોંગ કરી શકતો હતો.

ડૉન જૉન પણ પોતાની લડાયક ભુખે બીનદેહેસ્ત દપાટતો હતો. તેને રાજા તે રાત્રે કોઇ જરૂરી વાત થકી એકાંતમાં મળવા ઘણો આતુર હતો એ તે જોઇ શકતો હતો, ને રાજા તેથી ખાણું વ્હેલું ખતમ થયલુ જોવા ચ્હાતો હોય તેમજ વરતતો હતો; પણ તેથી તેણે પોતે કશી ઉતાવલ કરી કે અધીરાઇ બતાંવી નહીં. તે તો ઠંડે કલેજે જે બી વાંણી આવતી તેને પુરતો ઇનસાફ આપતોજ ગયો.

પેલો મશ્કેરો એડોનીસ એ વખત હયાં પણ હાજરજ હતો દરેક દરબારી ખાણાંમાં તેને હાજર રહેવાનો કાયદો હતો. કદાપી રાજાને પોતાના જીવરંજન થકી હસ્વાનું જોઇએ તો? પણ આજે તેવો કોઇ મામલો દેખાતોજ ન હતો. ચાંદરાત ચાંદરાતેજ હસ્નારો તે રાજા આજ તો પેટમાં દુખતું હોય અથવા એરંડયાંનો જુલાબ લઇને જમવા બેઠેલો હોય તેવીજ બોય—રડુ અવદશામાં બેઠેલો હતો. આજે તે હસે અથવા તેને હસાવામાં આવે એવી પોતે આરજુ કરે એવા કશાજ તેના ઢંગ હતા નહીં.

વળી તે ઢોંગી પણ આજે રાજાને હસાવી શકે એવા પોતે બી કશા ઢંગમાં જણાતો ન હતો. તેને અતી ઘણી અકરવકર થતી રહી હતી. ડૉન જૉને પેલો તેનાં હાથનાં મોજાંમાં વિંટાળીને તેને પાસ કરેલો દસ્તાવેજ હજી વાંચ્યો ન હતો એ તે મશ્કેરાંનો ચાલુ સંતાપ હતો. તે કાગળ તેણે આપ્યું ને આપ્યું તે ડૉન જૉનના બોલા પેરે અત્યાર તક તેની પુઠેપુઠ તે ભમતો રહયો હતો, અને તેથી તે કાગળ હજી વાંચવામાં આવ્યું ન હતું એમ તેને ખબર હતી. ડૉના અંના (પ્રીન્સેસ ઓફ ઇબોલી) એ તેને ખુલ્લું કહી મેલ્યું હતું કે રાજાને એકાંતમાં મળવા આગમચ તે જો કોઇ તરકીબથી ડૉન જૉનને તે કાગળ વાંચી લેવા લલચાવશે યા સમજાવશે નહીં તો પછી

રાજા ઉપરના પોતાના બોહલા વગવસીલાથી તે જરૂર તે વેહેંત્યાંને રાજ દરબારની એ તેની સુખવાસી નોકરીમાંથી ખેરવી નખાવશે; ઍડોનીસ સારી રવેસે જાંણુતો હતો કે જે બોલે તે બજાવે અને બજાવી શકે તેમાંનીજ તે ખરી બળવાન, બોલીદરાજ ને સંપુર્ણ સત્તાધારી પણ તેટલીજ કપટી ને ખારીલી એક અબળા હતી.

## પ્રકરણ ૧૮.

રાજાનો ધાક જ્યાં ત્યાં ઘણો ભારી હતો. રાણી બી તેનાથી થથરેલી રહેતી. તે જ્યાં હોય ત્યાં તે પોતે બોલે કે બોલાવે નહીં તો બધું સ્મશાન જેવું હરીહાક એકાંત, શાંત ને ચુપજ રેહતું. હમણાં બી તેમજ હતું. તેના બાઇ ડૉન જૉન સિવાય બીજાં બધાં તે ડાઇનીંગ-હૉલમાં જે હતાં તે તેનાથી તમામ થથરી રહેલાં દેખાતાં હતાં. તે બધાંને ઘુરકીઘુરકીને જોતો તે મોટા ઓરડામાં બેઠોબેઠો ચોગરદમ નજર દોડાવ્યા કરતો હતો.

જાંણે પોતે શિકારો પર ટાંપતું એક ફાડી ખાનાર જાનવર કે કોઇ રાક્ષસ હોય તેમજ તેની હાજરીની અગાધ ગંભીર અસર તેની આસપાસ-નાઓમાં એકદમ તે ઉપજાવી શકતો. તેની આંખમાંજ મોહીની હતી. તે ગોયા એક કરોલ્યો હતો, કે જેનાં જાલામાં માખીઓ અટવાયા કરે તેમ હજુરયા ને દરબારીઓ અટવાયા કરતાં. રાણી બી એક ખુબસુરત પતંગ્યા પેરેજ તે જાલસાઝના જાલાંનો બેતકરાર શિકાર હતી. ટુંકમાં, એકલા ડૉન જૉન સિવાય બધાં પર તેના ફરતાં ડોલાની મજબુત અસર હતી.

આ તેની ચોથી રાણી હતી. ત્રણુને આ આગમચ તે કબરવાસ કરીને પરવારેલો આ ચોથી ચોડુંએક પરજ પરણી લાવ્યો હતો, અને એ ચોથી ચોક પુરે ને નીભે એવો મામલો હાલ તો નજરે આવતો હતો ખરો.

મસ્કેરો ઍડોનીસ વટીક આજ રાત્રે રાજાથી ખુબ થથરેલો હતો. તે એ રાજાને નસેનસ ઓલખી ચુકયો હતો. રાત દાહડો તેને તેની પડખે

ને પુરેપુરેજ ભમનો રેહવાનું, એટલે રાજાના હાવભાવ તેનાથી અજાણ્યા ન હતા, ને તે રાજાની આંખમાં હાલ હતી તે કીસમની કપટની એક ચોકકસ જાતની ચલકતી રોશણી પ્રજળતી જોતો એટલે તે ખિજવાયલો છે અથવા ખરાબીમાં રમે છે એમ તે તરત ચેતી જતો, કે જ્યારે આયંદા તેજ ગણત્રી ખરી આવીને ઉભી રેહતીઃ અને આજે રાત્રે પણ તે રાજાનો તેવોજ હાલ નજરે જોતો હતો.

બીજાં બધાં પણ જોતાં હતાં. આ કીસમે જમતી વખતે છેક એટલી હદ સુધી રાજા બોલેજ નહીં એ તો વળી હદ વલી ગઇ. એમ આગળ કદી થયું ન હતું. મોડે વ્હેલે બી તે જરા તરા બોલતો, ને ચુપકીદી તોડતો તો ખરેજ; કે જ્યારે આજે તો તે જમવા બેઠો ને બેઠો જાંણે તેનું સીવાઇજ ગયું હતું !

રાણીને પણ એ કારણથી મજબુત અકરવકર શરૂ થઇ ચુકી હતી. તે રાજા તરફથી જૉન તરફ ને જૉન તરફથી પાછી રાજા તરફ ચિંતાતુર અવારનવાર નજરો ફેંકયા કરતી હતી. તે એક બે વખત તો હીંમત કરીને કાંએ રાજા એટલો તે રાત્રે ચુપ હતો તે પુછવા વટીક ગઇ, પણ નાહક પત ગુમાવવું પડશે એ ફીકરથી જબાં પાછી ખેંચી લઇ આયંદા ખામોશ કરી ગઇ.

એ રીતે કાંઇ બી તુફાણનું વાદલ અચુક ઘેરાતું હોવાનો હવે ત્યાં જે હાજર હતાં તે એકકેએકને મજબુત ખટકો અને ભય થયો, અને મશકેરા ઍડોનીસની ફીકરો હવે તો તે ટોંચે પુગી ગઇ હતી કે જ્યારે તે બીહીકનો મારયો એક ચીસ વટીક પાડી ઉઠે! તેને ખુદ પોતાને માટે અચ્યુચ ખટકો અને ભય બરપા થવા માંડયો હતો કે તેણે ડૉન જૉનને મોજાંમા વીંટાલીને એક કાગળ પાસ કરયુ હતું તે ખચ્ચીત કરીને રાજાએ છુપી નિગેહદારીથી જોયલું હોવું જોઇએ; ને જો તેમજ હોય તો તેના શા હાલ થાય? હમણાં જો રાજા તેને પોતાની આગલ તેડીને તે કાગળ શું હતું તે પુછે તો ખરી વાતનો ખુલાસો તે કરીજ કઇ કીસમે શકે? ખચ્ચીત, તેને લાગ્યું કે, તેને માથે મોહોત ઘુમતું હતું; કેમજે તે બેરેહેમ રાજા. એક રીતુરના રીટનામાં તેનો હાથ જાંણુતાંજ સૌથી પેહલ્લે તેનેજ ગરદન મરાવે અથવા રીબાવી રીબાવીને મારે !

તેણે રાજાની ઇતરાજી પામેલા એક કમનસીબ દરબારીને રીબાવીને મારેલો એક વાર નજરે જોયો હતો, ને તેથી તે આજ રાત્રે રાજાનો બદલાયલો રંગ જેમ બાજુમાં ઉભો રહીને જોતો ને તપાસતો ગયો તેમ

તેમ તેના હોસ કોસ વધતા ને વધતા લેવાતા ગયા. મન સૌથી મોટી શકતી છે, અને મનપરનો કાબુ ખોહી બેઠેલો આદમી નહીં હતી ફકરોને પોતાને ખાવા ધસી આવતી ખ્યાલોની આંખમાં આબાદ જોઇ શકે છે, ને તેજ દયાજનક હાલ હાલમાં એ ખુંધા મશ્કેરા ઍડોનીસનો હતો. તેનું કરતવ્ય રાજ સાંમે ફીતુરનુંજ હતું તે તેને ખબર હતી; પણ વળી બીજા હાથ પર તે જો ડૉના ઍનાના હુકમનો અનાદર કરતે તોબી તેને તો મરવુંજ પડતે!! તે બિચારો, તેથી, હાલમાં તો એ રવેસે એવડી આગમાં બલી મરતો હતો. જો કદી રાજાનું માંથુ ફરે ને ડૉન જૉન કને તે એ ચીઠી જોવા માંગે તો જૉન પોતે તો બેશીકર, નિર્દોષ ભોલાઇમાં, તે ચીઠી તેને એમનેએમ વાંચ્યા વગર પાસ કરે, અને ત્યારે તેની (મશ્કેરાની) ફેજ શી થાએ?

ડાન જૉન જેટલો દીલેર હતો તેટલોજ વળી ભોળોભટાક ને સાદો હતો. હજારોનો અરમાન તેને રાજગાદી ઉપર આવેલો જોવાનો હતો એવો ખરેખર તેને પોતાને તો ગોથા દુરનાં એક સ્વપ્નો બી ન હતો, ને કોઇ તેને ખાત્તર એવું ફીતુર દીલમાં વસાવી રહયું હોય એવો ખ્યાલ વટીક તે કરે કે આને એમ ન હતું. એટલા માટે તે તો કંઇ પ્યારના કોઇ અબળાના હાલી ઘેલાંચેડાં સમજીને નિડર તે કાગળ રાજાને તે માંગે તો વાંચવા આપે, ને આપે તો પછી અલબત બધો સત્યાનાસીનોજ મસાલો હતો!

અને ટુંકમાં, એ બધી ખ્યાલી ફીકરોએ તે કંગાળ આસામીનો એક લેહજામાં એટલી હદ સુધી કબજો લઇ લીધો કે તે જોતાં જોતાંમાં બીમાર થયો, ને રાજાનું નહીં ખેંચાતું ધ્યાંન તેનાપર તરત ખેંચાયું. રાણીએ પણ જોયું, ને ડૉન જૉને બી; તેઓ બધાં અજબ થયલાં દેખાયાં.

"એને શું થયું હોશે?" અંતે રાજાએ જબાંન ખોલીને દેખીતા તુચ્છકારથી તે મશ્કેરા ભણી હાથ કરતાં કહયું,–ને એ ચુપકીદીનો કોટ તુટી ગયો એટલે બધાંએ તરત છુટકારાનો દમ ખેંચ્યો.

"ગરીબ બિચારો, ખરેખર કંઇ બીમાર થઇ ગયલો દેખાયછ," રાણીએ દયા ખાતાં કહયું.

"તનની બીમારી કરતાં——" ડૉન જૉન બોલવા ગયો, ને અચકી ગયો.

તેણે લડાઇનાં રણક્ષેત્રમાં ફીકરથી બીમાર થયલાઓને સેંહેંકડોવાર સેહેંકડોની સખ્યામાં જોયલા, એટલે તે તરત સમજી શકયો કે ખુંધો ઍડો-

નીસ તનની નહીં પણ કંઇ મનની (ફીકરની) બીમારીથી સખ્ત પીડાતો હતો; ને તેમ તે કેહવા જતો હતો, પણ રાજાએ જો પેલાં કાગળની આપ લે જોઇ હોય તો તેના એમ બોલવાથી તેને સાંમો વેહેમ પડી જાય એમ તેજ ઘડીએ ખ્યાલ થતાં તે પાછો ચુપ થઇને ચુપ રહી ગયો.

"આપ શું કેહવા જતા હતા?" તેને એમ બોલતાં ખંચાઇ જતો જોઇ જરા વારે શકીલા રાજા ફીલીપે પાધરો સવાલ કર્યો; "કાંઇ બોલતા બોલતા અટકી ગીયાની?"

"હા નામવર; હું એમ કહેવા જતો હતો કે એને એકાએક કંઇ બોખારનો હુમલો થતો હોય એમ લાગે છે," ડૉન જૉને ફેરવી તોલ્યું.

પણ એટલામાં તો ઍડોનીસે પોતાનાં મનનું પાછું પુરતું સમાધાન કરી લીધું. રાજા બોલ્યો અને બધાંએ વાતચીતમાં ભાગ લીધો એટલે એટલુંજ તેની સ્વપ્નવત ફીકરોને મારી હટાડવા બસ હતું, ને ત્યારે તે પોતાની નબલાઇ એક તડાકે જોઇ લેતાં બીજીજ પલે પુરતો સાવધ થયો, કે જ્યારે રાજા ભણી જોઇને તે જરા હસ્યો.

"લેઓ, એની બોખાર એટલી જલ્દી પાછી ઉતરીબી જાયછ!" રાજાએ તેને સાવધ થતો જોઇ તેના ભણી ફરીને આંગલી બતાવતાં કહ્યું; "એ તાહરી બીમારી કઇ જાતની છે રે, લડકા? તું જો તે સમજાવી નહીં શકશે તો તુંને ડાકટરો પાસે મોકલવો પડશે કે તેઓ તાહરૂં લોહી તપાસીને તાહરી બીમારીનો ખરો બાએસ અમોને સોહધી કાઢી આપી શકે."

"બાએસ સોહોધવાનો સબબજ નથી, નામવર," તે મસ્કેરાએ હવે પુરતી હીંમત સાથે ખુલ્લે સાદે જવાબ કરયો; "માહરી બીમારીનો બાએસ ફકત આએ તમારી ટેબલપરની ફરૂટમાંનાં તરબુચ છે."

"તરબુચ?" રાજાએ નેણ એકઠાં કરી પુછ્યું; "તે કેમ?"

"હું તરબુચ જોઉંછ એટલે તરત માહરા પર બીમારી ગાલેબ આવેછ," ઍડોનીસે હસવાનું કરયું.

"ત્યારે તને કાલે એક ડજન તરબુચ એકકીવારે ખવાડવાની સજા કરવામાં આવશે." રાજાએ કહ્યું.

"ભલે નામવર, તમારી ટેબલપરનું બી ત્યારે મનેજ ખવાડી દેજો," ઍડોનીસ ચીઓ થયો, "કેમજે જેમ તમારા બાપના બપાવા તરબુચ ખાઇને તેની સરદીથી કલેજાંપર સોજો આવવાને લીધે મરણ પામ્યા તેમ આપ નામવરનો જોખમ—"

ફીલીપ ફીકકો પડયો. તે મોહોતના ખ્યાલથી વટીક થથરી જાએ તે કીસમનો એક બુઝદીલ હીચકારો હતો.

"ખરી વાત છે," તેને યાદ આવતાં તે એકદમ ખુરશીપરથી ચમકી ઉઠયો; "હવેથી માહરી ટેબલપર તરબુચ નહીં લાવવામાં આવે !"

તે આ હુકમ બોલતાં એટલે તો અચબુચ પોતાની ખુરશી પરથી ઉઠયો કે તરતજ રાણી અને ડૉન જૉનને પણ એકકમાંથી ચમકી ઉઠવાનું થયું. અને તેમ કરતાં ડૉન જૉનના હાથનાં મોજાં જે તેના ખોળામાં પડેલાં હતાં તે બંને સરીને જમીન પર પડયાં. તેજ વખતે તેને તે માંહેલાં પેલાં કાગળની યાદ થઇ, અને રાજા હજી ઉભો થઇને પોતાની ખુરશી આગલજ ઉભો હતો તેટલામાં તેણે પોતે વાંકા વલીને તે જમીન પર પડેલાં મોજાં પાછાં ઉંચકી લીધાં. રાજાએ તે જોયું. ને તરત તેની હેમક જીગ્નાસા તે જોતાં ઉશ્કેરાઈ.

"એ તમો સાહેબે જમીન પર વાંકા વલી શું ઉંચકી લીધું ?" તેણે જીણી જીણી આંખો કરીને પુછયું.

"માહરા હાથનાં મોજાં, નામદાર," ડૉન જૉને જવાબ કરયો; "તે માહરા ખોલામાં હતાં, ને હું એકદમ ઉઠયો તે નિચે પડી ગયાં હતાં."

"હાથનાં મોજાં ?" તે રાજા વધતો શંકાશીલ થયો; "હાથનાં મોજાં ? હાથનાં મોજાં એવાં તે શું કીંમતી હતાં જે તમોને પોતાને એમ વાંકા વલીને તે જમીનપરથી ઉઠાવી લેવાની જરૂર પડે ?"

ઍડોનીસનો દમ બંધાઇ ગયો !

રાણી બી જરા ગભરાયલી ને ફગલાયલી લાગી, ને તે બીહીધેલી જેવી, ફીકકું હસતી, પોતાના ખાવંદ ગમ જોવા પડી. તે થોડાક મહીનાની જ પરણી આવેલી હતી.

ડૉન જૉન પોતે, મગર, જરા બી બીહીધેલો જણાયો નહીં. તે તો રાજાના સવાલના જવાબમાં મોટેથી હસ્યો.

"જરા હું જોઉં ?" રાજાએ પુછયું,—અને તરત પોતાનો હાથ ટેબલ પર સામી પાર ડૉન જૉન ઉભો હતો તેના ભણી લાંબો કરયો.

"ખુશીની સાથે," ડૉન જૉને જવાબ કરયો,—અને તેણે તે બેમાંથી એક મોજું તેને આપ્યું, જે રાજાએ હસવાના ઢોંગ સાથે, હસ્તે ચેહરે, ફેરવી ફેરવીને જોયું.

"પેલુ બીજું જોઉં ?" તેણે તે પછી તે પાછું આપતાં તલબ કરી.

ઍડોનીસનો જીવ એ મામલો જોતાં અસહ્ય ભયથી અરધોઅરધ તો તેનાં દીલનાં ખોખાંમાંથી નિકળીજ ગયો! શું પેલાં કાગળ સાથે ડૉન જૉન તે બીજું મોજુ બી તેને આપશે? રાજાની મકસદ તો તેજ હતી! તે કાંઇ બી પુરૂં ચોક્કસ પાંમી ગયલો નજરે આવતો હતો. યા શું રાજાના દેખતાં તે હીંમત કરી કાગલ કાઢી લઇને તે મોજું આપશે?

અને તેના હજારો શુકર ને મસ મોટા છુટકારા વચ્ચે ડૉન જૉને ખરેખર તો તેમજ કરયું. તે તો જગ બી બીહીધેલો દેખાયો નહીં. તેના ચેહેરાનો રંગ વટીક બદલાયો નહીં. તેણે તો રાજાનાં દેખતાં ઠડે કલેજે તે મોજામાંથી પેલું કાગલ કાઢી લીધું, ને ખાલી મોજું તેને આપ્યું.

રાજાએ તે લઇને તુચ્છકારમાં ફેંકી દીધું. તેનો ચેહેરો ગુસ્સાથી જ્યાદા જર્દ થયો.

"એ તમે મોજામાંથી કાઢી શું લીધું?" તેણે જાડા, ધાડા, ગુસ્સા-ભર અવાજમાં પુછ્યું.

"એક માહરૂં કાળગ."

"કોણનુ આવેલુ?"

"મને ખબર નથી, પણ હું ધારૂંછ કોઇ અબળાએ લખેલું છે."

"મને તે એકદમ જોવા દેઓ."

"તે બનવાનું નથી, નામદાર," બધાંઓના મોટા ગભરાટ અને ઍડોનીસનાં "ખુદા—ખુદા!" વચ્ચે ડૉન જૉને હીંમતથી વળતો જવાબ કરયો.

"નથી બનવાનું એટલે?"

"નથી બનવાનું એટલે માહરીપર મેલાયલા સારા કે માઠા વિશ્વાસનો ભંગ કરીને હું એ કોઇનું કાગળ કોઇ બી બીજાં આદમીને કદી બી આપશ નહીં; ડૉન જૉને લગારતીખાસથી જવાબ કર્યો;—અને તરત પોતાનાં બદનનાં બટન ખોલી અંદરનાં ગજવામાં તે કાગળ બધાંનાં દેખતાં થેસવી દઇ તેણે બટન પાછાં પોઇ દીધાં.

"ત્યારે તમારે જાણવું ને યાદ રાખવું જોઇશે કે આખાં સ્પેનમાં માહરા હુકમનો એ રીતે કદી બી ખુલ્લો અનાદર જો કરવામાં આવ્યો હોય તો તે આજે પેહલ્લોજ થયોછ, ને તે માહરા ભાઇ તરફથીજ થયોછ," રાજાએ એવડા ગુંગલાયલા અવાજે કહયું.

"અને હું ઉમીદ કરૂંછ, નામદાર, કે તે છેલ્લોજ હોય," ડૉન જૉને

નમીને કહયું.

રાજાએ એ ઉપરથી તરત ને તરત જયાદા કશું કહયુ નહીં. તે ટેબલ આગળથી ખસી ગયો, અને મશ્કેરા ઍડોનીસ તરફ ફરીને ડોળા ઘુરકતાં ઘણા જુસ્સાથી કહયું, "જા રે, ડૉન ઍન્ટોન્યો પીરાઝને માહરા ખાનગી ઓરડામાં એકદમ મને મળવા મોકલી આપ!"

તે વેહેંત્યું જ્યાં સુધી તેની ખુંધ તેનાં બદનની ઉપરવારી બાહેર નિકળી ત્યાં સુધી છેક નીચે નમ્યો, અને પછી તે હુકમ બજા લાવવા ઉતાવલે જતો રહયો. એ પછી રાજા બી ત્યાં જયાદા થોભ્યો નહીં. કોર્ટના કાયદા મુજબ તેણે રાણીને પોતાનો હાથ આપ્યો, અને બીજીજ પલે તેઓ બંનેને પાસ થવાને સાઇડમાંનું મોટું બારણું ખુલી નાખવામાં આવ્યું, કે જ્યારે બે ગ્રહસ્થ-ખીદમતગારો એકેક બારણું સમાલીને ઉભા, અને ત્રીજો એક રાજા રાણીની આગળ આગળ રીરેસ્તાના અદબને ખાતર રસ્તો દેખાડતો ચાલ્યો.

---

## પ્રકરણ ૧૯.

તેઓનાં ગયા પછી, ડૉન જૉન પણ તેઓની પુઠે બેદરકાર ચાલ્યો. તેના હાથમાં હાલમાં એકજ મોજું હતું-બીજું, તે રાજાએ હાથમાં લઇને ગુસ્સાથી તરત તે તરફ ફેંકી દીધેલુ ત્યાંજ કેંહે પડયું હતું જે તેણે પાછું ઉંચકી કે ઉંચકાવી લેવાની કશીજ તુંબા રાખી ન હતી.

તે રાજા સાથે રાજાના ઓરડા તક ગયો, પણ ત્યાં રાજાએ ફરીને ઘણા તુમાખ સાથે ફકત હાથની એસારતથી તેને તુરત વેળા પોતાને છોડી જવા કહયું, અને ત્યારે રહેજ નમીને તે ત્યાંથી તરત પાછો ચાલતો થયો.

બીજા હાથપર, ઍન્ટોન્યો જેગો રાજાનો પેગામ કહી પેલો ખુંધો મશ્કેરો ઍડોનીસ જમવાનાં દીવાનખાનામાં પાછો ફરયો, અને તેણે ત્યાં આવી જોયું કે તે આખો હૉલ ખાલી થઇ ગયલો હતો. નોકર નફરો પણ બધું વગેસગે કરવા આગમચ હાલ તો જરા વાર ત્યાંથી અલોપ થયલા હત્તા, કેમજે રાજા સાથે પેલાં કાગલ બાબે ડૉન જૉનને થઇ પડેલી તક.

રારની વાત આગની ધુમ પેરે આખા મેહલમા પસરી ચુકી હતી, અને બધાં મેજરાં વળીને એજ બાબે રસ લઇને વાદવિવાદમાં રોકાયલાં હતાં. એ તકનો તેણે લાભ લીધો. તેણે પેલું બીજું મોજું ગોટી કાઢ્યું, અને ડૉન જૉનને હેસાંન સાથે તે પાછું આપવા ઘણી ખુશીથી હાલ તો પોતાના ખીસાને સપુર્દ કરયું.

તે ડૉન જૉનને અત્યંત હેસાંનમંદ થયો હતો. તેણે એક ભયભીત મોહોત માંથી તેનો જાંન ઉગારયો હતો. તે રાજાના બાપના બપાવાને બી પુરતો હેસાન-મંદ થયો. તે તરબુચ ખાઇને તેની સરદીથી મુવો હતો, એ વાતની તરબુચ ટેબલ પર જોઇને તેને યાદ થઇ તો પોતાને ઉપજેલા ડર ને બીમારીની વાત તે સમયસુચકતાથી ઉલટાવીને બચી જઇ શકયો; નહીં તો તેજ વખતે ઘરોલાવડો થઈ ગયો હોત - એ રીતે રાજાના બાપના બપાવાએ બી એક લેખે મરીને તેના પર હેસાંનજ કરયું હતું. તે મોડો વેહલ્લો મરતે તો ખરોજ, ત્યારે તરબુચ ખાઇને એ મુંવા માટે કટોકટ બચાવની એક બારી છોડીને તે મરી ગયો એ તેના પર તે મરનારે એક ઉપકારજ કરેલો કેહેવાય તો?

તે ઓરડામાંથી પાછો બાહેર જતાં બી પોતાને બચાવ આપનાર તે ઓરડા ભણી પણ ઍડાનીસે હેસાનથીજ જોયુ. જેમ કે તુફાંણના વમળમાં ફસેલું ને અરધું દુબેલું એક વાહાંણ તોફાણ સમી જવા કેડે બચીને કિનારે આવે, અને તેને છોડી જનાર ઉતારૂઓ તેના ભણી પાછાં અને પાછાં ફરી એક હેસાંનની નજર નાંખે તેવોજ હાલ હાલમાં ખુદ એ ખુંધા મસ્કેરાનો હતો.

અને એ વખતે રાજા પોતે શું કરતો હતો? તે પોતાના ખાનગી ઓરડામાં એકલોજ હતો. તેણે બાહેરના પોહરેગીરને હુકમ આપ્યો હતો કે ગમે એ કારણથી ઍન્ટાન્યો પીરાઝ સિવાય બીજા કોઇને બી અંદર આવવા દેવું નહીં, ને તેને કોઇ કશીજ રીતે તેનાં એ હાલનાં એકાંતમાં હરકત કરે નહીં તેની પુરતી ચોકસી રાખવી.

અને તે એકલો એકલો, ચેહરાપર ચઢેલા મોટા ગુસ્સાના ચીલ્લા સાથે, જે બન્યું હતું તેનો ખ્યાલ કરતાં ઇર્ષાથી જળી જતો બેઠો હતો. લોકોએ તેના નાધલા ભાઇને એક નાધલો ખુદા બનાવ્યો હતો એજ શું થોડું હતું? તેણે આજે ડીનર ટેબલપર તેના હુકમનો ઉઘાડો અનાદર કરી તેનો તુચ્છકાર કરયો એજ શું કમ હતું? તેણે હવે ત્યારે મરવુંજ જોઇએ; તેને મારવોજ જોઇએ! એ જીવતો હતો ત્યાં તક, તેને (ફીલીપને) લાગ્યું કે, તે પોતે સલાંમત નહીંજ હતો.

લોકોજ તેને ચાહતાં ને માન આપતાં હતાં એમ કયાં હતું ? આખી સેના પણ તેનીજ હતી, ને તેના હુકમ પર એક બળવાન જાનફેસાનીથી મરવાવાળી હતી, જે મામલો છેલ્લા બે વરસથી તે રાજા પોતાની છાતી પર પાહાડ ઉઠાવી મુગે મોંઢે જોતો ને ખમતો આવ્યો હતો. તેના એક હાથનો એસારો તે લશ્કરને માટે બસ હતો, અને એક ટુંક બળવાથી તેને પદભ્રષ્ટ કરી બલ્કે ઠાર મારી ડૉન જૉનને માંથે તાજ મેળવાનું તે લશ્કરને માટે ત્યારે મહાલ શું હતું ?

તેણે પોતેજ પોતાનો ઉપકાર માનવો હતો ! તેણેજ લોકેલાજે આ ભાઇને વધારયો ને આલા દરજ્જો આપ્યો હતો. તે સીધો હતો ત્યાં તક અલબત હજી બધું ઘણું સલામત હતું, પણ હવે તેણે ખુલ્લેખુલ્લું માંથુ ઉંચકયું હતું. હવે જાહીરમાં રાજાનો તુચ્છકાર કરતો થયો હતો, અને ત્યારે શું તેણે પોતે પોતાની સલામતી માટે ચોંકવાનું ને ચેતવાનું ન હતું ?

તે ઉશ્કેરાયલો ઓરડાંમાં ઉપર નીચે ફેરા ફરવા પડયો. તેનાં કદમ નાતવાન હતાં, ને તે જરા જરામાં ગાલીચાની ઠોકડો ખાતો હતો.

જૉન એ રાજા ફીલીપનો સાવકો ભાઇ થતો હતો ને તે એટલો જવાન ને રાજા પોતે એટલો ઘરડો હતો કે બંને ભાઇઓ દેખાય તે કરતાં બાપ દીકરા વધારે લાગતા હતા ! તેણે, એમ છતાં, તેને બન્યું એટલો અલગ રાખ્યો હતો, અને પોતાના મેહેલના જે બાગમાં પોતે રહેતો હતો ત્યાં ડૉન જૉનને રહેવા જોગી જગ્યા વટીક તેણે આપી ન હતી. તેને તેણે પાછલથી "સીરીન હાઇનેસ" નો મોટો દરજ્જા ભરેલો ખેતાબ પોતેજ આપ્યો હતો, તે પણ વધારે કરીને તો તેના મજાક કરવાજ હતું, કે જ્યારે મોહકાંણ એ વળી કે લોક તે બધું ખરાં દીલનું ને ખરૂંજ સમજ્યાં, ને આખું શેહેર પછીથી ડૉન જૉનને "યોર સીરીન હાઇનેસ" ના ખેતાબથીજ બોલાવવા અને અને ઓળખવા લાગ્યું !

તે બચગીથીજ નસીબદાર હતો. ફીલીપે યાદ કરયું કે બચગીથીજ તેને જોય તે તેને વ્હાલથી ચાહે એવા તેના બુલંદ સીતારા હતા. વળી તે જોરેમંદ ને લડાયક બી ન્હાની ઉંમરથીજ હતો. બીહીક શું તે તેણે કદી જાંણ્યું ન હતું. જોરેમંદ અને ઝનુની ઘોડાઓ કે જેને કોઇ જેર ન કરી શકે તે ઉપર છેક ન્હાની ઉંમરે બી બેસવાની હુલ્લડાઇ કરીને તે તેમને તરત કાબુમાં લાવી શકતો. એક અજીત જોધ્ધો થવા જોગું દરેક લક્ષણ તેણે એ મુજબ છેક ન્હાની ઉમરથીજ દાખવ્યું હતું.

તેની સત્તા ને લોકોનો તેને માટેનો ચાહ દીન પ્રતીદીન વધતો આવતો

જોકે તે એકાદ લડાઇમાં મારયો જવાની છેલ્લાં બે વરસોથી ફીલીપ આજુ કરતો રહયો હતો, પણ તે ફોકટજ કરેલી આજુંઓ હતી. ન તો તે બીમાર પડીને મરી ગયો, કે ન તો તે અત્યાતક કોઇ લડાઇમાં જખેહ થઇ ગયો. ઉલટું, છેલ્લાં દસ વરસમાં તેને રાજની નોકરીમાં ફીલીપે ફરજયાત લીધા પછી તેનો બાગ્યોદય અહોનીશ વધતોજ આવતો હતો, અને આખાં સ્પેનમાં તે સઉથી આગેવાન દરજ્જો ભોગવતો આદમી થઈ પડયો હતો. તેણે (રાજાએ) તેને ગમે એટલો પછાત નાંખ્યો હતો, ને તે તો તેને એક પોતાના નોકર તરીકેજ લેખતો, પણ લોકે તેને એક મોટો ધર્માવતાર કરી બેસાડયો હતો. તેઓ તેને એક દેવની ફીસમે પુંજતા, ચાહતા અને માન આપતા હતા. ઘણીક એવી લડાઇઓ પર તે ગયો હતો કે જ્યાં તે જો કદી જીવવા પામ્યો તોબી માહાત થયલો, નાઉમેદ અને નામોશી વચ્ચે તે પાછો ફરશે એમ રાજાએ મનથી ગાંઠ વાલેલા; ને તે છતાં તેમાં બી તે ફતેહમંદ ને ફીરોઝગરજ પાછો ફરી આવતો ત્યારે રાજા ફીલીપ ખીજવાત અને ગુસ્સાથી એકલો એકલો પોતાના હાથનાં આગલાં કરડી ખાતો.

અને આ છેલ્લી મોરીસ્કોને જેર કરનારી લડાઇ તો તેની સૌંથી મોટી ને સઉથી નામાંકીત ફતેહ પુરવાર થઇ હતી. એ લડાઇમાંથી તે જીવતો પાછો ફરવા પામશે એમ રાજાએ ખચ્ચીત કરીને માન્યું ન હતું. એ લડાયક પ્રજાએ આખાં યુરોપને હફાવ્યું અને ધ્રુજાવ્યું હતું, અને તેવાઓને પણ જખેહ અને જેર કરીને એ જશવંત તેટલોજ અજીત જોદ્ધો જોરાવર નામના સાથે આયંદા પાછો ફરયો હતો.

તે પોતે હજી તો જવાંન હતો—નવજવાંન, કે જ્યારે તેની ઉમરના સેનાપતીઓ હજી તો લડાઈના અનુભવમાં બીલકુલ કાચા હોઇ શકે; અને તે છતાં તે વખતે આ ઉમરે પણ તે આખાં યુરોપમાં એક પેહલવાનનીજ પ્રસિદ્ધીએ પુગ્યો હતો—અને પ્રસિદ્ધી તે બી એવી કે લોકોએ રાજાનાં દીર્ઘાયુષની જય મનાવવાનું જેટલી દીલસોજીથી ઉપાડયું તેથી તેની જય મનાવાનું દસ ઘણી જયાદા દીલસોજીથીજ પુકાર્યું !!

એ છેલ્લાં દસ વરસનું કરતબ્ય હતું કે જેમાં તે એટલો વધ્યો ને આબાદ થયો હતો, તો કાંએ નહીં બીજાં બે પાંચ વરસમાં તેને પોતાને માંથે તાજ પેહેડવાનો બી લોભ પેદા થાય? કાંય નહીં? કાંય નહીં? તે ફીલીપને પદભ્રષ્ટ કરી કે મારી નાંખી રાજતાજનો પોતેજ ધણી થઈ બેસે? કાંય નહીં?



# પ્રકરણ ૨૦

ખરેખર, એકક્ષો પડવા પછીની છેલ્લી એ દસ મીનીટનાં અવલોકનમાં એ બધા સરવાલા મેળવીને જોયું કે તેણે બીહીવા ને ફ્કરમંદ થવા જોગું હવે ખરેખર તેને માટે ઘણું હતું, ને ઘણું ગભીર હતું.

તે (રાજા) કાંઇ અત્યાર તુલ્ક ઉંઘતો ન હતો. તેનું બનતે તો ઘણીજ ખુશીથી ડૉન જૉનનો કાંટો અત્યાર આગમચનો તે કાઢીજ નાંખતે, પણ તેને ઘણો ડર બરપા થતો રહયો હતો. તેણે ખુલ્લી એહવાઇથી એ વાતમાં ડૉના ઍના અને ડૉન ઍન્ટોન્યોની મદદ વકીક માંગી હતી, પણ તેઓ બંનેએ એ બેવકુફીભરેલા લોભથી બાઝ આવવા તેને હર વેળા દાનાઇથી ઘણો સમજાવ્યો હતો. તે એવો કંઇ તેઓ કને ટાગડો કરાવા માંગતો હતો કે જેથી જૉન રાજ સામે ફીતુર રચે છે એવો કાંઇ ભયભીત આરોપ જાહેરમાં તેની સામે રજુ અને પુરવાર કરી શકાય, અને તે બાહણાં પછીથી તેને હીંમત્ત સાથે જાહેરમાં જબેહ કરાવી શકાય; પણ પેલાં બેએ તેને સમજાવ્યું કે એવા એક સામે એવું કશું બી પુરવાર કરવુજ સીર્ફ હેમાકાત પુરવાર થશે. તેને ફક્ત લડાઇઓમાં ઝુપલાવાનો લોભ હતો, અને ઘરડા મૅન્ડોઝાની બેટી મરાયા માટે ઘણોજ બુલંદ પ્યાર હતો તે સિવાય તેનો બીજો એક બી લોભ કે એક બી પ્યાર લોકોની જાંણમાંજ ન હતો, તો તેવા એકથી ડરવા કે તેને મારવા જેવો એક જંજાલી બખેડો જાંણીબુજીને બરપા કરવા જેવી જરૂરજ કયાં હતી?

તેઓ આ બધું રાજાને ખરૂંજ સમજાવતાં હતાં. ખરેખર તો ઉપર કહયું તેમ તેઓ તેનાં કરતાં રાજાનાં પોતાનાંજ આથરાંમીથાંમાં વધારે હતાં! તેઓને એ રાજા ગમતોજ ન હતો, માટે તેની વિરૂદ્ધ એક બળવો કરાવી ડૉન જૉનને સરતાજ બનાવાનો પોતાનો એરાદો તેઓએ તે જવાંન જોદ્ધાના કાન પર ઉપરાસાપરી નાખવા જેગું ઘણું કરયું હતું, પણ એવા એક નેહેસ્ત લોભ માટે તે શુધ્ધો જવાન કદી બી લલચાયો કે એકમત થયો ન હતો. તે જે હતો તેજ રહેવા માંગતો હતો, અને પોતાના "લૉટ"થી પુરતો સંતોષી હતો.

તે ખરોજ રાજભક્ત હતો. તેને લલચાવા જેગી કદી બી તકરાર નિકળતી તો તેનાં તમામ બાન ફ્રી જતાં! તે એવો ખ્યાલ કે વાત કરવાનું વકીક

ગુનાહભરેલું માનતો હતો, અને તેનું પ્રમાણીક જીગર એવી દગાબાજીના એક નેહેરત ખ્યાલથીજ પુરતું ડર ખાઇ જતું. તે રાજતાજને વફાદાર રેહેવાની બડાઇ કદી હાંકતો નહીં, અને પોતાનાં "બદનમાંના લોહીનાં છેલ્લાં ટીપાં તક" દેશને ખાતર લડવાના ફડાકા હાંકતો નહીં; પણ કામ પડતાં વગર ગરબડ કે ટેહેંકરાઇએ તાજને પોતાનો જાન વટીક હજારો ખુશીથી સપુર્દ કરી દે એવો તે એક શુધ્ધો દીલેર હતો.

તેનું લશ્કર તેની પુઠે ને પગલે ચાલનાર હતું. તે જીત મેળવીનેજ પાછો ફરવાના મુસ્તકીમ કસ્દ સાથ જો એક વાર ઘોડેસ્વાર થતો તો તેની સેના તેને તેટલીજ બલંતવારીથી વલગી રહી મદદ કરતી, અને આયંદા તેથી તેનું ધારેલુંજ પરીણામ થતું.

તે હીંમત કદી હારતો નહીં. વીસ વાર મારી હઠાવેલો બી તે કદી નામુરાદ થતો નહીં કે દુસ્મનનો દુંબાલો છોડો દેતો નહીં. રણક્ષેત્રમાં પણ તે તમામ ખુશાલ અને ખુશમિજાજીજ રહેતો, અને તેની ફતેહનો ખરો ભેદ એજ બધું હતું.

અને એ બધા ખ્યાલો કરતો, ઉપર કહેવા મુજબ, ફીલીપ રાજા જ્યારે પોતાના મોટા ઓરડામાં ઉપર નીચે ફેરા ફરતો હતો ત્યારે તેનો ડૉન જૉન માટેનો એરાદો તે રાત્રે બની શકે તો જ્યાદા ખુંનખ્વાર બન્યો—એવો કે જો કોઇ તે વખતે થાર મારી આવવાનું માંથે લેવાનું કેહતે તો એ રાજા તેને નિહાલ કરી આપતે!

તેણે બે ઉમીદો દીલે વસાવી હતી—એક તો જૉનનું મરણ, અથવા બીજું તો તેનું લગન. તે પોતાના એ ભાઇને સ્કૉટલંડની રાણી મેરી વેરે પરણાવા ઘણોજ આતુર હતો, કેમકે તેમાં બી તેનો પોતાનો સ્વાર્થ સંધાતો હતો. એથી તેનાં રાજતાજનું મહત્વ એકદમ ઘણું વધી જાય એમ હતું, ને તે ઉપરાંત ઇંગ્લાંડની રાણી એલીઝાબેથ જોડે એવાં એક બીજાં બળવાન રાજના સાહરાથી ટક્કર ઝીલવા એવડો સમર્થ બની શકે એમ તે પોતાના જીવથી ગણત્રીઓ કરતો હતો.. ટુંકમાં, તેની દરેક હીલચાલમાં સ્વાર્થ અને લોભ હતો, અને તેજ કારણથી તો મેન્ડોઝાની મરાયા સાથનો જૉનનો સંબંધ એક ઝટકે તોડી નાખવાને તે મજમુનીથી ઠરાવ કરી ચુકયો હતો.

તે આ "તુચ્છ" લગનની ઘણોજ વિરૂદ્ધ હતો. તે લાગ આવે ત્યારે સખ્તાઇથી કામ લઇ આ કારજ ભાંગી પડાવનાર હતો. તે કદી પણ એ બે પ્યારાંઓને શાદીથી એક થવા દેવા જેટલો એકમત થાય એમ એક બી સંભવ હતોજ

નહીં. વળી એજ મુજબ ઍન્ટોન્યો અને ડૉના અના પણ એ લગ્નની વિરૂદ્ધ હતાં. ડૉન જૉન મરાયાને એવા તે અગાધ પ્યારથી ચાહતો જાહેર થયલો હતો કે તેઓ બીહીતાં હતાં કે એનાં એક લગન પછી તે રાજ સેવામાં બેદાદ થશે, ને લડાઇ મારવા જવા કરતાં પોતાની પ્રિય પરણેતરને પડખે ભરાઇ રેહવાનું તેને અતીઘણું વધારે વાહલું લાગશે. જેમ ઘણું દુઃખ તેમ ઘણું સુખ પણ માણસના અવયવોને લકવાની મીસાલ બેતાકાત કરી શકે છે એ તેઓ દુન્યાદારીના પોતાના બોહલા અનુભવને આધારે જાણતાં હતાં; અને એ રીતે સુંદર મરાયા અને દીલેર જૉનની પોતાને માટેના એ મોતેબર ઉમીદમાં હજી એ દખલ ઘણી આવનાર હતી એમ વાહલાં વાંચનારાંઓ એક તડાકે જોઇ લઇ શકશે.

*    *    *    *    *    *

દરબારી ખાણું હજી ખતમ થયું ન હતું. જ્યારે ખુંધો ઍડોનીસ ડૉન ઍન્ટોન્યોને રાજાના હુકમ મુજબ તેડવા ગયો ત્યારે તે હજી ટેબલ પરજ હતો; પણ જેવો તેને રાજાનો પેગામ કહી સંભળાવામાં આવ્યો કે તરતજ તે એ હુકમ મુજબ તેને એકાંતમાં મલવા જવા ટેબલ પરથી ઉઠયો.

તેણે સરનશીનની સરેસ્તાની દરગુજર ચાહી લીધી અને તે ગયો, કે જ્યારે ડૉનાં ઍના તેને કાંમે જતો જોઇનેજ પામી ગઇ કે તેને રાજાએ મળવા બોલાવેલો હોવો જોઇએ. તે એવું સઘળું એક તડાકે સમજી જવા માટે પુરતી ચતુર હતી.

અલબત, ઍન્ટોન્યો ઉઠી જવાથી ટેબલ વીસરજન થવીજ જોઇએ એમ કાંઇ હતુ નહીં, પણ તેના જવાથી ટેબલ પર જરા ગરબડ થઇ ને બધાંના ઉમંગમાં ભંગાણ પડયું એ તો ખરૂં. રોમનો એલચી બી એ પછી જરા વારે માંથુ દુખતું હોવાનું કહી જતો રહયો, અને તેની પછી ગરમીનુ કારણ આપીને ડૉના ઍના પણ ઉઠી ગઇ. એ રીતે એ પછી જમવા બેહેલાંઓએ ગરોગર ઉઠવાજ માંડયું, એટલે જેઓ મોડે સુધી તાહેલાં મારતાં બેસી રેહતે તેઓને બી ફરજ્યાત ઉઠી જવુંજ પડયું.

એ પછી જ્યારે ડૉના ઍના ખાણુંના ઓરડામાંથી બાહેર નિકળી ત્યારે તેણીને બારણાંમાં ઘરડો મૅન્ડોઝા મળ્યો.

"ખાણું ખલાસ થયું છ," તેણીએ કહયું; "હવે ત્યારે તમારી 'ડયુટી' તુરત વેળા પુરી થશની, જૅનરલ મૅન્ડોઝા?"

"હા, નામવર બાંનુ," તે ઘરડાએ માનભરી નમનતાઇથી જવાબ

આપ્યો; "હવે થોડા વારની મને ફુરસદ થશે."

"ત્યારે માહરી સાથે ચાલો; મને કોઇ વાત કરવા જોઇએછ," તેણીએ કહ્યું; "માહરો જીવ બધો ડીનરહૉલની રોશનીની ગરમીમાં ગભરાઇ આવ્યોછ, ને હું થોડીક ખુલ્લી હવામાં સેહેલ કરવા માંગુંછ. હું તમારાં મકાન તરફ ચાલશ."

"તમારાથી એટલું બધું નહીં ચલાશે, બાંનુ," શું બોલવું ને ન સુઝવાથી ઘરડા મૅન્ડોઝાએ બાંહણું કાઢવા માંડયું. તેણે તરત જોયું કે આ કલાબાઝ ઓરત મરાયાને મલીને ડૉન જૉનને લગતો ગર કાઢી લેવાની થઇ હતી, અને તેથીજ તે મીઠી અને માંદીને ચોખ્ખી હવા ખાવા માટે તેને જોતાં સાથે તેનાં ઘર સુધી ચાલવાનું ને તે તરફ જવાનું ફીકરૂં થઇ આવ્યું હતું.

"તમારૂં ઘેર તે કાંઇ દુર કેહવાય?" પેલીએ નરમ ઠપકાથી કહ્યું; "હું જાણતી નથી શું? ચાલો તમે તમારે."—ને તેણીએ પોતેજ ચાલવા માંડયું, એટલે મેન્ડોઝાને ફરજ્યાત તેની સાથ ચાલુ મુકયા વના ચાલ્યુંજ નહીં.

"આજે હવાજ કંઇ ઢંગઢડા વગરની બની ગેઇછ," તેણીએ પોતાની મતલબની વાતપર ઉતરવા આગમચ એલારપેલારની પીછી ફેરવ્યા કીધી; "આજે સહવારે તો બરફ પડયું, પછી વળી વરસાદ થયો, ને હવે જુઓની ગરમી પડેછ!"—અને તે હસી. "કોઇને બી સીક કરી મેલે એવીજ આજની એબલગામણી રૂત છે."—જરા થોભીને.—"ને તમારી મરાયા બી કંઇ પટકાઇ પડીછ શું? તે કેમ છે? તે કેમ આજે દરબારના મેલાવડામાં દેખાઇ નહીં?"

"હા, આજે હવા ઘણી બેઢંગી છે," મેન્ડોઝાએ ઉડાવનારો જવાબ આપ્યો.

તેને મરાયાને લગતી ખરી હકીકત કહી દેવા મરજી થઇ નહીં, ને રાજાના સિવાય બીજાં કોઇને ખાતર જુઠું બોલે એવો અપ્રમાણીક પણ તે ન હતો. અલબત આપણે આગળ વાંચી આવ્યા છીએ તેમ ખરેખર તે એટલી હદ સુધી રાજભકત હતો કે રાજાને ખાતર કે રાજાનાં ભલાંને ખાતર જરૂર પડે તો એક તડાકે દોઢસો જુઠા કસમ ખાય.

"હા, પણ તમે મારા સવાલનો પાધરો જવાબ નહીં આપ્યો! મકુંજે વ્હાલી મરાયા કેમ છે? કંઈ બીમાર થઇછ શું?" તેણીએ

પાછી તલબ કરી.

"નહીં, બાનુ, બેઉ છોકરીઓ સારી પેઠે છે."

"પણ ત્યારે આજે આવી કાંએ નહીં?" તે બઝુદ થઇ; "નહીં આવવાની હતી તો દરબારી રેવાજ મુજબ આગલથી મને ના કેહવાડતે કેની? તમે તો રીવાજ જાંણોછ!"

"માંફ કરો, મેહેરબાંન," તે ડોસાએ માંગી લીધું. "છેક છેલ્લી ઘડીએ અચાનુચ માંડવાલ કરવું પડયું. અમે આગલથી જાણુતાંતાં નહીં."

"પણ અચાનુચ કાંએ માંડવાલ કરવું પડયું? તમે કેહજે તે છે તો સારી પેઠે?"

"હા, પણ પછી આવવાનું બની શકયું નહીં."

તે ડોસો ઘણી અકરવકરમાં પડયો હતો. આ ગણત્રીબાજ અબળા ખરો જવાબ મેળવ્યા વના તેનો કેડો મેલે એમ જણાતું ન હતું, ને ખરી વાતનો ભેદ તે જાહેર કરવા માંગતો ન હતો!

તે બાડે ડોલે ચાલતાં ચાલતાં તેના ભણી જોયા કરતી. તે પોતે કદમાં ન્હાની અને ઠીંગણી હતી, કે જ્યારે મૅન્ડોઝા તાડ જેવો એકવડયો ને ઉંચો હતો. જેથી જ્યારે જ્યારે બી, વચમાં રોશણી મલતાં, તે તેનો ચેહેરો વાંચી લેવા ચ્હાતી ત્યારે તેણીને ઉંચે આસમાનમાં તેના ભણી ઉંચા થઇને જોવું પડતું, જે લગાર રમુજી હતું.

---

## પ્રકરણ ૨૧.

---

"તમો શું કેહવા માંગોછ તે હું હજુ સમજી શકતી નથી, જૅનરલ," ડોના ઍના હજી એ બઝુદ થઇ; "તમે એમ ગોલ ગોલ કાંએ બોલ્યા કરોછ? તમો મને ખરો ખુલાસો આપવાને બંધાયલાં છેઓ. એમ છોકરીઓ મનને ગમે ત્યારે રાણીની સાહેલી તરીકે દરબારી સરઘસમાં આવે ને મનને ગમે ત્યારે આવવાનુ મોકુફ કરે તે હું ચાલવા દઇજ કેમ શકું?"

મૅન્ડોઝા ચુપ રહયો, પણ ડૉના ઍનાએ જરા ધમકાવીને આમ કેહવાથી તેને ખસવાણું લાગ્યું. તે જરા બીહીશે પણ ખરો.

"બધાં લોકો માનેછ ને હું પોતે બી માનુંછ, જેનરલ," તેણીએ તે ડોસાને વળી પાછો મેળવી લેવાની મકસદથી સુલીએ ચઢાવ્યો, "કે તમારી તાજ તરફની વફાદારી ને તમારાં કામનાં પ્રમાણમાં જોતાં તમને જોઇએ એટલો બદલો કશોજ મલતો નથી, પણ વાંક તમારોજ છે! તમો પોતે પછાતજ પડી રેહવા માંગોછ તેમાં કોઇ શું કરે?"

"એ બધી તમારી મેહેરબાંની છે, પ્રીનસેસ," મૅન્ડોઝાએ જવાબ કર્યો, "મગર આજે મરાયા કાંએ નહીં આવી તેનો બાએસ ખુલ્લો કરવાનું મને માફ કરો. એ અમો બાપ દીકરીની કાંઇ ઘરસંસારી ખાનગી પંચાતી છે."

"હું જે પુછું કે કરૂં તે તમારે તમારાં ભલાંમાંજ માનવું," તેણીએ ટણકાથી કહયું; "તમારે લગતી વાતમાં માહરે બીજો લાભ કે લોભ હોયજ શું? એમ તો વાત કરતાં તમો આએ તમારી માનવંતી જગ્યા ને રોટલી બી કોઇ દાહડે ચપ કરતી કે ખોહી બેસશો! મરાયા મનને ગમે તો નહીં આવે એટલેજ શું?"

"એ આજનો એક વાંક માફ કરો."

હવે તેણીએ જોયું કે તે મુદ્દો તો પસરતો ન હતો, ત્યારે તેણીએ થાક લાગવાના ઢોંગથી તેના હાથમાં પોતાનો હાથ ભેરવ્યો.

"બાપરે, હું તો થાકી ગઇ," તેણીએ કહયું,—ને પછી નરમાશથી તેનો ઘરડો હાથ દાબી તેણીએ ઘણી મમતાના દેખાવથી વધારયું, "તમો માહરી સાથે એટલી જુદાઇ સાચવોછ એમ, મારા વ્હાલા મૅન્ડોઝા, મને આજતક ખબર નહીં હતી. તમે શું એમ ધારોછ કે એ ગમે તે બી વાત હોય તે તમે મને કેહો તો માહરો જીવ જતાં બી માહરા હોઠ બાહેર તે જવા પાંમે? એ ધારતાજ ના. જીવ જાય તો બલાસર, પણ હું અહીંનું સાંભળેલું તાંહાં કરવાવાલી છેઉજ નહીં. એમ તો લેઓની—રાજા ને રાણીને લગતી અકેકી એવી એવી વાતો મેં મારી છાતીમાં છુપાવેલી છે કે જે જાહેર કરૂં ને લોકોને કેહતી આઉં તો કાલનો દુકાલ આજે પડે; પણ માહરાથી એમ થાયજ કેમ? માહરાથી કેહેવાયજ કેમ? હું તો ઉલટી તમને મદદ થવા માંગુંછ. હું તમારી સાથે કેવાં મોકલે મને વરતુંછ તેજ નથી જોતા?"

હવે મૅન્ડોઝાના દરેક ઉપાયો ખુટયા ને તેને ત્યારે ખરૂં કબુલ કરી દેવા ફરજ થઇ પડી.

"બાનુ, મેં મારી દીકરીને તેની નાકબુલાતને માટે આજે માહરાં ઘેરમાં કેદ કરેલી છે," તેણે તે વાત પાછી યાદ થતાં ઉશ્કેરણીનાં જોશથી કહયું, "અને જો આવતી કાલ સહવાર સુધીમાં તે માહરી વાત નહીં માનશે તો હું તેને વૅલાડોલીડના કિલ્લામાં—"

"ઓહ," જાણે હવે બધું સમજી ગઇ હોય તેમ ડૉના ઍનાએ કહયું. "વાત તો ત્યારે કેથી એટલીબધી રસપર ચઢીછ? મને ખબર નહીં. પછી? પછી?"

"પછી શું?" મૅન્ડોઝાને એ વાતજ અકારી હતી! તે પાછો ચુપ રહયો, અને તેટલામાં તો તેઓ તેનાં મકાનની લગોલગ આવી બી લાગ્યાં, એટલે તેણે કદમ ધીમાં કરી નાંખ્યાં; પણ હજી પેલીએ તેના હાથમાં હાથ ભેરવેલો છોડયોજ કયાં હતો જે તેની વાત?

"ત્યારે તમે બી એ લગનની વિરૂદ્ધ છેઓ ખરાં," તે મતલબી ઓરતે તે ઘરડા વાંદરને હવે પકડમાં લીધો. "બરાબર છે. વાજબીજ છે. રાજા બી તદન વિરૂદ્ધ છે ને હું પોતે બી. પણ તમે કીયા ધોરણથી એ શાદમાની નામંજુર કરોછ વારૂં?"

"આપે સમજીજ જવું જોઇએ." મૅન્ડોઝાએ દયામણા દેખાવથી કહયુ. "રાજા કોઈ બી દાહડો એ લગનને પોતાની બાહલી આપેજ નહીં, ને એક વખત પરણ્યા પછી રાજા જો એ લગન રદબાતલ કરાવે તો માહરી છોકની ઇજ્જત શું રહે?"

"ઇજ્જત?" તે ઓરત ચીબી થઇ. "એમાં ઇજ્જતનું શાનું ધારવાનું? ધારો કે રાજા જૉનને બીજે ઠેકાણે પરણાવે તોબી ડૉન જૉન મરાયાને કંઇ છોડી દે નહીં, અને—"

"બાનુ, એમ જો મને કોઇ મરદે કહેવાની હીંમત કીધી હતે કે માહરી દીકરીની બેઇજ્જતીની જીંદગીએ જીવવાનું અમારે માટે મુનાસબ થવાનું છે તો હું તેજ ઘડીએ તેની ડોકી ધરીને મરડી મેળતે," મૅન્ડોઝાએ છાતીમાં ઉભરી આવેલા મોટા ગુસ્સા સાથે કહયુ.

તે ઓરત ખસ્યાંણી પડી ગઇ. તેણીએ જોયું કે તેણીએ એવુ એક મત આપીને જબરૂં કાચુ કાપ્યું હતું. તેણીએ મોટેથી હસીને વાત ઉડાવી દીધી.

"ઘણાજ નેક—ઘણાજ નેક તમે," તેણીએ કહ્યું. "હું તો જાણુ-તીતીજ, પણ જરા તોબી ચોખો ચાંપી જોવાનું મને મન થયું. હવે માહરૂ મત સાંભળી લેઓ. તમે જે કરોછ તે તદન વાજબી છે. એ લોકને હવે જરા બી મળવાનો ચાન્સ મલવો નહીં જોઇએ, નહીં તો તરત છુપાં પરણી જશે, ને ખરાબી ઘણી વધી જશે; પણ તેમ વળી તમે એ પોરી પર એમ તાબે થવાની જબરી કરો ને લોકમાં ચકચાર વધી પડે તે બી નહીંજ થવું જોઇએ. એ તો પથ્થર તળે હાથ છે તે બળે કરતાં કળે વધારે નિકળશે. હવે તો એ છોકરીને સમજાવીજ લેવી જોઇએ. તમો જબરીથી એમ ઉચાઉચ ને અચપુચ એ છોકરીને દુર કરી નાંખો તેથી લોક શું માનશે તે કંઇ સમજોછ?"

"શું માનશે?"

"તે હું તમોને ખુલ્લું કરીને કેહી શકતી નથી; તમોજ સમજી જાઓ. એથી તો ઉલટો તમે તમારાં બચ્ચાંની પાક ઇજ્જતનો નાશ કરી મેલશો!"

"ત્યારે શું કરવું?" મૅન્ડોઝાએ ગભરાઇને ફીકરમંદ પુછ્યું.

"તમે તેને કેદ કરી મેલી તે કરતાં માહરી સલ્લાહ લેવા માહરી પાસે દોડી આવવું હતું, ને હું એવી તરકીબથી કામ લેતે કે મરતાં એ જૉન સાથે મળવા કે એક બોલ વાત કરવા કદી બી પાંમતે નહીં: પણ હજી બી કાંઇ ઘણું બીગડયું કે મોડું થયુ નથી. ચાલો મને મેળવો. પોરી બધી રડીને અરધી થઇ ગેઇ હોશે, ને હું એ બોલ પટાવી સમજાવીને કેહવશ તો તરત માની જશે. કેમ, તમને ગમશે?"

"ઘણું ગમશે," તે ભોળાભાલા ડોસાએ કહ્યું.

તે તદન મનાઇ ગયો હતો. તે દીલેર, વફાદાર ને સાચ્ચો હતો, અને એવાંજ માણસો જ્યાદા ભોળાં થઇ શકે છે. તે કાવાદાવાની દુન્યાદારીથી બીલકુલ બીનમાહીતગાર હતો, ને આ મતલબી ઓરત તેને ફેરવી ફેરવીને આગંદા એમ સીસાંમાં ઉતારી શકી તે માટે મનથી તે પોતે વટીક મલ-કાયા ને મગરૂબ થયા વના રહી શકી નહીં.

તે આબાદ સકંજામાં આવી ગયો હતો. તે કેમ આવી એકને ના કેહે? વડા વઝીરની પત્ની અને વળી રાણીના ઘરખટલાની વડી, તે શું ચાહે તો મરાયાનું ભલું નહીં કરી શકે? તે, તેથી, આંટામાં આવી ગયો.

"હું પોતે અંદર આવવા નથી માંગતો," એ બધા વિચારો કરી લઇને તેણે સમજાવ્યું. "હું હોવશ તો વળી તકરાર થઇ જશે. તમોજ

અંદર સીધારો ને એને સમજાવો."

"હા, તેજ ઠીક પડશે," ડૉના ઍના તરત એકમત થઇ. "તમો તમારે મને બારણાં વેર મેળીને જતા રેહો. પછી હું બનશે તો એને માહરી સાથે લઇનેજ જવશ. હવે કેહોની, માહરી આગલ મન મુકીને તમે વાત કીધી તેથી સારૂં થયું કે માઠું ?"

"સારૂં," તે ડોસાએ કબુલ કરયું. "મને માહરી એ બેહુંદી ચાલ્ માફ કરો"—ને તે બે હાથે પગે લાગ્યો.

ત્યાર પછી તે પ્રીન્સેસને પોતાનાં મકાન પર લઇ ગયો, કે જ્યાં પેલા બેહેરા રખેવાલ મારટીનને જગાડતાં તેને ઘણું જીવ પર આવ્યું.

"મારટીન," તેણે અંતે જેહેમતથી તે બારણું ખોલાવી તેને ગલચીમાંથી હીળવીને સજાગૃત કરતાં કહયું. "પ્રીન્સેસ જો મીસ મરાયાને સાથે લઇ જાય તો લઇ જવા દેજે, ને તું તાહરે સુઇ જજે. હવે જા, એ બાંનુને મરાયાના ઓરડા તક પુગાડ,"—ને પછી પ્રીન્સેસ તરફ ફરીને વધાર્યું, "હવે મને ત્યારે રજા છે ?"

"હા, હવે ફતેહ કરો; હજી તો તમોને ઘણું કામ હોશે," ડૉના ઍનાએ કહયું અને પછી મૅન્ડોઝા તે અબળાને મારટીનના સ્વાધીનમાં સોંપી જતો રહયો. હજી તો તે બાપડો જમવાનો બી હતો!

બીજા હાથ પર ડૉના ઍના ઘણી મલકાતી મરાયાને મળવાની ઉમીદથી અંદર ગઇ. તે છોકરી એ રીતે સદંતર તેના કબ્જામાં આવે તો કંઇ રંગ જમાવી શકવાને તે ઉલટમાં હતી, પણ મરાયા ઘરમાં હતીજ કયાં જે તેને મળવાની હતી? તે તો વાંચનારને રોશણ છે તેમ તેના વ્હાલા જૉનની પનાહ હેઠળ ખુદ જૉનનાંજ ઘરમાં સલામત હતી; અને તે બધી બાતમી શું ડૉના ઍના અંદર જતાં સાથે ગરીબ બીચારી આંધલી આઇનેઝ મારફતે મેળવી લેવાને ફતેહ પાંમશે ?

તે " ઘરડો વાંદર " ( મૅન્ડોઝા ) તેને એમ એકલી મુકી જતો રહયો તે એ સતાધીકારી અબળાને ઘણુંજ ગમ્યું. તેણીએ છુટકારાનો દમ ખેંચ્યો તેને એજ જોઇતું હતું. તે મરાયાને એકલીજ મળવાને એકલી મળીને પ્યાર તેમજ ધમકીની સમજાવતોથી એ છોકરીનો તરત કબ્જો લઇ લેવા ચાહતી હતી. તે ત્યારેજ ડૉન જૉનને પોતાની મરજી મુજબ નચાવી શકશે એમ તેણીને ખાત્રી હતી. ડૉન જૉનના મરાયા વાસ્તેના પ્રૌઢ પ્યારની તૃષ્ણા

અણુહદ હતી તે વાત એ ફરેબી ઓરત અચ્છી રવેસે જાંણતી હતી, અને તેથી ડૉન જૉનને તાબે કરવા જોગું તે મરાયાને પોતાનું હથ્યાર બનાવવા ટાંપેલી હતી.

તે પોતાની કુનેહ ને ફુરતાજ પર ઘણી મુસ્તાક હતી. તે હમણાં આ છેલ્લી ઘડીઓનો તમાસો મનમાં યાદ કરીને પણ પુરતી મગન થતી ને મલકાતી હતી. ઘરડો મૅન્ડોઝા કેવી કીસમે મરાયાની વાત તેનાથી છુપાવા ને ઉડાવા ચાહતો હતો, અને તે છતાં કેવી તરકીબથી તે ડોસાને ફેરવી ફેરવીને આયંદા તે ભેદ કેહતોજ માત્ર નહીં પણ પગે પડતો ને કાલાવાલા કરતો વટીક તેને બનાવી શકી તે તેની યાદ કરતી, અને પોતે તે બાબે પોતાનાં મનથી મુબારકબાદી લેવાની ખુશી મનાવતી હતી.

તે અંદર ગઇ.

એહેરો મારટીન આગલ આગલ ચાલતો હતો. તે મૅન્ડોઝાના હુકમ મુજબ મરાયાના ઓરડાનું બારણું તેને બતાવવા આવ્યો હતો.

તેણે ત્યાં જઈ મરાયાના ઓરડામાં જવાની ચાલને લગતું આગલું બારણું ઉઘાડયું, એટલે પ્રીન્સેસે તેના કાનપર પડી પુછ્યું, "કીઓ, પેલો નાકેનોજ ઓરડો કે?"

"હા, નામવર બાંનુ," ઘરડા મારટીને જવાબ કરયો.

"બસ ત્યારે, હવે તું તાહરે જા ને બાહાર બેસ," તેણીએ હુકમ આપ્યો "હું તેણીને પોતેજ મલશ. હું અચચુચ ને એકલીજ અંદર જવા માંગુછ."—અને એ હુકમ થતાં મારટીન અદબથી નમીને આગલી તરફ પાછો ચાલી ગયો.

ડૉન ઍના એ પછી એકલીજ આગલ વધી. તેણીએ તે ઓરડા તરફ જઇ એક નરમ આંચકો મારયો તો બારણું ઝપાટા સાથે અવાજ કરતું ખુલી ગયું, અને તેણીએ જોયું કે તે વખતે ઓરડામાં ટેબલ પર એક ઘણીજ ધીમી બતી બળતી હતી; પણ જેવી તે એક બે કદમ અંદર દાખલ થઇ કે તરતજ તેની ને બતીની વચમાં એક છોકરીનો ઓલો પડયો, ને તેજ પલે તે બતી એકદમ ગુલ થઇ ગઈ. તેણીને લાગ્યું કે તે ઓલા યા આકારે તે બતી આગલ ધસી જઇ જાંણી બુઝીને તે એક સેકંડમાં ગુલ કરી નાંખી!

તે બીહધી. તે ઓરડો હવે તદન અંધારાંમાં વીંટલાઇ ગયો હતો, અને તેથી બતી ગુલ થઈ જતાં સાથે ડર ખાઇ જઇને તેણીએ અજાય-

બીનો એક ધીમો પુકાર કરયો. એ શી મોહકાંણુ હતી ? તે આગળ વધતી અંધારાંમાં અટકી ઉભી.

જો મૅન્ડોઝા જેવા એક ખરા રાજભકતનું આ ઘર નહીં હતે તો કાંઈ બી કાવત્રું થયલુ હોવાના ડરની મારી ત્યાંથી તે જીવ લઇને તરત ન્હાસીજ જતે; એક પલ બી થોભતે નહીં. તે જાંણુતી હતી કે તેના દુશમનો ઘણા હતા, ને તે કેથે બી પુરતી સલાંમત નહીં હતી. તે તેની ઘણીજ ચોકકસાઈમાં રેહતી ને ફરતી હતી; પણ આ વખત તો બીજીજ પલે ફીકર મટી જતાં ને જીવ ઠડતાં તેને લાગ્યું કે જે છોકરીનો ઓલો તેણે દીવો ગુલ કરતો જોયો તે કોઇજ નહીં પણ મરાયાજ હોવી જોઇએ. બીજું અત્યારે તે ઘરમાં કોણ હોય ? આઇનેઝ તો તેના લક્ષમાંથી હાલમાં અજબ જેવી રીતે નીકળીજ ગઇ હતી.

"મરાયા, તું અહીં છે ?" તેણીએ એ ઉપરથી પોતે ઉભી હતી ત્યાંજ ઉભી રેહી પુછયું.

"તમે કોણ છેઓ ?" કોઇ છોકરીએ એ સવાલના જવાબમાં ધીમા નરમ સાદે પુછયું અને તેની લગોલગ અંધારામાં આવીને નરમાસથી તેના હાથ બી પકડી લીધા.

"એ તો હું છેઉં—પ્રીન્સેસ," તેણીએ તે સવાલના જવાબમાં પોતાને ઓળખાવતાં કહયું.

"આસ્તે વાત કરો; ઘણું આસ્તે બોલો," તે અવાજે માંગી લીધું.

"તું બીહી ના, દીકરા," પ્રીન્સેસે હીંમત આપી; "અહીં હવે બીજું કોઇ નથી. હુ એકલીજ તુંને ખાસ ચાહીને મળવા ને એ વાત કરવા આવીછ."

"ને માહરા પપા ?"

"તેવણ અહીં સુધી આયાતા તો ખરા, પણ મને બાહારનાં બારણાં આગલ મુકીને બાહારથીજ પાછા ચાલી ગયા," પ્રીન્સેસે તરત હીંમત આપવાની મકસદથી ખુલાસો કરતાં કહયું.

"પણ તમે ત્યારે કાંએ આવી રાત્રે અત્યારે અહીં સુધી તસ્દી લીધા?"

"તુંનેજ મળવા," પ્રીન્સેસ પાછું કહયું; "પણ બતી કરની ? બતી કાંએ બુજવી નાંખી ? હું આઉ ને તુને મલું તેટલાંમાં તે બતી ગુલ કરવાથી મને તો એવી બીહીક લાગી ! હું તો ધારતીતી જે તું હજુ

પછવાડેના ઓરડામાં હોશે !"

"કોઇને અંદર આવતું જોતાંજ મને ફાળ પડી આવી તેથી મેં માહરી સલાંમતી ખાતર બતી બુજવી નાંખી," તે છોકરીએ ડાવકો જવાબ કરયો; "હું શું જાણું જે તમો હોશો ?"

"પણ હવે પાછી સળગાવની ?"

"હવે તો રેહેવાજ દેઓ. આપણે અંધારાંમાંજ વાત કર્યે. બતીથી બાહેરનાં લોકોનું ધ્યાંન ખેંચાએછ, ને આજે હું ઘેરમાંજ રહેલી છેઉં તે હું કોઇને જાંણવા દેવા ખુશી નથી. આવો, મને તમારો હાથ આપો, ને હુ ખુરસી આગલ તમોને લઇ જાઉં. માહરે પગે આખો ઓરડો આવી રહેલો છે."

ડૉના ઍના હસી. તેને આ અંધારી મીલાકાત ઝાઝી ગમી તો નહીં, પણ તેણીને પોતાની મતલબ કાઢી લેવાની હતી, જેથી તે મરાયાને હાલ રાજીજ રાખવા ચાહતી હતી. તેણીએ, તેથી, તેના માંગવા મુજબ તેને પોતાનો હાથ આપ્યો, ને તે આમાદ તેને એક મજેહની સુખકારક લો-ચેર આગળ લઇ ગઇ, ને તેમાં તેણે તેણીને બેસાડી. તે પછી પગે ન્હાનું સ્ટુલ ગબડાવી લાવીને તે પોતે બી તેની નજીકમાં તેના પગ આગળ બેઠી.

આઇનેઝ—અને વાંચનાર જાંણે છે તેમ આ અંધારી મીલાકાતવાલી છોકરી કોઇજ નહીં પણ ગરીબ આંધળી આઇનેઝજ હતી તે—ખાસ કરીને છુપાવાજ માંગતી હતી. તે ઘણી પકકી ને ડાવકી હતી. તે આંધળી હતી એટલે એ ઇંદ્રીની ખુટ તેને ખુદાવંદતાલાએ બીજી ઇંદ્રીઓમાં બેવડી રીતેજ વાળી આપી હતી, અને તેથી વિજળીને વેગે તે આંધળી છોકરીએ અધારાંમાં ખ્યાલ કરી લીધો કે એ અબળા અત્યારે અહીં સુધી શું કરવા આવી હતી તે, મરાયાને ખાતર, મરાયા થઇને હાલ તો માપી જોવું, ને પછીની વાત પછી થઇ રહેશે.

તેણીએ બતી ગુલ કરી નાંખી ત્યારે એ કોણ હતું તે કાંઇ જાંણી-નેજ તેમ કર્યું ન હતું અત્યારે પ્રીન્સેસ તેઓને ઘેર મરાયાને મલવાની આરજુ કરતી આવે એ વાતનો તો એ ગરીબ આંધળીને સ્વપ્નો બી કયાંથી હોએ ? તેણીએ તો કોઇનો ઓરડામાં દાખલ થવાનો સનસારો સાંભળ્યો, અને ત્યારે મરાયા કેદ નથી ને કાવત્રું પકડાઇ આવતું બચાવાની ઉલટમાં તેણીએ એક ઝટકામાં બતી બંધ કરી દીધી.

હજી બી તે છુપીજ રેહવા ચાહતી. તેનું એ નાધણું કાવત્રું એટલી હદ સુધી જોતાં જોતાંમાં આગળ વધયું હતું કે હવે બી તે આઇનેઝ

તરીકે જાહેર થવા માંગતી ન હતી. તે બંને બેહેનોનાં કદ ને ગવાજ ઘણાંજ એક મલતાં હોવાથી આ ન્હાની ઠગાઇ નીભે ને ચાલી જાય એમજ હતું. તેને ખરેખર ઘણીજ જીજ્ઞાસા થઇ કે ડૉના ઍના જેવી એક આગેવાન બાંનુ મરાયાને સોહોધતી કાંએ આવી હતી તે ભેદનો નિર્ણય કરી લેવો.

તે બીહી ગઇ હતી. મરાયાનો ડૉન જૉન જોડે રસ્તે ભેટો થવાના નસીબવાંન જોગ બાબે એ ગરીબ બાળા કશુંજ જાણતી ન હતી. તે તો એમજ જાણતી હતી કે મરાયાતો દરબારી મેલાવડામાં ગયલી હતી ને ત્યાં ગયલી હોય તો અલબત ડૉના એનાને ત્યાં મળવીજ જોઇએ, ત્યારે તે વળી તેને અહીં સોહોધતી કેમ આવે? એ ઉપરથી દીસ્તુંજ હતું કે મરાયા દરબાર તક પોહોંચવા પાંમી ન હતી, ને કાંઇ બી બીગાડ બરપા થયો હતો; અને ત્યારે તે કેટલો ને શું તે કદાપી આ પ્રીન્સેસ જોડેની વાતચીતથી નકકી કરી લેવા તે છોકરીને એકદમ ઉલટ થઇ હતી.

તે (ડૉના ઍના) તો, અલબત, તેને મરાયા સમજી બેકી બેકી ગાડું ભરીને બકવાત કરી ગઇ. તેના ડૉન જૉનને વાસ્તેના મોટા પ્યારને તેણીએ તદન વાજબી ઠરાવ્યો,' ને તેના સંબધમાં તેને થતી હાડમારીઓ માટે પોતાનો જીવ તદન "બળી જવા"ની અનેક દીલસોજીઓ કહી સંભળાવી. વળી આજ રાત્રે તેણીના બાપે તેને જુલ્માતથી કેદ કરી, અને જેને તે આટલા મોટા પ્યારે ચાહતી હતી તેને આખી ખલક માન આપવા એકઠી થઇ ત્યારે તે આંખને ટાઢક આપનારો દેખાવ જોવાથી "જુલ્મી મૅન્ડોઝા" એ તેનેજ બિચારીને બાકાત રાખી તે ગેરઇન્સાફ માટે બી તેણીને પોતાને ઘણુંજ લાગી આવવાનુ તેણીએ જાહેર કર્યું.

ઘરડા મૅન્ડોઝાથીજ તે એ બાતમી મેળવી શકી હતી તે પણ તેણીએ કહયું, ને તે કેહવા નહીં માંગતો છતાં કેવી તરકીબથી કામ લઇને તેણે અંતે તેને પોતાના સકંજામાં લીધો તે બધું ઉકમાઇથી કહી સમજાવ્યું.

"મેં તો એ તાહરા ઘરડા બાપને એમજ સમજાવ્યુંછ કે હું બી એ લગનની તદન વિરૂદ્ધ છેઉં, ને તેથી માહરે બંગલે તુંને થોડુંક સુધી લઇ જવા ને રાખવાની એવણે ઘણીજ ખુશીથી મને રજા આપીછ. એટલા વાસ્તે હમણાંજ તું ચાલ. જલદી તૈયાર થા. આજ રાતથીજ હું તુંને માહરા આશરામાં લેઉંછ, ને પછી તું જોજે તો ખરી, માહરી દીકરી, કે કેવી સીફતથી હું તાહરી એ ઉમેદ ચંદરોજમાં પાર પાડી આપુંછ તે!"—અને આટનેઝે એ બધાંનો શો જવાબ કર્યો?

# પ્રકરણ ૨૨.

આઇનેઝ, અલબત, સારી રવેસે સમજતી હતી કે આ એક મોટા ને ગંભીર જોખમનો અખતરો હતો, પણ ડૉના ઍના આવી એટલે પોતે પકડાઇ આવવાની બીહીકથી તેણીએ બતી બુજાવી નાંખી હતી, કે જ્યારે ત્યાર પછી તે આવનાર ડૉના ઍના હતી એમ માહીતી ને ખાત્રી થતાં તે પોતે તેની વ્હાલી બેહેન મરાયાનું શું થયું હતું તે જાણવાની એક જીજ્ઞાસુ આતુરતામાં એટલી હદ સુધી ખેંચાઇ ગઈ કે પોતેજ મરાયા હતી એવાં પેત્રા ચાલુ રાખવાનું તેને સ્વભાવિક મન થયું, અને હવે પરીણામ માટે તે કમનસીબ આંધળી છોકરી ખરાં જીગરથી ધ્રુજી રહી હતી!

તે ડૉના ઍનાને ઘણી અચ્છી રેવેસે ઓળખતી હતી. તે કપટી, કળાંબાજ, પ્રપંચી અને કીનાખોર હતી એ આઇનેઝથી કોઇ સુરતે અજાણ્યું ન હતું, અને તેવી એકને આ રીતે ઠગવામાં તેણીએ ખરેખર એક જોખમ ભરેલો અખત્રો કરયો હતો એમ તે પોતાનાં મનથી સારી રવેસે જાણતી હતી; પણ હવે છટકવાની બારીજ કયાં હતી? હવે તો નસીબ આયંદે જે કરે તે ખરૂં એવી ગણત્રી ને ધારણાઓથી તેણીએ યાતોકલ કામ લેવાનું હતું! એટલા વાસ્તે જ્યારે ડૉના ઍનાએ તેને તૈયાર થઇ આવવા વરદી કરી ત્યારે તે કશી બી આનાકાની વગર તે રાજકિય બાંનુ જોડે ઘરમાંથી બાહેર જવા એકકે બોલે તૈયાર થવા જવા ઉઠી.

તેણીને પુરતો ગભરાત થઇ ચુકયો હતો. ડૉના ઍનાની વાતચીત પરથી સ્પષ્ટ સહમજાયું હતું કે મરાયા તે રાત્રે દરબારમાં નજ હતી—અને જો તે ત્યાં ગઇ નહીં તો ગઇ કયાં ને તે બાપડીનું થયું શું? એ બી તે એકકે બોલે તૈયાર થવા જવા ઉઠી તેનો એક જોરાવર બાયેસ હતો. તે અત્રે કેદ પડેલી પોતાની વ્હાલી બેહેન માટે કશીજ બાતમી મેળવી ન શકે કે તેને કશીજ મદદ કરી ન શકે એમ હતું, કે જ્યારે ડૉના ઍના જોડે જવાથી આ કેદમાંથી તે જો રીહાઇ પાંમી શકે, ને પછીથી કોઇ તરકીબથી એ અબળાના હાથમાંથી છટકી જવા પાંમે, તો મરાયાની તલ્લાસ કરી તે તેને કાંઇ મદદ કરવા ઘણીજ આતુર બની ગઈ હતી.

તેણીએ વળી જોયું કે મરાયા તેના પીતાને બી અત્રેથી નહાસવા પછી મુતલગ કેથે મળીજ ન હતી એ પણ દીસ્તુંજ હતું, કેમજે ડૉના

ઍનાના કેહવા મુજબ તો ઘરડો ઍન્ડોઝા પોતેજ મરાયાને કેદ કરેલી હકીકત તેને કહીને તેણીને તેઓનાં ઘરનાં બારણાં તક મુકી ગયો હતો; અને એ બધો મામલો તપાસતાં મરાયા કયાં ગઇ ને તેનું શું થયું તે માટે આંધળી આઈનેઝને ઘણો ગંભીર ભય બરપા થયો.

"હું તો અવલથીજ તાહરાં ને ડૉન જૉનનાં લગનની તરફેણમાં છેઉં," ડૉના ઍનાએ આઇનેઝને મરાયાજ જાણીને પોતાનું તાહેલું જારી રાખ્યું. "માહરી ને રાજાની સુઝ એ બાબે એકજ છે."

"શું રાજા બી ત્યારે અમારાં એ લગનની તરફેણમાં છે?"

"હા; તે તો, અલબત, તેની મતલબમાં રમે," ડૉના ઍનાએ હસીને ખુલાસો કરયો. "તે તાહરા જૉનના લડાયક સ્વભાવથી બીહેછ તેથી તેની મતલબ કે તે જ્યાં ત્યાંથી તાહરી સાથે પરણીને તાહરી મોહીનીમાં ફસે તો તેને પોતાનું રાજતાજ ખોહવાની ફકર રાખવાની જરૂર નહીં રહે; ને તેથી તે બી એ તમારાં લગનની તો તરફેણમાંજ છે."

"ને જૉન રાજાની એ મકસદ જાંણેછ?"

"જાંણતા હોવાજ જોઇએ," પ્રીન્સેસ ઍનાએ જવાબ કરયો. "મેં પોતે આજ ને આજ તેવણને બે ચીઠી લખી, જેમાંની એક પેહલી તો તેવણે દીવાપર બાળી નાંખી એમ મને જવાબ મળ્યો. તેવણ સમજ્યા કે કોઇએ પ્યારનાં કાંઇ ઘેલાંચેડાં તેવણ પર લખ્યાં હોશે, પણ બીજું કાગળ જે મેં એ બાબે વધારે ખુલાસેવાર લખેલું છે તે તો હું ધારૂંછ કે અત્યાર આગમચ એવણે વાંચી લીધેલું હોવુંજ જોઇએ."

"તમે શું લખ્યું?"

"તે પોતેજ તુંને કાલે માહરે ત્યાં મળાશે ત્યારે કેહશેની?" ડૉના ઍનાએ ઉકમાઇ લઇને કહયું. "મેં તેને ખાત્રી આપીછ કે તે જો ધીરજ રાખે ને મને બધી ગોઠવણો સરંજામ ઉતારવા દે તો રાજાને શીશામાં ઉતારીને હું એ કારજનું કામ જરૂર નકકી કરી આપશ. તું પોતે તો એ આજે સ્હાંજે પાછો ફરયા પછી એને મળીજ નથી કેની?"

"મુતલગજ નહીં," આઇનેઝે નાઉમેદીની એક ખરાં જીગરની આહે સાથે કહયું; "હું કાંહાં મળું? હું કેમ એવણને જોઇ શકવાની હતી?"

"ચાલ, કંઇ નહીં; કાલ પરમ હુ માહરાં મકાનમાં તમો બેઉને મેળવશ," ડૉના ઍનાએ હીંમત અને લાલચ આપી; "જા, મેં કહયુ તેમ

હવે તું તાહરે જલદીથી તૈયાર થા."

"હુ એક મિનીટમાં તૈયાર થઇને આવી; તમો અહીંજ બેસજો," આઇનેઝે માંગી લેતાં કહયું, અને પેલી કશો બી વાંધો કે જવાબ કરે તે આગમચ તો બારણું ખોલી, તેને અંધારામાં એકલી છોડી, તે આંધળી છોકરી બાહેર સટી ગઇ.

ડૉના ઍનાને આ જરા થઇને ગમ્યું નહીં. તે આવી ને આવી એ હેમક છોકરીએ બતી ગુલ કરી નાંખી ને પછી તે પાછી સળગાવીજ નહીં, તથા હમણા વટીક ડ્રેસ કરવા પાસેના રૂમમાં ગઇ ત્યાં તેણીને સાથે લઇ ન જતાં બજીહાન્નથી હજી બી અંધારાંમાં છોડી ગઇ તે બધું તેણીને ઘણુંજ કરાજી પેદા કરનારૂં ને વીચિત્ર લાગ્યું.

તે પોતે ઉઠીને તેની પુઠે જતે, પણ પેલીએ બાહેર જઇને બારણુ બંધ કરી લીધું હતુ તેનો ખુલ્લો અવાજ તેણીને કાંને આવ્યો હતો, એટલે કંઇ ફરફરનીચર અથવા બારણાં સાથે અફળાઇ જવાના ડરથી તે પોતાની બેઠકમાંથી ઉઠવાની હીંમત કરી શકીજ નહીં, ને બેઠી હતી ત્યાં અજબ થતી બેસીજ રહી.

તાજુબ તો એ હતું કે પાસેના ઓરડામાં બી 'મરાયા'એ બતી સળગાવી હોય એમ ડૉના ઍનાને જરા બી લાગ્યું નહીં. સળગાવે તો ઊજાસનો કંઇ સ્હેજ ઓલો બી તો એ ઓરડા તરફથી આવે કેની? અને ત્યારે એ છોકરી અધારાંમાં કેમ કામ લેતી હતી તે બાએ તે અબળા ઘણી અજબ થઇ. તેની એક બેહેન આંધળી હતી તે તેને ખબર હતુ, ને તે તાજુબ કરતી હતી કે શું આંધળાંઓ સાથે વસતાં આસામીઓ પોતેબી અંધાપો પાંમી ગયાં હોએ તેમ અંધારાંમાંજ કામ લઇ શકવાની તેમને પણ તમેહ થઇ જતી હશે?

પણ તે એ બધા તરકો કરતી હતી તેટલાં તો આઇનેઝ તે હતી તે ઓરડામાં પાછી ફરી. તેણે મરાયાને પોતાના પોષાકમાં નહસાડી મેલી હતી એટલે મરાયાનો પોતાનો પોષાક ને બુરખો બાહેરજ મોજુદ હતાં, જે તેણીએ એક તડાકો પેહડી લઇ પોતાનો ચેહરો બુરખામાં છુપાવી લીધો હતો. 'કોઇ જુએ તો ઓળખે નહીં ને ચકચાર થાય નહીં' તે મતલબથી તેણીએ બુરખો ઓઢી લેવાનું ડોના ઍનાને સમજાવી લીધું.

તેણીને બી તે ગમ્યું. તે રાતોવહી મરયાને પોતાના મેહેલમાં લઇ જતી અને છુપાવતી હતી એ જાહીર થયલું જેવા તે પોતે પણ ખુશ કે

તૈયાર ન હતી. તે એ રીતે મરાયાને હાથ કરી લઇને ડૉન જૉન પર પોતાનો કાબુ ચલાવા ચાહતી હતી, અને તેથી તે જેમ બને એમ છુપીજ તે છોકરીને લઇ જવા માંગતી હતી, માટે "મરાયા" એમ પોતાનું બધું મોંઢું માથું છુપાવીને તૈયાર થઇ આવી તે એ ગણુત્રીબાજ અબળાને પોતાને બી ઓર જાસ્તીજ ગમ્યું.

તે પછી તેઓ આગળુ બારણું ખોલી બાહેરની બતીનાં ઉજાસમાં આવ્યાં, અને ઘણે વારે એમ રોશણીનું અજવાળું પાછું જોવાથી ડૉના ઍનાએ એક છુટકારાનો દમ ખેંચ્યો, કે જ્યારે તેઓને આવતાં જોઇ ઘરડો ચોકીદાર મારટીન—જે હવે તો જાગતોજ બેઠો હતો તે—તરત અદબથી ઉભો થયો, અને આગળું બારણું ખોલી નાંખી તેમને ઘરમાંથી બાહેર પડવા થકી તેણે રસ્તો મોકલો કરી આપ્યો.

તેને વેહેમ તો કશો હતોજ નહીં. એ મરાયા નહીં પણ આઇનેઝ હતી એમ તે બેહેરા બુઢેમીયાંને જરા એ શંકા થઈ નહીં. થાયજ કયાંથી? હાલમાં તો આઇનેઝ મરાયાનાજ જાણીતા પોષાકમાં હતી, ને અમોએ આગળ કહયું છે તેમ તે બંને હેતવંતી બેહેનો એકજ ઉંચાઇની ને લગભગ એકજ સરખા અવાજની હતી.

## પ્રકરણ ૨૩.

અલબત, ગરીબ અભાગણી આઇનેઝને બડી મુશ્કીલ વચ્ચે કામ લેવું હતું. કોઇના બી આધાર કે ટેકા વગર તે આંધળી બિચારીને પોતા પરજ મદાર બાંધી અટકળ અટકળે હીંમત સાથે ચાલવાનું હતું, પણ તે બાજુનાં સઘળાં પગઠયાં ને પગવાટ વરીક વરસોથી તેને પગે આવી રહયાં હતાં, એટલે ચોકકસ કદમોની પોતાની કરી રાખેલી ગણત્રી મુજબજ કામ લઇ તે હાલમાં આગળ વધતી હતી.

અને હવેજ ખરી મુશ્કીલ સાંમે આવીને ખડી થઇ હતી! તે જરા બી અચકે અથવા ઠોકર ખાય તો સઘળો પ્રપંચ તાબડતોબ પકડાઇ આવવાનો મજબુત અને જીવસતોસત ભય હતો. કાંઇ બી કરવું જોઇએ

અને કાંઇ બી થવું જોઇએ, અને તે પ્રીન્સેસ ઍનાનો મહેલ—કે જે કાંઇ ઘણો દુર નહિં હતો અને રાજાના મેહેલને લગતા વિભાગોમાંજ આવેલો હતો તે—આવી લાગે તે પહેલાં તે આંધળીએ કરી નાંખવું હતું!!

અને હયાં તેઓ એક મોટા મહેરાબ અને થાંબલાવાલા કુશાદે ચોકમાં થઇને પસાર થતાં હતાં તેજ વખતે આઇનેઝ અચબુચ અને એકદમ યાદ કરવા પાંમી કે તે મુરીશ ગૅલરીને લગતા તખ્તવાલા ઓરડાની હેહલના ચોકમાનો એક થાંબલો એક બાજુથી તમામ પોલો હતો. એ વાત કાંઇ બધાંનેજ ખબર નહિં હતી, પણ એ બે બહેનોએ રમત કરતાં એક વખત તે થાંબલાની એ હાલત જોઇ લીધી હતી, અને ત્યાર પછીથી આઇનેઝ અનારનવાર પોતાની ગણત્રીથી એ થાંબલો પાછો ને પાછો જોઇ કાઢતી હતી. તે થાંબલો આ વખતે કદાપી તેણીને મદદ કરી શકે એમ તે છોકરીને અચબુચી ઉમેદ થઈ!

એટલા માટે તે ડોના ઍના જેવી એક માનવંત બાંનુના અદબને ખાતર હોય તેમ જરા પછવાડે ને પછવાડેજ રહી, અને પોતાની ચોકકસ ગણત્રી મુજબ જેવો તે પોલો થાંબલો આવ્યો કે એકાદ કદમ પછવાડે હઠી જઇને એક આંખના પલકારામાં તે થાંબલામાં ભરાઇ ગઇ.

તે ફકત એકજ પળનું કામ હતું. દેખતાંઓ વટીક નહિ કરી શકે એટલી બધી રીફ્રત, ઝડપ અને સમયસુચકતા સાથે તે આંધળી છોકરીએ આ કટોકટ સમયે કામ લીધું હતું, કે જ્યારે એવી કોઇ બી હીલચાલથી બેખબર ડોના ઍના તો આગળ ને આગળ વધ્યાજ કરતી હતી, અને તેણીએ મરાયા (આઇનેઝ) પોતાની સાથે નહિ હોવાનું ખરેખર ઘણુંજ મોડેથી જાણ્યું.

તે ત્યારે હેબતથી થબ થઇ ગઇ. અચબુચ ને ઉચાઉચ એમ તે દુકતી કયાં જતી રહી હતી? તેણીએ દુર સુધી તે ચોકવાલા ફીકકા ઉજા-સમાં આંખ ખેંચીને નિઘાહ પુગાડી. તેનો ચહેરો ગુસ્સાથી લાલ થઈ ગયો, અને લોહી નિકળે તેટલી હદ સુધી તેણીએ કીનાથી પોતાનો હોઠ કરડયો. તે પાછી ફરીને લાંબે સુધી પાછી જઇ આવી, પણ તે છોકરી જાણે પાતાળનાં પેટાંમાં ગરક ગઇ હોય તેમ કેયે બી મુતલગ નજર આવી શકી નહિ!

તેણીની મુંજવણ અને ગુચવણ, ગભરાત અને અજાયબી, પાર વનાનાં હતાં. તે ગઇ કયાં? તે તેના બાપને કેહશે શું? ઘરડો મૅન્ડોઝા તહરેવાર

બેહુંદા ખ્યાલોથી વેહેમાશે, અને પોતાના એક નોકર જેવા સાંમે તે વગર કારણે હલકી પડશે!

ઘડનાં ઘડથી તે દુકતીએ જે રીતે તેંણીની જોડે કામ લીધું હતું તે સઘળું શક કરવા જોગુંજ હતું. તેણીએ અંધારાંમાંજ કામ લીધું હતું, તેને અવલથી આખર તક અંધારાંમાજ બેસાડી રાખી હતી, અને પોતે ડ્રેસ વટીક અંધારાંમાંજ કર્યો હતો, જે સઘળું ફરેબ અને દગાબાજીનુંજ દેખીતુ એક પ્રકરણ હતું; પણ હવે તે બધું યાદ કરીને ખીજવાવાને વાસ્તે બી દેખીતું ઘણું મોડું થઈ ચુકયું હતું. હવે તો તે ગઇ કયાં તેજ તેણીએ શોધી કાઢવું હતું.

તેણીએ રસ્તાની બાજુમાં એકાદ પળ થોભીને ગંભીર દરયાફ્ત કર્યો. તેણીને લાગ્યું કે તે એ કીસમે અલોપ થઇને કેથે બી ગેઇ હોય તો તે ડૉન જૉનનાંજ ઘર તરફ ન્હાસી ગયલી હોવી જોઇએ. તે જાય તો બચાવ અને આશરો શોધતી ત્યાંજ જાય, અથવા તો ડચેસ આલવારેઝ કે જે એ બેઉ છોકરીઓની આપણે આગળ વાંચી આવ્યાં તેમ ઘણી પનાહપોસ્ત કરતી હતી તેની કને જાય. તે હાલમાં જે પોષાક તેનાં તન પર હતો તે પોષાકમાં દરબારને લગતા આજ રાતના બૉલમાં જવાની હીંમત કરે એ તો બનવુંજ માહલ હતું, અને તેથી જો ગઇ હોય તો ડચેસ પાસે પણ નહિ અને સો વસા ડૉન જૉનનાં ઘર તરફજ તે ન્હાસી ગયલી હોવી જોઇએ એમ તેણીએ પોતાનાં મન સાથ તકરાર અને તુરંગો કરી ખાત્રી પુર્વક અનુમાન ખેંચ્યું,

તે ઘણીજ નાઉમેદ થઇ. તે છોકરીને હાથ કરી લેવાથી રાજાની કાસળ કાઢી જૉનને તાજ પેહરાવા અને રાજમાં પોતાનો વગવસીલો એકદમ વધારી દેવા તે ખુનખ્વાર અબળા ઘણીજ તરસતી હતી, માટે આ સોના મોહર જેવી હાથ આવેલી બાજી જોતાં જોતામાં પાછી ધુળ મળી ગઇ તેની તેને ઘણીજ ધાટકો નાઉમેદી થઇ. ડૉન જૉન જેવા એકને ગાદી પર બેસાડવાથી તે અને ઍનટોન્યો બંને પોતાનાં ભેગાં બળથી આખી શાહનશાહનને ધુળ ફકાડી શકતે, કે જ્યારે આ તો તે ઉમેદનીજ અધુરે ધુળ વળી ગઇ!

તે ધીમે પગલે, ગમખ્વાર અને ખીજવાયલી, પાછી ફરી. શું કરવું ને કેમ કામ લેવું તે હજી તેને પકકે પાએ કશુંજ સુજતું ન હતું. પણ છેલ્લે અચપુચ એક ઠરાવ પર આવી તે ત્યાંથી ઉતાવળે પગલે જતી રહી અને અલોપ થઇ ગઇ. તે કયાં ગઇ?

બીજા હાથપર ડૉન જૉન, એકલો પડેલો, ખુંધા ઍડોનીસે મોજાંમાં વીંટાળીને આપેલું પેલું કાગળ અત્યાર આગમચ વાંચી ચુકયો હતો. રાજા ગુસ્સે થયલો ખાણુંની ટેબલ પરથી ઉઠીને પોતાના ઓરડામાં ચાલી ગયો એટલે તે પોતે નહિ ધારેલો જલ્દીથી એકલો પડયો, અને ત્યારે એક શોભાયમાન રૂપેરી મોટા લૅંપની નિચે ઉભો રહી તેણે તે નનામું કાગળ અજબ થતાં વાંચી લીધું.

તે ટુંક હતું. તેમાં ફ્કત અરધી દજન વાકયો કોઇની બી સહી સાખ વગરનાં લખાયલાં હતાં. તેમાં ફ્કત એમ ભલામણ કરવામાં આવી હતી કે જો તે ખરેખર મરાયા જોડે પરણવા ચાહતો હોય તો તેણે તેણીને એકાંતમાં મળીને, તેની પોતાની તેમજ તે છોકરીની, ઇજ્જત ખરાબ નહિ કરવી, અને તે કારજ પાર ઉતારવાનું ઘણા વિશ્વાસ સાથે ડૉના ઍનાનેજ સોંપવું. વળી તેમાં એમ બી જાહેર કરવામાં આવ્યું હતું કે જે કાગળ તેણે દીવાપર બાળી નાંખ્યું હતું તે પણ કોઇ પ્યાર—પત્ર નહિ હતો, પણ એજ મકસદનુ તેનાં પોતાનાં ભલાં થકી એક ખાસ લખાયલું કાગળ હતું.

તે વાંચીને ડૉન જૉન ઘણો અજબ થયો. તે જરા મુછમાં હસ્યો પણ ખરો. મરાયાને એકાંતમાં નહિ મળવાની તેમાં સલાહ લખાઇ આવી હતી, કે જ્યારે મરાયા ખરેખર તો તેજ ઘડીએ પણ તેનાં પોતાનાં જ છાપરાં હેઠળ, એકાંતમાં, તેના પોતાનાં પવિત્ર સ્વાધીનમાં હતી!

પણ એ કાગળનો તેણે ડૉના ઍનાને જવાબ શું મોકલવો? તે તેણીની મરજી મુજબ ચાલવાનું કબુલ થવા, અથવા તો મરાયા તેના સ્વાધીનમાં હતી એમ કબુલ કરવા, તૈયાર ન હતો. તે વળી કશું જુદું બી કેહવા કે કાહવવા રાજી ન હતો, અને તેથી તે ફ્કત મનથી એટલુંજ હાલ તો નકકી કરી શકયો કે હાલ 'હું કશોજ જવાબ આપી શકતો નથી' એમ મોગમ જવાબ કહી મોકલવો. તે એટલું તો જોઇ શકયો કે તે કાગળ દોસ્તીનાજ તોરથી લખાયલું હતું,—અને ખરેખર તો તેના ભાઇ રાજા ફીલીપ અને એકલા ઘરડા મૅનડોઝા સિવાય આખાં સ્પેનમાં તેનો કોઈ બીજો શત્રુજ ન હતો.

તે એ કાગળ બી દીવા પર બાળી નાખતે, પણ તે બીહીધો કે તેને તેમ કરતાં વળી કોઈ જોએ અને વેહમાય. તેણે તે ઉપરથી તે ઘડી વાલીને પાછું પોતાના પટામાં ખોસી દીધું, ને તે વખતે તેનો ચેહેરો ઘણો ગંભીર હતો. રાજા પોતે તેનાં મરાયા જોડેના લગનની વિરૂદ્ધ હતો તે જોતાં તેને લાગ્યું કે મરાયાને પોતાને ઘર રાખવામાં તે ખરેખર એક મસ

મોટો જોખમ કરતો હતો. વળી હવે પછી તે મરાયાને પોતાની ધર્મ માને ત્યાં મોકલી દેવા માંગતો હતો, પણ તેમ કરી શું તે જઇફ બાનુને પણ રાજાના ખોફના જોખમમાં તે લાવી મુકતો ન હતો? જ્યાં જુઓ ત્યાં મુસ્કીલો મુસ્કીલ હતી! તેણીને કોઇ જોગનશાળા કે મથમાં છુપાવવાનું બી તેટલુંજ મુસ્કીલ હતું. સ્પેનનાં બધાં મથ અને જોગનશાળાઓ પર રાજાનોજ અખત્યાર હતો, અને ત્યાં, તેથી, એ માહજુબને છુપાવવું તેટલુંજ માહલ હતું!

પણ તેને કેઠે બી મોકલી દેવી અને સહવાર થતાં સાથે તે સુંદરીથી તેણે એકદમ અલગ થવું કેવળ જરૂરનું હતું. તેણે જોયું કે તેણીને પોતાની ઓથે પોતાનાં છાપરાં હેઠલ ગમે એવી પવિત્રાઇ સાથે રાખવાનું પણ ભયંકાર લોકનિંદાને જાંણી જોઇને જન્મ આપવા જેવુંજ હતું. હમણાં પણ તે એ મકાનમાં જોઇએ એટલી સલામત નહિંજ હતી. તેનાં ઘરમાં તે એકલી હતી, અને રાજા કે એવું કોઇ બી જઇને તે ઓરડો ઉઘડાવે તો તેની પોતાની ગેરહાજરીમાં જબરીથી તે નાજનીનને કેદ કરી લઇ જઇ શકે એમ હતું!—અને ત્યારે એ ફીકર એક વાર બરપા થતાં તે તરત પોતાનાં ઘર તરફ પાછો ફરયો, અને કોઇને બી મળ્યા વગર રીધો પાધરો પોતાનાં મકાનમાં દાખલ થયો.

મરાયા ચમકી ઉઠી. તેણીએ પાસેના ઓરડામાં તેનાં જાણીતાં ને માનીતાં પગલાંનો સણસારો સાંભળ્યો, અને તેવામાંજ બારણાંની કળમાં કુંચી ફરી, એટલે બારણું ઉઘડતાંજ તે ખુશીમાં દોડી જઇને તેને ભેટી. તે નૌજુવાંન જોધ્ધો હાલમાં ફીકકો અને વિચારવંત હતો, અને મરાયા તે જોતાં એકદમ ફકરમંદ થઇ.

"તમોને શું છે, વ્હાલા જૉન?" તેણીએ ચિંતાથી પુછ્યું: "તમે કંઈ બિમાર થયાછ?"

"નહિ," તેણે જવાબ કર્યો; "તું અહિં એકલી હતી તેથી મને અચમ્બુવ ફીકર થઇ આવી."

તે પછી તેઓ બેઠાં, અને ડૉન જૉને તેને પેલો કાગળ વંચાવીને પોતાના ભાઇ જૅાંડેની થયલી ખટપટની વાત કહી સંભળાવી, કે જ્યારે બીજા હાથ પર, તે કાગળ વાંચ્યાથી મરાયાના મનનું સંપુર્ણ હદ સુધી સમાધાન થયું.

"ત્યારે પેલું પહેલું કાગળ જે તમે બાળી નાખ્યું હતું તે કોઇ લવ-લેટર નહિ હતું, અને તે મુકી જનાર અબળા ફકત એ કાગળજ

છુપાવવાંની મતલબથી અત્રે આવી હતી એ બધું આએ" બીજાં કાગળ પરથી તરત દેખાઇ આવેછ," તેણીએ પોતાના નજીસ વહેમો માટે તે નેકબખ્ત જવાનના ચહેરા સમક્ષ જોતાં જરા લજવાઇ જઇને કહયું.

તે બીજી કોઈ રીતે જરા એ ઓશકાતી જણાતી ન હતી. તે પોતાનાંજ ઘરમાં હોય, અથવા પોતાની એક માવીતરની પવિત્ર ઓઠ કે પનાહમાં હોય, તેટલી બધી નિડર અને નિરાંત પાંમેલી બેઠી હતી.

"તમે કાંય માહરે વાસ્તે એટલા બીહીધા?" તેણીએ જરા વારે પાછું પુછયું. "તમારાં રક્ષણ તળે હું છેઉં ત્યારે કોણ મને સતાવી શકવાનું છે?"

"હું મોજુદ અથવા જીવતો હોઉં ત્યાં સુધી તો કોઇજ નહિ," જૉને ભાર નાંખીને જવાબ દીધો, "પણ મુશ્કેલ એ છે, ડારલીંગ, કે તુને હું માહરી સાથે કે માહરે ત્યાં રાખી શકવાનો નથી. તું એ કદાચ અંદરથી સાંભળ્યું હોશી તેમ પેલો મશ્કેરો ઍડોનીસ કહી ગયલો છે કે રાજા આજે રાત્રે ખાણાં પછી મને અત્રે ખાસ મળવા આવવાનો છે, અને તે દરમ્યાન તું અહિં છે તે અને ફકરમંદ બનાવેછ. તે ઘણોજ ખારીલો અને વેહેમી આસામી છે, અને તાહરી હીલચાલના એક બી સણસારાથી તું અહિં હોવાનું જો તે પામી જઈ શકે તો હું માનુંછ કે ઘણી ગંભીર ખરાબીઓ થવા પાંમે!"

"તમે કાંઇજ ફીકર ના કરો, વાહલા," મરાયાએ ધીરજ આપી; "તમે બાહર સીધાર્યા પછી બારણાંને હું પોતે અંદરથી ચાવી દેવશ, અને જો કદી રાજા જબરીથી ઉઘડાવશે તો હું આએ બારીએથી કુદકો મારીને બાહેર બાગમાં ઉતરી જવશ, ને જઇને પેલા સંત્રી—બૉકસમાં છુપાઇ રહેવશ."—અને તે એમ કેહેતાં ખુશ મિજાજે હસી.

## પ્રકરણ ૨૪.

ડૉન જૉન પણ હરયો. આએ ચાતુરીની એ સઘળી ચતુર બુદ્ધીથી તે જાસ્તી મોહ પાંમ્યો.

"શોક તમોને દલેર કહેછ પણ હું તો આ જોઉંછ કે તમો ઘણા

જલદીથી બીહી જનારા છેઓ!" તેણીએ લુચ્ચાઇ ભરેલું હસવાનું જારી રાખીને કહયું. "શાંના એટલા બધા એક મુચાંની કાંની બીહી ગયા? એમાં બીહીવાનું હતુંજ શું?"

"વાત તો ખરી." ડૉન જૉને ફીકકું હસીને કબુલ કરતાં કહયું.

"ચાલો, હું તમોને હીંમત આપું," તેણીએ જારી રાખ્યું. "રાજા કાંઇ હમણાં ને હમણાં આવવાનો નથી. તમારાજ કહેવા પ્રમાણે હજી તો ઍનટોન્યો સાથે તે વાત કરતો હોશે. તે અરધો કલાક તો મસલત કરશે? અને કદાચ ઍનટોન્યો હવે બીગાદ થયલો હોવાથી રાજાને અત્રે આજ રાત્રે તમોને મળવા આવવાનું મોકુફ કરવાનુંજ સમજાવશે. કદાચ રાજાને બદલે ઍનટોન્યો પોતેજ આવે, અને તે આવશે તો તે તો દોસ્તી કરાવતોજ આવશે. જોકે તે બી ઘણો મતલબી અને જુઠો માણસ છે, તોબી તે તો આવા સંજોગોમાં રાજાને સારીજ સલ્લાહ આપશે. ગમે તે બી હોય પણ હાલ પા અરધા કલાકનો તો આપુને વીસાંમો છે. તેટલો વખત તમે માહરી પાસે બેસજો, અને પછી જઇને તમારા ઓરડામાં જાણે રાજાની વાટ જોતા બેઠા હોવો તેમ ચોપડી વાંચતા બેસી જજો; યા ત્યાં બેઠા બેઠા બધું પેલું માહરૂં આખું કાગળ પાછું ને પાછું વાંચ્યા કરજો એટલે તમારો વખત સોહલાઇ જશે, અને જાણે હુંજ તમારી બાજુમાં હોઉં તેમ તમોને લાગશે." અને એમ કેહતાં તેણીએ તેને પોતાની ગોદમાં લઇને પોતાની મરજીની એક મીઠી ચુમી લીધી, કે જેથી તેનાં આખાં તનબદનની નસેનસમાં ખુશી વ્યાપી રહી.

"હવે તો બીહીક લાગતી નથી કેની?" તેની પોહળી છાતી ઉપર પોતાનું માથું ટેકવીને તે હીંમત આપનાર મધુરીએ હજી અંકે કરાવ્યું.

"માહરી મુસ્કેલી એકજ નથી, ડારલીંગ," ડૉન જૉને હજી ચિંતાતુર રૂપે સમજાવ્યું. "કાલે સહવારે બી તુંને માહરે કયાં મોકલવી ને કયાં રાંખવી તે બી એક ગંભીર સવાલ છે. જે તુંને રાખશે તે રાજ સામેના ફીતુરના વાંકમાં આવશે તેનો મારે ખ્યાલ રાખવો પડેછે. હું તુંને મારા હાથમાં ઉંચકીને તો થોડોજ લઇ જવાનો છેઉં? નોકર ચાકર વિગેરે બધાંનો આપુને ખ્યાલ રાખવાનો છે. એમાંથી કોઇ બી લાંચ રૂસવત અથવા તો જોર જુલમાતને વશ થઇને આપણો ભેદ જાહેર કરી દીએ, અને આપુને ફસાવી નાંખે?"

"ત્યારે હું અહિંજ રેહું તો?"

ડૉન જૉન મીઠાસથી હસ્યો.

"હું તુંને કોઇ મઠ કે જોગનશાળામાં બી તુરત વેળા છુપાવી શકતો નથી," તેણે એમ છતાં તરત પાછો પુસ્કળ ગંભીર થતાં કહ્યું, "કેમકે ત્યાંથી બી રાજા મનપર લે તો એક બે દિવસમાંજ તહારી ભાળ મેળવી શકે. ફકત એકજ જગા છે કે જ્યાં હું તુંને મોકલી શકું, પણ—"

"પણ શું? તમોને ગમે તે માહરૂં કરો ને તમોને ગમે ત્યાં મને લઇ જાઓ." તેણીએ પ્રમાણીક વિશ્વાસનાં અજીદપણાંથી ભાર નાંખીને કહ્યુ.

પણ હજી ડૉન જૉન ઢચુપચુ થયો. જાંણે તે જે કેહવા માંગતો હતો તે કહીજ નહીં શકાતું હોય તેમ તે ખંચાયો ને રોકાયો. મરાયાને, તેથી, ઘણી તાજુબી ઉપજી. તે શું કેહેવા માંગતો હતો? એવું તે એ તેનાં મનમાં શું ઘોળાતું રહ્યું હતું?

તે તેની છેક નજીકમાં ગઇ, અને તેની મર્દાની કંમર આસપાસ તેણીએ પોતાનો બરફ જેવો સફેદ અરધો ઉઘાડો કોમળ કર વિંટાળ્યો.

"તમારાં મનમાં કંઇ છે, વાહલા," તેણીએ ઓજારવાહીથી કહ્યું "કે જે મને કેહેતાં તમો કાંઇક અચકોઓછ અથવા ખંચાઓછ. તમારી હમેશની નરમાશ ને મીઠાસભરી આંખોમાં હાલ કંઈ એવું છે કે જે જોતાં મને બીહીક લાગેછ! જુઓ, તમારા હાથ ઠંડાગાર થઇ ગીયાછ! કેહો મને, વાહલા જૉન, એવું તે એ શું છે?"

"હું એ નથી કરવા ચાહતો," તે અરધું મોટે અરધું મનસે—સીર્ફ બેધ્યાંનપણાં વચ્ચેજ—પટપટયો, "પણ જ્યારે હું તાહરા મોહક મુખડા તરફ જોઉંછ ત્યારે કોઇ બી જોખમ માહરે વાસ્તે માહરે મન તાહરે ખાતર ઉઠાવવા જોગો મોટો કે મુસ્કીલ નથી. માહરો ત્હારે વાસ્તેનો પ્યાર, મરાયા ડારલીંગ, દીવાનો છે, અને મને ખરેખર લાગેછ કે એમાં એક બી વીગણ આવતાં હું મગજથી એમજ થઇ જવશ."

"પણ વીગણ કાંએ આવે?"

"હું જાંણતો નથી—હું કેહી શકતો નથી." તે અર્ધ દીવાનાની અદાથી બરાડયો,—અને તેની એ દીવાન્યત જોતાં તે સકુમારી બાળા સાવ ડરી ગઈ!

તેણી ફીકરની મારી ઓય રડી દીએ તેવોજ તેણીનો રડમસ હાલ થઇ ગયો. તે ખરેખર ઘણો રંજ પાંમેલો ને ઉશ્કેરાયલો નજરે આવતો હતો. તેના ઉસ્કેરાતનો જાંણે પારજ ન હતો.

"હું તુંને ગ્રેનેડા મોકલી દેવા ધારૂં છ," તેણે જરા વારે, જાણે મજબુતીથી તે એક ઠરાવ પર આવતો હોય તેમ, એકદમ કહયું.

"ગ્રેનેડા ? આપણા રાજાને સારૂ જે અજીત મુલક તમો વાહલા દીલેરી ને જેહમતથી સર કરી આજેજ કીર્તીવંત અત્રે પાછા ફરયા તે મુલકમાં ?"

"હા."

"છેક એટલે દુર ? કાંએ વારૂં ?"

"તે આપણા એક વારના શત્રુનો મુલક છે, પણ તે શત્રુ રાજા જો હું મોંઢે ચઢીને માંગશ તો હવે મારો એવડો મિત્ર થશે. તે આપુને મદદ કરશે. ત્યાંની આખી શાહાનશાહાત માહરા એક બોલ પર પોતાનો જાંન સદકે કરશે, ને ત્યાંજ તું–માહરો પ્યાર–સલાંમત રહી શકશે. ત્યાં જો તું હોશે તો રાજા ફીલીપ માહરૂં સુખ લુટી લેવા જેવું કશુંજ કરી શકવાનો નથી."

તે કાંઈ બોલી નહીં. તે અજાયબી અને ગભરાત વચ્ચે તે મર્દાનગીભરયા જોરેમંદ જોદ્ધાને જોતી ને ટીકતી ઉભી.

"હું તુંને ત્યાંજ રાખશ," તેણે પાછું કહયું. "ત્યાંના વાવટાની પ્રજા હેઠલ જો હું ત્યાં મોજુદ છેઉં તો આખું સ્પેન તાહરો એક વાળ વટીક વાંકો કરી શકનાર નથી."

"ને અહીં શું તેજ તમો જોગી પ્રજાની ફીદાગીરી નથી ?"

"અહીં માહરાં લશકર ને રૈયતની ફીદાગીરી છે," ડૉન જૉને હજી તેટલાજ ઉસ્કેરાત વચ્ચે સમજાવ્યું, પણ "પ્રિય, અહીંનો રાજા આપણો લોહીતરસ્યો શત્રુ છે, ને તેનું અહીં રહીને ઉંધું મારવા મને ગમતું નથી. હું ચાહું તો સ્પેનની રાણીનુ તાજ અબ ઘડી તું મધુરીને માંથે મેલી શકું, પણ ધુત—તે બધુ તુચ્છ છે. તાહરા પ્યારનું નિખાલેસ સુખ તેજ માહરી આખી દુન્યાની પાદશાહાત અને હકુમત છે, ને તેથી હવે પછી માટે આપણે ગ્રેનેડાને મળી જશું ને ત્યાંજ જઈને રહીશું."

"એક હજાર વખત નહીં," તે સુંદરીએ તેની મકસદની હવે પુરેપુરી સમજ પડતાં મુસ્તકીમ ઠરાવથી ના કહી; "શું માહરે ખાતર તમારાં રાજતાજ તરફની તમારી દીલેર વફાને દાગ લાગે એમ ? માહરે ખાતર તમારા દેશને તમો દગો કરો, ને તમારી સ્વચ્છ ને નિષ્કલંક કીર્તીને ઉંધાડી શત્રુવતથી ધોકો આપો ? જીન્હાર નહીં, વ્હાલા. હું એ થવા દેવાની નથી. હું એ વાત કબુલ કરવાનીજ નથી. એવું જો થાય તો માહરા પ્યારનું પ્રબલ શું ? એવું

જો થાય તો માહરા પ્યારની પવિત્રાઇજ શું ? રાજતાજ સામે શત્રુવત ને બેવફા—ને એ ખુદા, તે માહરે કે માહરા પ્યારને ખાતર ? કદી નહીં, વ્હાલા જાન, કોઇ કાલે નહીં !"

એટલુંજ બસ હતું ! મરાયાનાં એ મુસ્તકીમ મક્કપણાંએ બેવફાઇનો એકજ તેની છાતીમાં અચગુચ ગરપા થયલો એ નેહસ્ત લોભ એક લેહજામાં નાબુદ કરયો !

અશોઇ સર્વ જીતી શકે છે. ગમે એવા બુરા અભીલાસો કે દોજખી વિચારો એક પાકજાદ અશોઇ ને નેકી એક લેહજામાં, અને ઘણીક વાર સદા સુધીના, તારાજ કરી આપી શકે છે. ખરેખર, એવી એક પાકજાદ અબળાની નેકી અને અશોઇ તેની બુલંદીમાં, ફોલાદી બખતરોથી બી બેહેતર બળવાન બેતકરાર હજારો દ્રષ્ટાંટોમાં પુરવાર થઇ ચુકેલી છે.

ડૉન જૉન ભ્રષ્ટ બુદ્ધિનો આસામી નહીંજ હતો, પણ તે મરાયાને એવી દીવાની હદથી ચાહતો હતો કે રખે એ પ્યારૂં બુલબુલ તેના હાથથી છટકી જવા પામે તે ફીકરે તેને છેલ્લા અરધા કલાક દરમ્યાન એક તાત્કાળીક ઘેલાપણુંજ આપી દીધું હતું; ને તે વાહીયાત ફીકરોનો મારયો તે-રાજતાજ તરફની વફાદારીનો પુરવાર થઇ ચુકલો ને હજારો તરેહની કસોટી પર કસાઇ ચુકેલો એક નૌતમ નમુનો—બેવફા ખ્યાલોના વમળમાં ઘસડાઇ ગયો હતો, કે જ્યારે સદઆફીન કે સુંદર મરાયાએ મજ્જ ઠેકાણે રાખી તેનો સવેળાએ પાછો ઉદગાર કરયો.

"તમો બેવફા થાઓ ?"—તેણીએ લગભગ દુખની ચીસ પાડીને ગગડાત કરવું જારી રાખ્યું. "તમો જેની નેકી ને વફાની આખાં સ્પેનની શાહાનશાહાત એકઅવાજી વખાણુ ગાએ તે—શત્રુને જઇ મલો ને આગલ રહીને પોતે સ્પેન સાથે શત્રુવત કરો ? હું તે કદી ખમું નહીં. માહરા પાક પ્યાર પર એ શીહા કલંકનો દાઘો કદી ઉતરવા દેઉં નહીં. દસ જીંદગીએ બી માહરે જીવવું હોય, ને તે બધી જીંદગી તમારા પ્યારનાં માહરાં બેહેસ્ત જેવાં બુલંદ સુખથી બેનસીબજ મારે જીવવું પડે તોબી, વાહલા જૉન, તમોને એ કલંકની નામોશીમાં દુબાડવા હું એકમત તો કદી થવાની નથી. ભલે હું ને તમો એક મેકના પ્યારના ઝુરાપામાં મરીને આ જીંદગીમાં આઝાદી પાંમ્યે, ને પેલી જેહાંનમાં કદી પાછાં એકઠાં થઇએ, પણ આએ શીતમગુજારી—આએ જફાકારી, આએ જનમભરની નામોશી તો જીન્હાર નહીં !"

તે હવાં જરા દમ ખાવા થોભી, કે જ્યારે તે જશવંત જોધ્ધો તેને

ધમકાવાના તેણીના એ દીલેર આહારમાં અજબ જેવી હદસુધી તેણીને ખુબસુરત અનેરી એક અજાયબીનાં આહા સાથેજ હજી એ જોતો ને ટીકતો ઉભો હતો !

"હું તમારા પ્યાર વગર, માહરા ખરા ને સાચ્ચા પ્યારની યાદની પવિત્ર મોજમાં. તમારાથી અલગ ગમે એવાં કેદમાં હજારો ખુશીથી રેહવશ ને જીવશ," તેણીએ પાછું ને પાછું કહયું, "પણ ઓ માહરા વાહલા, તમોએ મેળવેલી ને કીધેલી તમારી અમ્મર કીરતીના કોટને કશોજ કલંક લાગવા દેઓ ના ! એ વિચારજ કરો ના ! કેહો મને કે એ પાપી અધમ ખ્યાલથી, તમો વાહલા જૉન બાઝ આયા ?"—અને તેણીએ મીનતજારીથી તેનાં ગળાંમાં હાથ નાંખ્યા, કે જયારે જાંણે તે મધુરી, પોતાના પવિત્ર હોઠો વડે, સ્વર્ગની જ આગાહી ને સલ્લાહો પુકારતી હોય એટલી બધી શુદ્ધતા જંગી ડૉન જૉન તેના એ સુખનોથી એક લેહજામાં પાછી પાંમી શકયો !

"હું તો કસમ ખાઉંછ," તે માહરુઓની માહરુએ જારી રાખ્યું—"ઉચે આકાશમાં હાથ કરી પાક ખુદાને નામે હું કસમ ખાઉંછ, જૉન, કે—"

અને એમ કેહતાં તે પ્રિયકર કોમળતાએ પોતાનો પ્યારો હાથ હવામાં ઉંચો કરયો, કે જ્યારે તેનાં બ્લાઉઝની ઢીલી બાંએ આખી તેના હાથ પરથી નિચે સરી પડી; અને ત્યારે જોતાં મોહ પાંમી જવાય એવો તે નગ્ન હાથ જવાંન જૉને પોતાની મજબુત બાથમાં ધ્યાંન નહીં થઇ શકે એટલાં હેતથી તાબરતોબ પકડી પાછો હેઠળ ઉતારયો. તેણે પાક ખુદાને બાર તેને તે કશા બી મિથ્યા કસમ નોંધાવતો રોકયો.

"વાહલી, બસ કર," તેણે નરમાસથી કહયું અને માંગી લીધું. "કોઇ કસમની હવે જરૂર નથી. માહરા કરતાં વફામાં તું વધી—હજારો દરજ્જન વધી, ને માહરા એઅંદાઝ અને પાપી ખયાલોમાં મને રોકી તેં જે મને રૂડી નસીહત કીધીછ તે હું મરતાં તુલક હવે ભુલવાનો નથી !"

મરાયા તેણીનાં આંસુઓ વચ્ચેથી અતી ઘણી મનોહર રવેસે હસી.

"તું કસમ ના ખા—કસમ તો હવે માહરે ખાવાના છે, પ્યારી," જૉને કહયું. "લે, ડારલીંગ, આએ માહરૂં વચન છે. હું પાક ખુદાના કસમથી કેહુંછ કે આપણી પર ગમે એ ગુજરે તે છતાં જેમ હું માહરા પ્યારને તેમજ માહરા રાજાને અને માહરા દેશને માહરી જીંદગીના છેડા સુધી બીલકુલ સાચો ને વફાદાર રેહવશ. હવે તું રાજી થઇ ?"

અને જવાબમાં મનોહર મરાયા તેની મર્દાનગીભરી છાતી પર પોતાનું

માંથુ ટેકવી ખુદાને બારની શુકરગુજારીનાં હેસાંનમાં કેટલોક વાર સુધી ખરાં દીલની ખુશાલી વચ્ચે ખામોશ રડયા કીધી!

## પ્રકરણ ૨૫.

———:o:———

ડૉન જૉને તેને રડવાજ દીધી. તેની ભરાઇ રહેલી છાતી એ કોસમે ખુલાસો પામે એ તેને લાગ્યું કે ખરેખર જરૂરનું હતું.

તેણે તેનાં કસબ જેવાં જુલ્ફાંઓ પ્યારથી પસવારયા કીધાં. તે તેને આજના જેટલી પ્યારી ને ખુબસુરત આગળ જાણે કોઇ દહાડે લાગીજ ન હતી!

તેણીના ગુલાબી રૂખસારો એ છેલ્લી થોડીક પળોની ઉસ્કેરણીમાં જ્યાદા લાલ થયા હતા, ને તેમાં હવે પાછો સુખનાજ પ્રકાશનો ઓજો ઉતરેલો પ્રગટ નજરે આવતો હતો. દુખ તેની આંખોના આયનામાંથી હવે નાબુદ થઇ ગયું હતું, ને તે પ્રેમવંત પ્યારી ચશ્મો મોહબત ને માફીસમાંજ પાછી નીચે નમેલી હતી.

"એ એક ધાટકી કરાજી પેદા કરનારો થોડીક પળોનો સ્વપનો આપણે વાસ્તે થઇને વહી ગયો, વાહલા," ને નાજનીને જરા વારે પાછી તે જોરેમંદ જવાંમર્દ સાથ આંખસે આંખ મેળવતાં કહયું.

તે બી હવે હસ્યો. તુફાંણની તે એક વાદળી તેનાં જીગરની શાંતતાંનાં તડકાંમાંથી પસાર થઇ ચુકેલી હોવાને લીધે હવે તે પાછો અસલ ડૉન જૉન પોતે હતો! ને થોડીક પળો, બની શકે તો, એ બંને પ્યારાંઓને તેમનાં હેતમાં અરસપરસ વધારે નજદીકમાં ખેંચી લાવી શકી, ને એ પ્રૌઢ પ્યારની બુલંદી ને શુદ્ધતા બંને એક સરખી જાસ્તી પીછાંણી શકતાં થયાં હતાં.

તે પોતે બધું આયના પેરે પ્રદિપ્ત ને પ્રગટ જોઇ શકતો હતો. જો તે રાજતાજ તરફની પોતાની ભ્રષ્ટતા ને બેવફાઇમાં બજીદ થતે તો કાંઇ સંદેહ ન હતો કે તે દીલેર છોકરી લડાયક પેહેલવાનગીરીથી પોતાના અજીત પ્યારને વટીક જીતી પોતાના ભવિશના ભરથારની પવિત્ર ને નિષ્કલંક પ્રતિષ્ઠાને તે પાક પ્યારનું મોટું બળીદાન આપતે. તે પોતાના પ્યાર પર પાણી ફેરવી

આખી દુન્યા ને આખી જીંદગીથી પોતે બાતલ થતે, અને ડૉન જૉનને છોડી જતે, પણ સ્પેનની તવારીખમાં તેની અમર કીર્ત્તીનો જે કોટ બંધાઈ ચુકેલો તેના એક કાંકરાને પણ પોતાને ખાતર એક બી અલ્લવલ્લ કદી એ આવવા દેતે નહીં. દેશને જે હીચકારી હદ સુધી, પોતાના ગમે એવા સ્વાર્થ થકી, દગલબાજ, તેવા એક ભરથારની ગોદ અને સાહચો, ગમે એવાં પ્રિય છતાં, તે પોતાને માટે સ્વિકારવાને કદી પણ એકમત થતે નહીં. તે પોતે પોતાનાં રાજભકત દેશાભિમાન પર જાબજા મુસ્તાક ને મગરૂર હતી—એજ તેના ભકિતભાવને માટે તે દીલેર ડૉન જૉનને કોઈ કીસમે કમ ચાહતી નહીં હતી, અને ત્યારે કેમ—ઓ કેમ તે તેને બેવફા ને બુજદીલ પુરવાર થવા દેતે?

એક ખરા પ્યારની બુલંદીથી ચાહી જાંણનાર પાકજાદ અબળાનું એ લક્ષણ કશી એ સહરાગત વનાનું સાચું છે. એજ તો તેના સાચાં દીલની અશોઇનું પ્રમાણ ને માપ છે. એવી એક ચાહનારી માહબુબ જરૂર વખતે, અક્કલ કામ કે કબુલ નહી કરી શકે, એવા દીલેર ભોગો આપવાને એક પગે તૈયાર થઇ જાય છે, ને તે જાતનું મનનું માહાન મહત્વ ધરાવનાર તે એક આ આપણી વારતાની નાજુક, ગુલબદન, દીલેર, નાયક મરાયા મૅન્ડોઝા હતી.

"હવે એ વાતજ ભુલી જા, લવ," ડૉન જૉનને માંગી લીધું. "ભુલી જા ને માફ કર."

"ભુલી જાઉં? હા," મરાયાએ હસીને કહયું; "ભુલી જવાય એવીજ એ એક ક્ષણીત નબળાઇ હતી, પણ માહરે માફ કરવા જેવું એમાં શું હતું ને છે?"

"એટલુંજ," ડૉન જૉને લજવાતાં કહયું, "કે હું માહરા દેશ ને માહરા રાજાને દગલબાજ ને જુઠો પુરવાર થવા જેવો હીચકારો એક કસ્દ વટીક થોડી પળ તક કરવા સરખો કરપીણ પુરવાર થયો!"

"પણ તે ફકત માહરે ખાતર; માહરે વાસ્તેના તમારા હદ વગરના પ્યારને ખાતર."

"તોબી," તે હજી બજીદ થયો. "તેં મને માહરી ભુલ અથવા પાપનું પ્રમાણ દીલેરીથી બતાવ્યા પછી હવે તે ખ્યાલ વટીક હું ખમી શકતો નથી; ને તેથી માહરે માંફી માંગવી સજાવાર છે."

"જરા બી નહીં," તે માહબુબે સમજાવ્યું. "તમો વાહલા હજી એ રંગત સમજી શકતા નથી. માહરૂં કહેવું એ છે કે જો કદી તમે માહરે

ખાતર એ ઉછાછળું પગલું ભરતે તો એવાં એક મોટાં પાપનું હું સાધણુ ને કારણુ હોવાને લીધે મરતાં સુધી હું પોતે પોતાને માફ કરી શકતે નહીં. સમજ પડેછ?"

"પડેછ," ડૉન જૉને હસીને કહયું; "તાહરા જેવીઓ બી નાજુક પંથ-નીઓમાં થઇ શકે એ માહરી હજારો અજાયબી છે. મરાયા વાહાલી, તું ખરી દીલેર પુરવાર થઇછ!"

"દીલેર?"—અને તે મોટે સ્હાદે હસી. "તમારા જેવા એક કીરતી-વંત ભરથારને સાચી થવા એક છોકરી શું નહીં કરી શકે તે તો મને કેહો? તમારે વાસ્તે શુ ભોગ આપવો ભારી લેખાએ તે તો જરા મને બતાવો? તમારે વાસ્તે સાચા પ્યારથી ચાહી જાંણુનાર માહરા જેવી કોઇ બી બીજી છોકરી એમજ કરતે. હું તો એમાં માહરી કશીજ કીરતી કે વાહ-વાહ જોતી નથી. તમો મને ચાહોછ તો ખરાજ કેની?"

"ચાહુંછ?" જાંણે એ સવાલની તાજુબીમાં તાજુબ થતાં તે દીલેર જવાંને કહયું, કે જે દરમ્યાન તે તેનો નરમ ન્હાનો નાજુક હાથ પોતાના હાથમાં લઇ પ્યારથી પસવાર્યા કરતો હતો. "હું ચાહુંછ તેની તને ખાત્રી કે પુરવારી આપવા જોગા માહરી પાસે પુરતા બોલોજ નથી, પ્યારી. એ સમજવાનું એટલું વિશાળ છે કે બધી જબાંનીના બોલોજ માહરે વાસ્તે બસ થવાના નથી."

"અને ત્યારે એવા તમારા પ્યારને વાસ્તે, વાહલા," તેણીએ પાછું કહયું, "હું પાછું પુછુંછ કે માહરા આપેલા કીયા ભોગ કદી બી કીંમતી કેહેવાય? તમારા એક બાલના બચાવને માટે જો મને માહરો આખો જાન સદકે કરવો પડે તો ફરીઆદના એક બી અવાજ કે આનાકાનીના એક બી ઉદગાર વિના હું માહરો જાન તમો પર હજાર બલ્કે લખ્ખો ખુશીથી સદકે કરૂં એ તમો માની શકોછ?"

"ખરાં જીગરથી." ડૉન જૉને મોહબતથી જવાબ કરયો.

"અને તેજ ઘણું છે." મરાયાએ કહયું; "તમારા જેવા એક ગર્જના કરતા દીલેર સિંહને હું એક ગરીબ ગાય જેર કરીને ખરે રસ્તે લાવી શકી તેજ શું બતાવે છે?—અરે પણ હા, વાહલા, તમે તો કોઇ દાહડો માહરી આગળ વાત કીધીજ નથી? મેં સાંભળ્યું હતું જે તમે એક સિંહને જેર કરીને એટલો તાબે કીધોછ કે તે તમારી સાથે કુત્રાં જેવો હલી ગીયોછ, ને તમારી લડાયક છાવણીઓમાં તમો હોવોછ ત્યારે એક પાળેલા કુત્રાની

રવેસે તમારી પુઠે પુઠે આવેછ તે ખરી વાત?"

"હા, એ વાતમાં એવું—"

પણ તે હયાં એકદમ અચકી ગયો. દુરથી મેહેલને લગના કંપાઉન્ડમાં એક ગાડી દાખલ થવા જેવો કાંઇક સાદ સંભળાયો, ને તે ચમકીને થંભ થઇ ગયો. તેણે એકાદ પળ કાન ધરીને સાંભળ્યું.

"આપણે આગ સાથે રમત કરયેછ," તેણે ધીમે સાદે કહ્યું; "આપણે આએ ક્રીસમની વાતચીતની ગરબડમાં ભુલીજ ગીયાં કે રાજા મને અત્રે મળવા આવવાનો છે. એ હાલ તુરત આપણે વાસ્તે જીવ સતો સત જોખમની પળો છે."

"હું બી ભુલીજ ગેઇ," મરાયાએ ધીમે સાદે જવાબ કર્યો: "તમો આગળ હોવોછ ત્યારે વખત બી એવો ઉતાવળો ને સરકણો થાએછ!" અને તે હસી.—"લાવો, મને ચાવી આપો, ને તમો બહાર સધાવો; હું અંદરથી ચાવી ફેરવી લેવશ. તમો બાહેર જઇને આએ લગોલગના રૂમમાં વાંચવા બેસી જાઓ. પેલું માહરૂંજ કાગળ પાછું ને પાછું વાંચશો કેની! આપણે એમજ નકકી કીધુંછ કેની? તે મને ગમશે. રાજાને બી અહીંજ બોલાવજો કે તમો વચ્ચેની વાતચીત હું સાંભળી શકું. તેટલો વખત હું દમ લેવાનું વટીક મોકુફ કરશ કે રાજા હું અત્રે હોવાનો એક સણસારો વટીક જાંણવા પામે નહીં,—ને હવે વખત ના ગુમાવો ને સધાવો—જો કે તમારી કંપની વગરની એક પળ તે માહરે સારૂ એક જમાનો છે. પછી રાત છે ને સાહેબ છે. રાજાના જવા પછી માહરૂં કાલે સહવારે શું કરવું તેનો ધીરજથી આપણે પાછો વિચાર ચલાવશું. એક આખી રાત હજી આપણા હાથમાં છે ત્યારે બીહીવાનું શું છે?"

"એ બધું તાહારૂં કેહેવાનું બરહક છે," ડૉન જૉન તરત એકમત થયો; "આએ ખુરસીમાં તું બેસી રેહજે એટલે તું બધું જરાએજરા સાંભળી શકશે. તે ઘણું કરીને તો મને લાગેછ કે તાહરેજ લગતી વાત કરવા અત્રે આવવાનો હોશે, ને તું તે બાબેના તેને આપેલા માહરા જવાબો કાનોકાન સાંભળે તે મને જ્યાદા ગમશે."

"હા, પણ તમો તમારો સ્વભાવ સમાલશો કેની, વાહલા? મને વચન આપો. મને વચન આપીને સધાવો," તે સુંદરીએ માંગી લીધું. "તે કાંઇ મને માઠું લાગે તેવું બી બોલે તોબી હસીને કાહાડી નાખજો. માહરે ખાતર યાદ રાખજો કે આખર કરે પણ તે આપણો રાજા છે, ને તમારો વડીલ બાઇ છે."

"હું તુંને વચન આપુંછ", ડૉન જૉને ગઇ ગુજરી તકરાર યાદ કરીને તરત વચન આપ્યું; "હું ઘણું સમાલશઃ પણ તું બી ઘણુંજ સમાલજે હો! જરા બી ગરબડ થવા ના દેતી. એ વેહમીનું બારદાન જો એમ જાંણશે કે આ ઓરડામાં કોઇ છુપાયલું છે તો બધું થઇજ ચુકયું સમજવું!"

"અરે તમો જોજો તો ખરા, વાહલા," મરાયાએ હસીને હીંમત આપી, "હું એક જુણી ઉંદરડીની કાંની ચુપચાપ ભરાઇને અહીં બેસી રેહવશ; હું કેહુંછની જે હું દમ લેવાનું વટીક મોકુફ કરશ? માહરી કશીજ ફકર ના કરતા. તમે તમારીજ ફકર રાખજો, રાજા મને ગમે એવું નરસ લાગે તેવું કંઇ કહે—"

"નરસ?"

"હા; હં, ખબરદાર, વાહલા, તમો મને વચન આપી ચુકયાછ," તેણીએ તરત ચેતવણીની આંગળી ઉભી કરતાં કહયું; "તે તો ફાડુફાંડું બોલશેજ, ને જો તમો ગુસ્સામાં પોતે પોતાને ભુલી જઇ તેના પર હાથ ઉગામશો તો—"

"નહીં, તું બેફીકર રેહે, તેવું કશુંજ થશે નહીં," ડૉન જૉને પાછો સબ્યારો આપ્યો; "હું તુંને વચન આપી ચુકયોછ, ને માહરૂં વચન પાળવા હું માહરૂં બનતું કરશ."

"બસ, એજ જવાબ મને બસ છે, ને ત્યારે હવે સધાવો."—અને એમ કેહેતાં તેણીએ પોતાનો મખમલ જેવો સુંવાળો ગાલ આગળ કરયો, જે ઉપર હેતનું એક ચુંબન લઇ ડૉન જૉન, બારણાંની ચાવી તેને સ્વાધીન કરી, બીજેજ પળે તે ઓરડામાંથી બાહેર પડયો.

## પ્રકરણ ૨૬.

બાહેર જવા પેહલાં ને તે બારણું પાછું બંધ થવા આગમચ બી તે પ્યારાંઓએ હસીને એકમેકની આંખોનાં ઉંડાણમાં જોયું હતું—અને અરે, કાંઇ નહીં સમજી શકાય એવી ફીકરની લાગણી, એમ છતાં, તે

એકેની છાતીમાં છુપી તેટલીજ સ્વભાવિક બરપા થઇ! એ શું હતું? એ શું ખુદાને ઘરની કોઇ બસારત હતી? જાંણે આ જીંદગીમાં તેઓ છેલ્લાં જ મલ્યાં હોય ને છેલ્લીજ—ઓ છેલ્લીજ વખત અરસપરસ મીઠાસથી હસીને એકમેકની ચાહાતી આંખોનાં ઉંડાણમાં જોયું હોય એવી તે એક લાગણી હતી; અને શું ખરેખર એમજ થનાર હતું? આપણે આગળ જોઇશું.

તે બારણું બંધ થયું, ને બંધ થતાં સાથે નહીં જીતી શકાય એવી કોઇ ઉંડી ઉદાસીની લાગણી વચ્ચે વાહાલી મરાયાએ અંદરથી કળ દઇને કુંચી કાઢી લીધી, જે તેણીએ પોતાની છાતીમાં છુપાવી.

તે બેઠી. તેના વાહલા વીરની દરેક હીલચાલ તે સાંભળી શકતી હતી. તેણે જઇને તે બાહેરના ઓરડાને લગતાં બારણાંઓ બધાં પોળપખાર ખુલી નાખ્યાં. ઝુમરોની રોશણી ચાંપ ફેરવીને તેજ કરી, અને પછી ટેબલ આગળ ખુરસી ખેંચી તે વાંચતો બેઠો. તે દરેકેદરેક હીલચાલ તે મધુરી તેને લગતા સણસારાઓથી, પોતે આંખે જોતી હોય તે કીસમે, પાંમી જઇ શકી.

તે બેઠી. તે બારણાં તરફજ તેની આતુર આંખ્યો તીકાયલી હતી— જાંણે પોતાની નેણકટારીથી તે બારણાનું બીત્તર ચીરી નાંખી તે પેલી પાર જોવાનું કરતી ને ચાહાતી હોય! જાંણે તે તેની સાથોસાથ, તેની બાથમાં, તેની ગોદમાંજ હતી!

તે બેઠી. તે લાકડાંનું એક બારણું કે જે તેના વ્હાલાનો વીયોગ કરાવતું હતું તે પર ટીકતી ખીજવાતી તે બેઠી. તે રાજાનો ખાર બારણાં પર કાઢે એવી તેણીની અધીરી અદા અને લાલન હતી!

રાજા હજી આવ્યો ન હતો. કોઈ આવ્યું ન હતું. કદાપી રાજા, તે અનુમાન કરી ચુકી હતી, તેમ પોતે નહીં બી આવે; ને ઍનટોન્યો પીરોઝનેજ અત્રે મોકલી આપે?

તે બી કાંઈ બસો ન હતો. અમે આગળ કહયું તેમ તે બાંગડ અને લુચ્ચો હતો. પાપમાં પ્રવીણ પેલી ડૉના ઍનાનો તે આશના હતો, ને પોતે બી તેવોજ બુરો હતો. તે અને ડૉના ઍના એ બે બાઇઓને લડાવા કાંઇ ઓછાં તતપર નજ હતાં, પણ હજી તેમની મતલબને મદદ કરે એવો સમો તેમને હાથ આવ્યો ન હતો. તેઓ પેહલાં મરાયાને હાથ કરીને પોતાની ઓથે છુપાવા ચાહતાં હતાં, કે જેથી જૉનને એમ સુબેહ જાય કે રાજા-

એજ તેને પકડાવીને કેધે કેદ કરી હતી; અને તેમ થાએ ત્યારે ડૉન જૉન રાજાનું જે ખુંન રેડે, તેથી કામ તેમની મતલબ જોગું ઘણું સુધરવાનું સંભવતું હતું. એ તેમના વિચારો ને ગણત્રીઓ હતી.

જો મરાયાને છુપાવી શકાય તો ડૉન જૉન આસ્માનના તારા તોડી નાંખે એમ તેઓ જાંણતાં હતાં. તે આખાં મેદરીદની દીવાલો એક તડાકે તોડી નાંખે, ને ખુંનની નદીઓ વહેતી કરે, કે જ્યારે આખું સ્પેન તેની બાજુમાં રાજાની સામે ખંતથી ખડું થઇ જાય; પણ તે તક હજી હાલ હાથ આવી ન હતી એ તેમનો અફસોસ હતો.

પણ મરાયા ને જૉન—બંને—એ પ્રપંચથી બીલકુલ નાવાકેફ હતાં. ઉલટું, મરાયાને તો પીરાઝ માટે થોડું ઘણું માન હતું. તે તો એમજ ઉમીદ કરતી હતી કે પેલાં કાગળ બાબે રાજાને જૉન સાથ થઇ પડેલી ગરમાગરમ ટપાટપી પર ઍન્ટોન્યો દાનાઇથી ઠંડું પાણી નાખશે, ને રાજાને સમજાવી લઇ તેનાં મનની ફિકરેરાયલી હાલત વચ્ચે તેને અત્રે જૉનને મળવા આવતો વકીક તે ભલાઇથી કદાપી રોકશે.

વખત વહી જતો હતો, ને તે અધીરીને ખીજ ચડ્યા કરતી હતી. તેનો વાહલો છેક નજીકમાં છતાં તેઓ વાત કરી ન શકતાં હતાં એ કાંઇ જુલ્મ જેવો જુલ્માત?

તેણીને લાગ્યું કે તેઓ જેઓ ને કરતાં વધારે બીહતાં હતાં. કાંય નહીં બારણું જરાં કોરવાંકુ ઉઘાડું રાખી તે બંને વાત કરયા કરે, ને કોઇનો બી આંવવાનો સાણસારો થાય તો તરત બંધ કરી લીએ? શું તે પુરતું સલામતી ભરયું નહીં લેખાએ?

પણ ડૉન જૉન ઘણોજ સાવધ રેહવા માંગતો હતો, ને તેણીને લાગ્યું કે તેને કદાપી એ નહીંજ ગમે.

આહ, એક પ્રેમાળ જીગરની અધીરાઇ કઇ કલમ બ્યાંન કરી શકે? તે બારીએ જઇને રાજાને આવતો જોવા ચાહતી હતી—એટલા વાસ્તે કે કોઇ આવતુંજ ન દેખાય તો ઝટ બારણું ઉઘાડી એક વાર એક થોડીક પળ બી તે પોતાના વાહલાને રૂબરૂ પાછી જઇને મળી આવે;—પણ કેમ. બને? કદાપી તેજ ઘડીએ રાજાનું આવવું ને તેણીને બારી પર પડેલી જોવુ થાય તો?

તે બારણાંનાં ફુરકાંઓ પર પોતાનાં પ્રેમાળ જીગરમાંની ફાંસીઓ ફેંકતી ઉભી હતી. તેનો પ્યાર તેણીની દીવાન્યત હતી! પછી તે પોતે

પોતા પર હસી. પોતાની અધીરાઇ પર હસી. મહીનાઓ તક જ્યારે તે મેનેડા સર કરવા રીચારયો હતો ત્યારે તેઓ છુટાં થયાં ને રહયાં હતાં, ને ત્યારે તો તે આમ અધીરી નહીં પડી હતી? હાલ તો—શુકર કરોડો તે પાક ખુદાના કે—તેઓ કલાકો તક મળ્યાં ભેટ્યાં ને કલાકો તક વાતચીત કરી શકયાં હતાં, ને શું એકાદ કલાકની ધીર તેનું અધીર જીગર નહીં ખમી શકે? તે તેણીને લાગ્યું કે ખરેખરી હેમાકાત હતી.

તે ગુપચુપ તે બંધ બારણાંને ટીકતી કશી બી ગરબડ કરયા વિના, તેણીએ રમુજ કરતાં કહયું હતું તેમ એક જીણી ઉંદરડી મીસાલ, ચુપચાપ પોતાની બેઠકમાં બેસી રહી.

તે બેઠી બેઠી પોતાના પ્યારની બચગી યાદ કરતી હતી. તે યાદની મોજમાં બી તેણીને સ્વર્ગને મુકાબ્લેનુંજ સુખ પ્રાપ્ત થતું હતું. તે એક ખરાં જીગરનો, કશી બી સહરાગત વગરનો, એક બોરદુનો બીલકુલ સાચ્ચો ને પ્રમાણીક પ્યાર હતો!

પ્યાર? સ્વર્ગ! એ તે લાગણી છે કે જે સોહોલેથી જડની કે માંગેલી મળતી નથી. તે કયારે ને કેમ ગાલેબ આવે છે તે તેનાં શિકારો પોતે જાણતાં વ્હીક નથી! તે અશોઇ ને પુર્ણ પવિત્રાઇનોજ એક જરૂરી અંગ-ભાગ માત્ર છે, અને તેવી એક લાગણીનાં આ બે પ્યારાંઓ બેખબર શિકાર થયાં હતાં.

ડચેસ આલ્વારેઝ ઘણી ભલી બાંનુ હતી, ને તે આ ગરીબ સિપાહ-બચ્ચા મૅન્ડોઝાની બંને બેટીઓનાં ખરેખરાં ભલાંમાંજ હતી. તે એ મા વગરની હીણભાગ્ય દીકરીઓની માજ થઇ હતી, ને તેણેજ મરાયાને કોર્ટનાં નમન સારૂં આગળ પડીને પોતે રજુ કરી હતી; અને તે સુંદરી અઢાર વરસની એક દીલકસ તારૂણી થવા પછી એ ક્રિયા જ્યારે દરબારમાં થવા પામી ત્યારે ડૉન જૉન ત્યાં હાજર હતો.

ડચેસ આલ્વારેઝે તેની સાથે પણ તેણીને મેળવી, ને ત્યારે મળતાં સાથે તે બંનેને વિજળીનાજ ઝટકા લાગ્યા હતા! એ શુ હતું તે, અલબતે, પેહલાં તો એ બેમાંનાં એકે બી જાણ્યું વ્હીક નહીં. બસ, તે માહઋખને ફકત એટલુંજ લાગ્યું કે મરદ માત્રમાં તે જવાંન એક રાજા જેવો હતો! તેના ચેહરામાંજ કાંઇ એવું દીલકસ ને ખેંચાણકારક હતું કે જે તે કેમે કરતાં ભુલી જઇ શકી નહીં, ને રાતના સ્વપ્નાઓમાં વ્હીક તે મોહક મુખડો તે નાજનીનને જાબજા સંતાપતો તેના ખ્યાલો આગળથી મુતલગ દુર થઇ

શકયો નહીં. તેના જેવા પેહેલવાંની તોરનો, બાંકો, ભલો, સાદો, સુંદર બીજો એક બી મરદ તેણીએ તે આગમચ કે તે પછી કદી જોયો કે જાણ્યોજ નહીં. આ એકજ નમુનો હતો કે જેનો આ આખી ધરતી પર, તેણીની આંખો તળે, તેણીનાં મનથી, કોઇ મુકાબ્લોજ ન મળી શકે એમ હતું.

પેહલે દિવસે તેઓ મળ્યાં ત્યારે તો ફકત સીધી સીધી ને સાદી સાદીજ વાતચીત થઇ હતી. તેણે તેની ઓળખ પુછી હતી, અને તે મેન્ડોઝાની પુત્રી થતી હતી એ સાંભળતાં તે ઘણો અજબ થયલો દેખાયો હતો, કે જ્યારે આહા! તેના અવાજમાં વટીક તે કોમળાંગીને તો ગાયનજ સમજાયું હતું! તેણે ફકત એકજ પળ—જરા બી એઅદબ નહીં લાગે તેવી ક્રાસમે-તેને ટીકીને જોઇ હતી. તે એકજ નજરમાં તેણીએ તેનું દીલ ને તેનું ચીત એ બંને ચોરી લીધાં.

તે પછી ત્રીજે દિવસે સુંદર સમી સ્હાંજનાં ઝઝકળામાં પેલી મોટી મુરીશ ગ્યાલરીમાં તે બંને પ્યારાંઓ પાછાં તદન નહીં ધારેલાં મળવા પામ્યાં હતાં. આંધળી આઇનેઝને ત્યાંના તોફો ગુલાબોનો બેહેકબેહેકાત અનીઘણો ગમતો હતો, ને સ્હાંજને છેડે દીલ બેહેલાવા એ બંને બેહેનો ઘણીખરી ત્યાંજ જતી હતી, કે જ્યારે મજકુર સ્હાંજે આઇનેઝ જરા અજુમની હોવાથી ઘરમાંજ રહી, ને નસીબસંજોગે સુંદર મરાયા તે અગાસી પર એકલીજ ફરવા ગઇ હતી; અને તેજ હરોલમાં એ પણ એક સંજોગજ થયો કે ડૉન જૉન પણ તે સ્હાંજે, જરા ફુરસદ પામેલો ને એકલો પડેલો, એકલો ત્યાં ફરવા આવી ગયો.

અને પછીના અરધા કલાક બાદ તેઓ એકમેકની વાતચીતમાં ઘણો ઉમંગ લેતાં ત્યાંનાં એકાંતમાં એક સંગેમરમરના પથ્થરના બાંક પર બેઠેલાં હતાં, કે જ્યારથી તેમની પીછાંણે અરસપરસના સાચ્ચા ને એક બળવાન પ્યારનું સ્વરૂપ પકડયું હતું. પરીણામમાં તેઓ લગભગ તે પછી રોજ અને અવારનવાર મળતાં થયાં, અને ભલી આઇનેઝને તે બેઉએ પોતાનો પવિત્ર વિશ્વાસ સપુર્દ કર્યો, કે જે મરાયાનાં ભલાંમાંજ પોતાનું ભલું જાંણતી ઉછરેલી હોવાને લીધે જેની ખુશાલી ખુદ મરાયાની ખુશાલી જેટલીજ બળવાંન ને સાચાં દીલની હતી!

અને એ બધા ખુશીના ખ્યાલો ને પોતાના શુધ્ધ પ્રેમની તે બચગીની યાદ કરતી હાલમાં તે મધુરી તે લાઇબ્રેરી-રૂમનાં એકાંતમાં અધીરા છવે

બેઠી હતી. હજી રાજા આવ્યો ન હતો, ને ખુદા જાણે હજી ક્યારે તે—પણ એવામાં તેણે પગલાંનો સાહાદ સાંભળ્યો, ને તે ચમકી. તે લાઇબ્રેરી-રૂમમાં, જ્યાં તે પોતે હતી તેને લગતા આગળા રૂમમાં, કશી બી ચેતવણી આપ્યા કે અપાવ્યા વગર એકદમ ને અચાનુચ રાજા આવી લાગ્યો હતો!

---

## પ્રકરણ ૨૭.

---

તે કશા બી રસાલામસાલા વગર એકલોજ, ફકત તેણીના બાપ ઘરડા મૅન્ડોઝાના 'એસકોર્ટ' હેઠળ, આવ્યો હતો એમ તેણીએ તરત જાણી લીધું, કેમકે ઓરડામાં દાખલ થતાં સાથે પોતાના ડરામણા ઘોઘારી સાહાદે તેણે મૅન્ડોઝાને કેહતાં સાંભળ્યો.—

"મૅન્ડોઝા," રાજાએ કહ્યું, "મને હીઝ હાઇનેસ સાથે ખાનગી વાત કરવી છે; તું આએ આગલું બારણું તપાસી બેસજે. કોઇ કોઇ બી કારણથી અંદર આવે નહીં, અને અમારી વાતમાં ખલલ કરે નહીં."

મૅન્ડોઝાએ બોલીને કશો જવાબ દીધો નહીં, પણ તે પોતાના ખ્યાલોથી તરત સમજી શકી કે જવાબમાં તે ઘરડો સિપેહસાલાર છેક નીચો નમ્યો હશે,—અને પછી તે બાહારનું બારણું બંધ થવાથી તે બે ભાઇઓ એકલા પડયા એ તે તરત જાણી શકી.

તેણીનું દીલ જોશથી ફીકરમંદ ધપકારા મારતું થયું. તે પોતાનો રેશમી ઝભો વગેરે જરા ખખડવા દેતી ન હતી. મીનનું એક પુતળું હોય તેમ, પકડાઇ આવવાની ફીકરથી, તે તદન હીલચાલ કર્યા વગર બેસી રહી હતી. જો તે પકડાએ તો તરત ઘરડો મૅન્ડોઝા ગુસ્સાથી તેણીના બાપ તરીકે રાજાની રૂબરૂ તેણીનો કબ્જો લીએ, ને બધું નખ્ખોદ વળી જાય! તેણીએ, તેથી, ખરેખર ઘણુંજ સમાલવાનું હતું. તેનો બાપ પોતે તેણીનો કબ્જો લીએ તો ડૉન કૅનન વગેરે શું કરી શકે? તેનું તે સંજોગમાં શું ચાલે?

"શું આપણે આયજ રૂમમાં મળવાના છીએ?" હવાં રાજાનો સવાલ કરતો સાહાદ આવ્યો.

"હા નામવર."

હવાં થોડા વખતની પાછી ચુપકી આવી, એટલે મરાયા સમજી શકી કે રાજા તે ઓરડો પોતાના શકીલા સ્વભાવ મુજબ ફરી ફરીને ચીપી ચીપીને તપાસતો હોવો જોઇએ. તે ઓરડો તપાસતો ખુણે ખુણે ફરતો હતો, ને તેનાં ભારી પગલાં મરાયા સાંભળી શકતી હતી.

"આએ પરડા પછવાડે તો કોઇ નથી, પણ આએ પાસેના ઓરડાનું બારણું કેમ બંધ છે?" તેણે જરા વારે પુછ્યું—કે જ્યારે મરાયાનું લોહી ફરતું વટીક જાંણે થંબ થઇ ગયું. હવે રાજાનાં પગલાં તે હતી તે ઓરડાનાં બારણાંની છેક લગોલગ આવ્યાં.

તેણે તે ઉંઘાડવા જોગો આંચકો મારયો, કે ડૉન જૉને સાદાઇના દેખાવથી કહયું, "બારણું બંધ છે; ચાવી મારેલી છે."

"ને ચાવી ક્યાં છે?"

"માહરી પાસે નથી—કેથે મુકાઇ ગેઇ હોશે."

રાજાએ બારણાં પર વધતું જોર અજમાવ્યું.

"મને બંધ બારણાંઓ પર એતબાર નથી," તેણે ખુલ્લી કરાજીથી કહયું; "ખાનગી વાતો કરવા મળવાના એ સકાર હોયજ નહીં. માહરે કાંઇ બી તમારી સાથે વાત કરવા આગમચ એ ઉંઘડાવીને જોવો ને માહરી ખાત્રી કરવી છે. મૅન્ડોઝા!"—અને તેણે સાદ મારયો, જેના જવાબમાં તરત આગલું બારણું પાછું ઉઘડયું, ને તેનો સીપેહસાલાર બાપ તાબરતોબ તે ઓરડામાં દાખલ થયો તે મરાયાએ જોઇ (જાંણી) લીધું.

"મૅન્ડોઝા," રાજાએ કહયું. "એમ આવ; આએ બારણું બંધ છે, ને હીઝ હાઇનેસથી કુંચી કેથે મુકાઇ ગેઇછ તે મળતી નથી. તું જરા જોર અજમાવ—જોની ઉંઘડેછ?"

અને મૅન્ડોઝાને તો હુકમનીજ ખોટી! તે તો રાજા પર ને રાજાના સુખન પર હજારો જાનથી મરવાવાલોજ હતો કેની!!

તેણે જોર અજમાવ્યું, ને બારણાંને એવા જોરાવર આંચકા માર્યા કે તે તેની કલમાં ધ્રુજતું લાગ્યું. મરાયા બી થર થર ધ્રુજી તે દોડીને હવે બારી આગળ જઇને ઉભી કે જો બારણું ઉંઘડીજ જાય તો તેજ પળે પરડો હઠાવી બાહેર તે કુદી મારે; પણ નહીં. ઘરડો મૅન્ડોઝા જલ્દીજ બારણાંને આંચકા મારતો બંધ થયો, અને ત્યારે તે પાછી બારણાં આગળ

ગઇ. તે પોતાના પગલાંનો ઘણોજ બેઅવાઝ કરતી હતી.

"ઉઘડે એમ નથી, નામદાર," મૅન્ડોઝાને એ પછી તેણે રાજાને કેહતો સાંભળ્યો.

"ત્યારે જા ને કુંચી સોહધી લાવ—કોઇ બી કુંચી લાવ—લગાડ ને ઉઘાડ—નહીં તો બારણું ભાંગી નાંખ." રાજાએ દેખીતા મોટા ગુસ્સામાં બરાડયું, ને મૅન્ડોઝા "જો હુકમ, નામદાર," કરતો બાહેર ગયો ત્યારે મરાયાએ જોયું કે સઘળો મામલો બીગડી જવાની છેક અણી પર આવ્યો હતો. રાજાનો સ્વભાવ દેખીતી રવેસે એટલામાંજ તદન બરખેલાફ થઇ ચુક્યો હતો !!

## પ્રકરણ ૨૮.

હવે આપણે જ્યાં આંધળી આઇનેઝને છેલ્લી છોડી આવ્યાં છીએ ત્યાં જરા પાછી નજર દોડાવ્યે.

આઇનેઝ પેલા પોળા થાંબલામાં નજદીક પા કલાક તક ધીરજ માની છુપાઇ રહી. તે જરાએ ઉતાવળી થઇ નહીં. એ પનાહ આપના પીલરની તે ગરીબ આંધળી પોતાનાં મનથી ઘણી આભારી બની.

અંતે જ્યારે તેની તદન ખાત્રી થઇ કે ડૉના ઍના ત્યાંથી ચાલી ગઇ હતી, ને તે તરફનાં એકાંતમાં બીજું કાંઇ ન હતું ત્યારે તે બીહીતી બીહીતી બાહેર આવી. તે બધો વખત મરાયાનાજ વિચાર ને ફકર કરતી હતી—તે કયાં ગઇ હશે ?

તેને પેલી ફુલપાનની ગેલરી યાદ આવી ગઇ. તે પ્યારાંઓ મળવાનું હોય ત્યારે ત્યાંજ મળતાં હતાં, ને હાલમાં ત્યાંજ તો તે બેઉ નહીં હોય ?

તે ત્યાં ગઇ. અલબત ગરીબ બિચારી મુસ્કીલથીજ ગઇ, પણ આપણે આગળ વાંચ્યું તેમ એ બાજુના બધા પગવાટ તેના પગ તળે અચ્છી રવેસે આવી રહેલા હતા.

તેણીએ તે અગાસીમાં જઇ બનતી તલ્લાસ કરી, ને પછી ધીમે સ્વરે મરાયાનાં નામની હાંકો પણ મારી, પણ મરાયા ત્યાં હોય ક્યાં જે

જવાબ આપે ? રાત ઠંડી હતી, ને તે બાપડીને "ચીલ" (ઠંડક) લાગવા માંડી; ને તેવામાં વળી ત્યાં ભરાયલું એક ઘુવડ ચીચવાયું, એટલે ડરની મારી, નામુરાદ ને કંટાળેલી, તે ત્યાંથી ઉતાવળે પાછી ન્હાસી ગઇ.

હવે તેણે કયાં જવું ?

તે મા જેવી મેહેરબાંન ડચેસ આલ્વારેઝના મેહેલમાં દોડી જતે, પણ આજે તે તો સ્ટેટ બૉલને લીધે રાણી પાસેજ અત્યારે હોવી જોઇએ તેણીને એ ખ્યાલ થતાં તે ત્યાં જતી ખંચાઇ. છતાં બી તે જતે, પણ પોતાને મરાયાના જાણીતા પોષાકમાં ત્યાં અચંબુચ ને અણધારેલી આવેલી જોઇ હજારો કીસમે ડચેસ શંકાશીલ બને, ને તરેહવાર પુછગાછ ને ચકચાર કરી મેલે !

મરાયા તો, તેણીને લાગ્યું કે, કેથે બી હોય તો ડૉન જૉન પાસેજ હોવી જોઇએ, ને તે પોતે આંધળી, પોતાની બેહેનને મદદ થવાના પુણ્યવંત હેતુથી, મોડી રાત્રે એમ એકલી અથડાયા કરે તેમાં તેણીએ માન્યું કે જોખમ ઘણો હતો. જોખમ તેને પોતાને માટે કરતાં (તે મરાયાનાં કપડાંમાં હોવાથી) મરાયાની ઇજ્જત માટે વધારે. વળી તેને પોતાને ઘણું એકાંત લાગતું હતું. દીસ ને રાત તેને તો એકજ હતી, પણ દીસની વાતજ જુદી. દીસના તો ફરતાં ફરતાં બીજાંના અવાજોથી તેમની હસ્તી ને સમાગમ જાંણી તે ધીરજ પકડતી, કે જ્યારે હાલ તો તે બી ન હતું. તે, તેથી, બેવડી ફીકરમંદ ને નાસબર બની.

તેણીએ પોતાનેજ ઘેર પાછી ફરવા ચાહયું, પણ ચોકીદાર માર્ટીનને તે શું કહે ? તે તો તેને મરાયાના પોષાકમાં જોતાં ને ઓળખતાં ગભરાઇજ જાય ! વળી જ્યારે તે આટલો જોખમ કરી બાહેર આવી ત્યારે મરાયા માટે નકકીપણે કાંઇ બી જાંણ્યા વગર તે ઘર પાછી જાય એ કેવી હીચકારી વાત ? કદાચ તે બેહેન ખરેખર કાંઇ જોખમમાં બી હોય ?

એટલા વાસ્તે આયંદા એક મુસ્તકીમ ઠરાવ કરીને તે આંધળી દીલેરે ડૉન જૉનનાજ મેહેલનો રસ્તો પકડયો. તે એ રસ્તો બી જાંણતી હતી. તેણે બધી બાજુ જવાની પોતાની નીશાંણીઓ રાખેલી હતી, ને તે મુજબ તે અથડાતી અફળાતી પણ ખુદાની મેહેરથી કોઇનું કશું એ ધ્યાંન ખેંચ્યા વના સલાંમત છેક ડૉન જૉનના મેહેલ તક પુગી ગઇ.

તેને કોઇએ રોકી નહીં. ખરેખર તો પાછલી બાજુથી તે એવી રીતે અંદર કંપાઉન્ડમાં ઘુસી કે કોઇ પેહરેગીરોએ વટીક તેને જોઇ નહીં, ને સુભાગ્યે તે પેહલીજ સૌથી નાકેના પેલા ઓરડાની બારી હેઠળ આવી, કે જ્યાં તેણે પોતાની બેહેનને ડૉન જૉન જોડે ઘુસ ઘુસ કરતી આબાદ સાંભળી !

તેણીએ, તેથી, મસ મોટા છુટકારાનો દમ ખેંચ્યો. તેઓ શું વાત કરતાં હતાં તે તો એક બોલ બી તે પકડી કે સાંભળી શકી નહીં, કેમકે વાત ઘણીજ ધીમેથી ચાલતી હતી—પણ તે મરાયાજ હતી ને મરાયાજ ડૉન જૉન જોડે અંદર ઘુસઘુસ વાત કરતી હતી એ તે બાહેરની બારી પર કાન મેળી પકકે પાયે જોઇ લઇ શકી.

અને એટલુંજ બસ હતું. તે હવે પુરતી ધીરજ માનેલી પોતાને ઘર પાછી ફરીને મારટીનને મનાવી લેવાની ઉમીદ કરતી હતી. એમ નહીં કરે તો બીજુ શું કરે? રાતભર તે રખડયા કયાં કરે? મરાયા આવી સલામત બાંહેધરી હેઠળ હતી તેજ તેને પોતાને સબર માનવા બસ હતું. બનવા જોગ હતું કે અરધા ઉંઘરેતા મારટીનનું તેના પોષાક પર ધ્યાંન નહીં બી ખેંચાય, ને ખેંચાય તોબી તરેહવાર ફીસમે શું તે એ બેહરા વાંદરને હાથતાલી આપી કે પોતાની પક્ષમાં સમજાવી લઇ નહીં શકે?

તે, તેથી, હવે ઘેર જતી રેહવાનું કરતી હતી, પણ જવા પેહેલાં એકાદ પળ ત્યાંજ થોભી પોતાની હીણભાગ્ય હાલતનો તે દરયાફ્ત કરવા લાગી. કેવી તેની આંધળી નિરાશ્રીત હાલત! મરાયા બી હવે પરણી જનાર હતી—બાપીકું ઘર સદાનું છોડી જનાર હતી, ને ત્યારે એક ગુસ્સાબાજ બાપને બસ પડેલી તેના જેવી એકનું જીવતર કામનુંજ શું હતું?

તે બારીની ઠંડી બેર પર માંથુ નાંખી ગમખાર આંસુઓ રડી—તે બારી કે જેની પેલી મેર એક હેતવંતી બેહેન તે બીચારી બાહેર ઉભી રહી એમ એકલી રડે છે એમ જાંણુવા પામતે તો ઉડીને બી આવીને તેને પોતાની ગોદમાં દાબી લેતે!

એમ તે કેટલોક વાર રડી તેટલામાં તે ઓરડામાં જરા વાર બધું ચુપ થઇ ગયું, જેથી તે જરા અજબ થઇ. તેવામાં સાંમેથી વળી પગલાંનો અવાજ આવ્યો—કોઇ બેજ આસામીનાં પગલાં—ને તેમાં એક તો પોતાના બાપનાં તરીકેજ તેણીએ તરત પીછાણ્યાં!

તેના બાપનાં પગલાં તે આંધળી લાખમાંથી બી પીછાંણી આપી શકે એવી રીતે તે ઓળખતાં શીખી ગઈ હતી, ને તરત તેણીએ જોયું કે રાજા જોડેજ તે એ તરફ આવતો હોવો જોઇએ. બીજા કોણ સાથે આવે?

તે વીજળીના વેગે બારીનાં ખુણાંની છેક કઢણુમાં—છેક દબઇને ભરાઇ ગઇ, જેથી થયું એમ કે ન તો રાજાએ કે ન તો ઘરડા મૅન્ડોઝાએ તેને ઘરમાં દાખલ થવા પેહલાં ત્યાં ભરાયલી જોઇ. એ એક ખરેખરો મોટો નસીબવંતો જોગ માત્ર થયો.

તે, એમ છતાં, ચમકી ગઇ. તેણીને તરત લાગ્યું કે કોઈ બી રીતે રાજાને અને તેમના બાપને મરાયા ત્યાં છુપાયલી હોવાનું માલુમ પડી ગયલું હોવું જોઇએ, ને તેથીજ તેઓ તેને કબજે લેવા એ તરફ આવ્યા હતા!

તેણીએ કાન કરી સાંભળ્યું. નહીં, આવતાં સાથે કાંઇ તકરાર થઇ પડી હોય એવું તો કાંઇ સંભળાયું નહીં. એમ છતાં, થોડે વારે તેઓ કોઇ બારણું ગબડાવતા ને જોર કરી ઉઘાડતાં હોય તેવો સાદ તેને કાને આવ્યો, ને ત્યારે નખ્ખોદ! મરાયા પકડાઇ જવાની કે કેમ?

પણ જરા વારમાં બારણાં પર જોર કરવાનું પાછું બંધ પડયું, ને બીજી થોડીક પલોમાં તો–મોહકાંણુ પર મોહકાંણુ! અચમુચ ઘરડો મૅન્ડોઝા તે મકાનમાંથી બાહેર આવ્યો, ને તે હતી તેજ તરફની તેણે વલાંણુ લીધી–એવી રીતે કે તેણીને છુપાવાનો વખત બી પણ મળ્યો નહીં. વાંચનાર યાદ કરશે કે મરાયાવાલા ઓરડાનું બારણું ખુલવા તે તો રાજાના હુકમ મુજબ ચાવી સોહોધી લાવવા બાહેર આવ્યો હતો.

તે બાપ દીકરી એવા સંજોગમાં લગોલગ થઇ ગીયાં, અને જોકે આઇનેઝ તે જોઈ ન શકી પણ ફીકરે તેના પગોને તુરત પાંખ પુરી પાડી, ને પડયાખડયાની ફકર વગર તે આંધળી અંધારામાં તેથી તે તરફથી જીવ લઈ ન્હાઠી,

મૅન્ડોઝા ડંગ થઇ ઉભો! તેની અકકલ સુન મારી ગઇ. તે પુઠે પડતે તો એક લેહેજામાં તે હરણીની ચપળતાથી ન્હાસતી છોકરીને પકડતે પણ તેના હોસજ લુટાઇ ગયા. તેણે મરાયાનો પોષાક ઓળખ્યો, ને તે આઇનેઝ હોવાનો કશોબી સંદેહ ધરાવ્યા વગર એકદમ તેણે માની લીધું કે તે "ગુન્હેગાર મરાયા" પોતે હતી, કે જે "મોડી રાત્રે નાપાક જૉનને છુપી મળવા" આવેલી હોવી જોઇએ, ને રાજાએ તે હતી તે ઓરડા પર છુજારો કીધો એટલે કોઇ રસ્તે બચીને બાહેર પડેલી હોવી જોઇએ!!

બસ, ગજબ થયો! એટલુંજ શું તે ખારીલા બુઢાને ખુંનખ્વાર બનાવા બસ નહીં હતું? તે ગરીબ છતાં પોતાની ઇજ્જતથી ડરવાવાલો, ઇજ્જત પર મરવાવાલો હતો, ને તે છતાં તેનાં પોતાનાં ઘરની ભયંકાર બેઇજ્જતીનો આ કેવો ડરામણો પુરાવો એ હીણભાગ્ય રાત્રે પ્રત્યક્ષ પ્રગટ પડયો હતો!!

તેની જૈફ છાતીમાંથી અસહય દુખનું એક બેઅખ્તયાર દચકું બાહેર પડયું. થઇ ચુકયું—બધું થઇ ચુકયું! તેનું પોતાનું પણ આવી બન્યું હતું!

તેણે પોતાની તલવાર પર જંગલી ઝનુનમાં હાથ નાંખ્યો. "ગરાયા" અહીંથી ન્હાઠેલી ઘેરજ ગયલી હોવી જોઇએ માટે ત્યાં દોડી જઇ તેને કાપીને તરત કટકા કરી નાંખવા તેને જુસ્સો થયો, પણ નહીં. તે કપાત્ર નાલાયક જારીણીનું હવે તેણે મોહ્રું જોવું બી નાસજાવાર હતું એમ તે હેમક ડોસાએ પોતાનાં મનથી મજબુતી સાથે માંની લીધું !

તેણે વેર તો લેવુંજ હતું, પણ નહી કે તે "અધમ પાપીણી" પર, પણ જે "ચંડાલે" તેની પાક ઇજ્જતની બરબાદી કરી તેના પર; અને તે રાતના શીહાકાર જહ્નકાર અંધારાંમાં પોતાની તલવાર પર હાથ નાંખી તેણે તાબરતોબ કસમ લીધા કે હવે આજે રાત્રે પોતાને ઘર તેણે કદી જવું નહીં, ને બીજી બામદાદ તલુ થવા પેહેલાં ચંડાળ ડૉન જૉનની ખાબધામાં ઘુસી જઇ તેને જાનથી મારી પોતેબી તેજ ઘડીએ પોતાનો જાન બરબાદ કરવો !

તે આજેજ ને પેહલ્લીજ એમ અત્રે આવી હોય એ તે માનીજ નહી શકયો. તે ગ્રેનેડા ગયો તે આગમચ બી ત્યારે તો તે અત્રે એજ મુજબ આવેલી ને તે દુષ્ટ દુરાચારીને છુપી મળતી રહેલી હોવીજ જોઇએ?—અને તે સદગુણની શુદ્ધતામાં મકકપણે માનવાવાલા જૈફ બાપનાં તે વખતનાં હદપાર દુખનો ખ્યાલ આપવાને આએ અદના કલમ કમતાકાત છે !

તે ઘણો વાર સુધી તો પોતાનાં દુખથી નિપજેલી બેહોસીની બેખબરીમાંથી બીદાર વટીક થઇ શકયો નહીં. દીવાલ પર ઢલી પડી તેણે એ બધાં અનુમાનો, વિચારો, ઠરાવો ને કસમો કરી લીધાં.

તે રાજાનો ભારે અદબ કરનાર હતો. રાજાનો અદબ નહીં હતે તો તરતજ અંદર પાછો ધસી જતે, ને ડૉન જૉન પર હુમલો કરી તેને જબેહ કરી નાંખતે ! આંધ્રળો તે !—ખરી ખોટી તલ્લાશ કરવાનું તો તેને સુઝયુંજ નહીં, ને ખરી પાકીજગીમાં તે ઉંડી ગલીચી જોઇ રહયો તેમાં તેનો પોતાનો નહીં તો બીજો કોણનો દોષ સોહોધવા જઇશું ?

તેને હવાં રાજાનો હુકમ યાદ આવ્યો. તે ચાવીની વાટ જોતો હશે. તેણે ચાવીની તલ્લાસમાં જવુંજ જોઇએ. તે એક અસાધારણ જેહેમતથી, તેથી, છેક ઘણે વારે પાછો સાવધ થઇ શકયો.

તેણે મરતાં સુધી રાજાની નોકરી તો ઉઠાવવીજ જોઇએ. તે જલ્દીથી ચાવી લઇને અંદર જવા ચાલતો હતો, કે જેમ વેહેલું ડૉન જૉનને ઠાર મારવાનું ને પોતાને મરવાનું બને તેમ ભલું. તે જીંદગીથી ધરાઇ ગયો

હતો. તે એ છેલ્લી પાંચ મીનીટની ગમગોસારીમાં પચાસ વરસ જેટલો જ્યાદા ઘરડો બની ગયો હતો. તેની કમ્મર તમામ તુટી ગઈ હતી!

તેણે તે પછી રાજાનો હુકમ બજાવવા જોગું કામ કેમ લીધું તે તેને ખબર બી ન રહી. તેનાં જીગરમાં જ્વાલા જલતી થઇ હતી, પણ તે બાહેરથી શાંત હતો—છેક અજબ હદ સુધી શાંત હતો.

તે ડૉન જૉનના સ્ટુઅર્ડને સોહોધીને તેને મળ્યો, ને રાજાને નામે લાયબ્રેરી રૂમની ચાવી તલબ કરી માંગી, પણ ચાવી તેની કને હોય તો આપે કેની? બધા નોકરનફરોને ભેગા કરવામાં આવ્યા, ને બધાએ એક સરખીજ ના કહી, ત્યારે બધી બીજી અલફાતુ સલફાતુ કુંચીઓનો એક જુમખો લઇ તે રાજાની હજુરમાં પાછો ફરયો. તેણે પોતાનું બધું વેર ને ઝનુન એ વખતે તુરતવેળા છાતીમાંજ સમાવ્યું ને દબાવ્યું હતું.

તે બારણું બંધ હતું. તે એ ભાઇઓને એકલા છોડી પોતે બાહેરથી રાજાના હુકમ મુજબ દરવાજો મજબુત બંધ કરી ગયલો તેમજ તે હજી બંધ હતો. તેણે ઉઘાડયો, ને પાક યઝદાં! ત્યારે તેણે ત્યાં શું જોયું? જે દેખાવ તેણે જોયો તેથી તેની આંખે અંધારાં આવી ગયાં!

તે જેને મારવા ટાંપતો ને તરસતો હતો તે તેનો દોજખી શત્રુ ડૉન જૉન પોતે જમીન પર લાંબો છર થઇ મુવેલો પડેલો હતો, ને રાજા એક ખુનખ્વાર ખંજર હાથમાં લઇ તેની લાશ પર વાંકો વળેલો, પોતે ગુસ્સાના આવેશમાં જે કીધું હતું તેનું હદ વનાનું ભયભીતપણું હવે જોતાં ને પીછાંણતાં, થરથર ધ્રુજતો ઉભો હતો! તેના હાથમાંનાં ખંજરમાંથી ડૉન જૉનનું તાજું લોહી જમીન પર ટપકતું હતું, ને તે જવાંન જોદ્ધાની છાતીમાં થયલા જખમમાંથી લોહીનો એક જીણી ધારનો ફુવારો ફુટયો જતો હતો! ઓ ગજબ! દીસ્તુંજ હતું કે સુંદર મરાયા બીહીતી હતી તેજ આયંદા થવા પામ્યું હતું. તે બેઉ ભાઇઓ વચ્ચે તે બંધ બારણાંને લગતી ટપાટપી પાછલથી વધી પડેલી હોવી જોઇએ, ને ડૉન જૉન ગુસ્સો તાબેમાં નહીંજ કરી શકવાથી કાંઇ એવુંજ બોલી ગયો હોય કે જેથી તે કમીના ને કાયર રાજાએ તે જશવંત જોદ્ધાની છાતીમાં પોતાની કટારી ભોકી દઈ તેને જાનથી માર્યો હોય!

પણ અહીંજ આપણે થોભી જઈશું એવા એક નેકબખ્ત જવાંમર્દનાં અકાળ મોહોતની આપણી હદ વનાની ગમખ્વારી વચ્ચે હયાં આપણે આ શોકજનક વારતામાં આગળ વધી શકવાનાં નથી. એ બધું કેમ બન્યું ને

શું આફત વરસી તે આપણે આવતા પ્રકરણમાં જોઇશું, ને ત્યારેજ વળી હીણભાગ્ય મરાયા, જે પાસેનાં બારણાં પછવાડેથી જરાએજરા જાંણી લઇ શકતી તેની પોતાની આવા સંજોગમાં શી અવદશા થઇ હતી તે પણ તપાસી લઇશું

——:०:——

# પ્રકરણ ૨૯.

શુ ડૉન જૉન મરી ગયો ?

જ્યારે મરાયાવાલા ઓરડાની ચાવી લેવા ગયલો મૅનડોઝા તે ખુનખ્વાર ઓરડામાં પોતે કરેલા ખુંનખ્વાર કસ્દ સાથે પાછો ફરયો ત્યારે જે અતિ ભયાનક દેખાવ તેની નજરે આવ્યો તે એજ હતો કે તેનો દોજખી શત્રુ ડૉન જૉન પોતે લાંબો છર થઇ જમીન પર મુતેલો પડેલો હતો, અને કર-પીણ રાજા ફીલીપ તાજું લોહી તપકતું એક ખુંનખ્વાર ખંજર હાથમાં લઇ તે લાશ પર વાંકો વળેલો હતો. દેખીતી રીતે તે જશવંત જવાંન જોરેમંદ જોધ્ધો એક ભયંકાર અને કરપીણ દગાનો ભોગ થઇ પડયો હતો, અને તે હજારોને જેર કરનાર જોરેમંદ જવાંન મોહતથી માહત થયલો હાલમાં જાનથી એજાન થઇ ત્યાં પડેલો હતો !

પણ ત્યારે એ કજ્યો કેમ થયો ?

મૅનડોઝાને ચાવી શોહધવા મોકલી દીધા પછી રાજા કેટલોક વાર સુધી તો પાંજરામાં ઘેરાઇ રહેલા એક ઉંદરની અદાથી ઉપર નિચે તે ઓરડામાં ફેરા લેવા પડયો. તે કાંઇજ બોલ્યો નહિ, કે જ્યારે ડૉન જૉન ફકરમંદ કીસમે તેની હીલચાલો તપાસતો પોતે પણ કશું બોલ્યા વગર પોતે ઉભો હતો તે ટેબલ આગળ ગુપચુપ અને શાંત, અદબ વાળી, ઉભો રહયો. રાજા ઘણો ગુસ્સે હતો એ તો તેનો કદરૂપો દેખાવજ સ્પષ્ટ કહી આપતો હતો. તે ખાસ કરીને કાંઇ વાત કરવાજ ડૉન જૉનને છેક તેનાં મકાન સુધી ખાંનગીમાં મળવા આવ્યો હતો, પણ તેઓ તદન એકલા હતા એમ જ્યાં વેર તેની ખાત્રી નહિ થાય ત્યાં વેર તે કશું બોલવા ચાહતો ન હતો.

તે ઘરડા મૅન્ડોઝાની વાટ જોતો બેઠો હતો, અને ડૉન જૉન જાણતો હતો કે ચાવી તો તેની પાસે તેને સ્વાધીન હોવાથી મૅનડોઝા જલદીથી પાછો ફરી શકનાર ન હતો. એમ છતાં ખુદ ડૉન જૉનને પણ લાગ્યું કે મૅન્ડોઝાને પાછો ફરતાં જોઇએ તે કરતાં ઘણી વધારે વાર લાગી, અને રાજાની અધીરાઇ કમનસીબે દરેક પળે વધતીજ આવતી હતી. અંતે તે બોલ્યો:

"હું તમારી સાથે ખાનગીમાં કાંઇ જરૂરની વાત કરવા આજે અહીં સુધી આવ્યો હતો," તેણે ફફડાત સાથે કહ્યું.

'અને આપ નામદાર તે કાંય નહિ કરી શકો તે હું તો કાંઇ જોઇ નથી શકતો," ડૉન જૉને નરમાસથી જવાબ દીધો.

"તમારે મને સાંબો જવાબ આપવાનો નથી," રાજા તીખાસથી ફફડી પડયો; "માહરી સાંમે માહરી કોઇ બી પ્રજા કદી કશો અવાજ કાઢી શકતી નથી."

"હું આપ નામદારની મરજીની વિરૂદ્ધ અવાજ કાઢવા જેવું કશું કેહતોજ નથી," ડૉન જૉને હજી પોતાનો ગુસ્સો સમાલીને જવાબ કરતાં કહ્યું.

"ત્યારે તપાસજો!" રાજાએ હજી છીટાં સોહધવાનું જારી રાખ્યું: "તમારો એક બી ગેરકાયદે બોલ તમારો ઘડીની વચમાં નાશ કરી નાંખશે!"

ડૉન જૉન તુચ્છકારનું હસ્યો. તેનાથી એમ હસ્યા વના રહેવાયુંજ નહિ. તે મરાયાને આપેલો કોલ અદા કરવા અને રાજા સાંમે જરા બી નાફરમાનીનું મસ્તક નહિ ઉંચકવા ઘણો આતુર હતો ખરો, પણ દીસ્તુંજ હતું કે રાજા તો અતેરૂં કરી રહયો હતો!

તે (ડૉન જૉન) મરાયા માટે અંદરખાનેથી ઘણો ધુજી ધપકી રહયો હતો. રાજા શકીલો અને હઠીલો હતો, અને તે લાયબ્રેરી–રૂમનું બારણું ઉઘડાવ્યા વગર રહે નહિ એવો હતો. વળી તે અત્યારે જે કરે તે થાય એમ હતું. તે નાફરમાનીનો આરોપ મેળી ચાહે તો ડૉન જૉનને રાત ભર કેદ કરાવાનો ફીટનો પણ બરપા કરી શકે, અને તે બધી વાતનો ખ્યાલ કરીને તે જવાંન જોધ્ધો સુંદર મરાયાને વાસ્તે એવડો ધુજી ધપકી રહયો હતો. તે અજબ થતો હતો કે તેનો બાપ ગયો ને ગયો, મરાયા બારીએથી સટકીને ન્હાસી ગઇ હશે કે હજી તે ઓરડામાંજ હશે? ગમે તે હોય, પણ બધા સંજોગો ધ્યાંનમાં લેતાં તે રાજાને તાઢોમીડો રાખવા જોગું

પોતાનું બને એટલું કરવા ખરેખર ઘણો ખંતી હતો.

"હું તમો નામદારને જરા બી નારાજ કરવા ચાહતો નથી," તેણે એ ઉપરથી રાજાના બરખેલાફ ગુસ્સા ઉપર તાઢું પાણી રેડવા જરા વધતી નરમાસ સાથે કહયું. "હું અત્યાર સુધી જે કાંઇ બોલ્યોછ તેમાં જો કાંઇ બેઅદબી જેવું હોય તો હું દીલોજાનથી માફ માંગુંછ."

પણ રાજા એ જાતની મારી વટીક મન્જુર કરી લે એવી તબીએતમાં હતોજ કયાં?

"તમો સાહેબ છેકજ છગી અને બેહકી ગીયેલા છેઓ," તેણે વધતા તીખાસથી તરડાઇને કહયું; "તમારે માથે કોઇ સરતાજ છે, અને તે સરતાજનો તમને અદબ કરવો ઘટે, એ વાત તો બીલકુલ તમો ભુલી ગયલાજ દેખાવોછ! મને લાગેછ કે લોકોએ તમોને છાપરે ચહડાવીને ઘણા બેહકાવી મેલેલા છે. હું ખાત્રીથી માનુંછ કે તમારી મતલબ બુરી છે. શહેરમાં બળવો જગાડી મને પદભ્રષ્ટ અથવા બેજાન કરી માહરાં તખ્ત પર તમારે ચઢી બેસવાની નૈયત છે એ બધું દીવા જેવું દીસતું હું જોઇ શકું છું!"—અને તે વધતી ઉશ્કેરણીમાં વધતી ઉતાવલના ફેરા લેવા પડયો.

ડૉન જૉન તો ડંગ થઇ ગયો. આ તો તાણી તોડીને કજ્યો વેચતો લેવાની દયાંનતથીજ અત્રે આવેલો દેખાતો હતો! તે એવા એક સીફ ગલીચ અને જુઠા આરોપના જવાબમાં શું કહે? તેને એવા સંજોગોમાં ગુસ્સો નહિ આવે તો શું થાય? પણ તેણે મરાયાને આપેલો પવિત્ર કોલ પાછો ને પાછો યાદ કર્યો અને તે ચુપ રહયો.

"કેમ,જવાબ નથી આપતા?" તે કરપીણ રાજાએ જવાબની તલબ કરી; "મને કોઇ સબબ બતાવી શકશો કે તમોને કાંય નહિ એકદમ કેદ પકડવામાં આવે, અને રાજ સાંમેના ફીતુરને વાસ્તે તમારી તપાસ કાંય નહીં ચલાવવામાં આવે?"

ડૉન જૉન ચમકી ગયો. આ તો જે ધારતો અને બીહીતો હતો તેજ આગળ આવ્યું હતું! તેને, તેથી, સુંદર મરાયાની સલામતીને વાસ્તે મસમોટી ફીકર થઇ.

"તમો નામદાર જેણે સખ્ત નીમકહલાલીથીજ તમારી અને તમારાં રાજની સેવા કરેલી છે તેને આવા ગલીચ આરોપો ને જુઠી ધમકાયથી આએ ફાસમે ગુંગલાવો એ ઘણું વાંધાભરેલું ને ગેરકાયદે છે," તેણે અંતે કેહવાની જરૂર પીછાણી. ધીરજ તે એ જોધ્ધો કયાં વેર અને

અને કેટલીક રાખી શકે ?

રાજા તેને ચુંચી આંખ્યો કરી જોવા લાગ્યો.

"માહરી પાસે સત્તાવાર સાબેતીઓ કે શાહદતો નથી એ માહરે કબુલ કરવું જોઇએ," તેણે કહ્યું. "પણ સંજોગો ઘણાજ તમારી વિરૂદ્ધ છે, અને તેટલા વાસ્તે ઘણું સંભાળીનેજ ચાલજો !"

"માહરી ચાલચલણમાં એવું કાંઇજ નથી કે જેથી માહરે બીહીવું જોઇએ," ડૉન જૉને નીડર જવાબ કર્યો. "માહરે ફક્ત એટલીજ અરજ કરવાની છે કે બીજાં કોઇ માહરાં શત્રુઓની ફુરવણીઓ પર ચાલવા કરતાં આપ નામદાર પોતે માહરી ચાલ ચલગતની પુરતી તપાસ કરો અને તમારી ખાત્રી કરો."

"તમારાં શત્રુઓ ? હા ! હા ! હા !" રાજા તુચ્છકારનું હસ્યો; "તમારાં શત્રુઓ હોયજ કોણ ? તમે તો બધાંની આંખમાં નાખલા ખોદાયજીજ છેઓ તે વળી ભુલી કેમ ગયા ? અને અબળાઓના તો તમે સૌથી માનીતા છેઓ—ખરૂં કેની ? ઔરાં તો તમારી પર કેહજો મરીજ ફીટેછ! ઔરાંઓ તો તમોને પ્યારનાં કાગળો મોકલેચાકલે, જે તમો નામદાર મોજાંઓમાં છુપાવીને સાચવો અને વાંચો—એમજ કેની ?"

ડૉન જૉને જવાબ કર્યો નહિ. તે આ હેમક એસારાઓનો જવાબ તે શું કરે ?

"તમારે પરણવું જોઇએ, માહરા મહેરબાન," રાજાએ અનકાથી કહ્યું; "એમ જુદી જુદી અલબેલી નાજનીનો વચ્ચે નાંચ્યા કરવા કરતાં એક સાથે દીલ લગાડીને પરણી જવું શું તમો જેવા એક માટે જ્યાદા શોભા ભરેલું નથી ?"

"હું કોઇ નાજનીનો વચ્ચે નાચતોજ નથી," ડૉન જૉને કહ્યું; "અને એકને દીલ આપીને તેના જોડે પરણી જવાનાં તમારાં મતને હું તદન મળતો છેઉં."

"તમો નાજનીનોમાં નાચવાની વાત નામુકર જાઓછ, પણ હું તો કેહવાની હીંમત કરૂંછ કે આએ ઘડીએબી તમારાં મોજાંમાં એવાં એક બે કાગળ છુપાવેલાં મોજુદ હોવાં જોઇએ. આજે મેં પોતેજ એવું એક કાગળ તમારે હસ્તક પકડયુંતું એ વાત ખરી કેની ?" રાજાએ તુમાખથી યાદ આપી.

"તે કોઇ ઓરતનુંજ લખેલું હતું એમ કેહવાને હું હજી બી

તૈયાર નથી !"

"કાંય, તમે શું તે હજી વાંચ્યું નથી ?"

"મેં વાંચ્યું, અને તેથીજ હું એમ કેહુંછ."

"સબબ ?"

"સબબ કે તે એક નનામો કાગળ હતો !"

રાજા વળી તુચ્છકારનું હસ્યો, અને પછી પાછું તેનું ધ્યાન બાજુમાંના પેલા લાયબ્રેરી રૂમનાં બારણાં તરફ ખેંચાયું. કે જ્યારે તે વચ્ચેના આવતા ગુસ્સા અને અધીરાઈ સાથે અરધું મોટે—અરધું મનસે પટપટયો; "પેલો ઘરડો વાંદર મૅનડોઝા હજી કાંહાં મુવો ? તે આએ ઓરડાની ચાવી લેવા ગયો તે મરવા સુતોછ કે શું ? તે પાછો કેમ હજી ફરતો નથી ?"—અને તે વધતી અધીરાઇમાં વધતા ખીજવાટથી ઘણા જોશના તે ઓરડામાં ફેરા ફરવા લાગ્યો.

## પ્રકરણ ૩૦.

"માહરી મરજી છે," જરા વારે રાજાએ છવપર જોરાવરીનું ફરજ્યાત બોલતો હોય તેમ બોલવા માંડયું, "કે તમારે સ્કૉટલન્ડની રાણીને તમારી મોહોરદાર તરીકે કબુલ રાખવી; અને તે, છતાં માહરી એ મરજીનો ઉઘાડો અનાદર કરીને મૅનડોઝા જેવા માહરા એક મીસ્કીન ખીદમતગારની છોકરી સાથે પરણીને માહરાં તાજરાજની બેઇજ્જતી કરવાનો તમે બેહુદો કસદ કર્યો છે તેના બચાવમાં તમારે શું કહેવું છે ? શું એ નાલેશી અને નામોશી—"

"નાલેશી અને નામોશી ?" ડૉન જૉન જોશથી તરડાયો. તેની મધુરી મરાયાને માટે આ બુરૂં બોલાયલું તે નામોશ કરી શકે તેથી ઘણું જ્યાદા હતું, અને તેથી મરાયાને આપેલાં વચનને વટીક વીસારી દઇ તે ગુસ્સામાં એકાદ કદમ રાજાનાં આંગ પર આગળ ધસ્યો.

રાજા, એમ થતાં ડરનો માર્યો પાંચ પંદર કદમ એકદમ પાછળ ગબડી ગયો, અને એ તેની સરકશી માટેના ગુસ્સામાં એકદમ લાલ બુંડ જેવો ઝનુની બની ગયો. તેણે, એમ છતાં, જોયું કે જૉનના હાથમાં કે

જૉનની પાસે એક બી હથ્યાર મોજુદ હતું નહિ. તેની તલવાર ફક્ત બાજુમાંની એક ટેબલ પર પડેલી હતી.

"હીચકારાઓનો એજ કરીનો હોયછ," ડૉન જૉને હવે ધીરજ ખોહી દઇ, તેને પાછળ ગબડી પડતો જોઇ, મોટા તુચ્છકારથી પોકાર્યું, અને તેણે જોયું કે તે હીચકારા રાજાએ પોતાના પટામાંનાં સોનેરી ખંજર પર સ્વબચાવમાં એકદમ હાથ નાંખેલો હતો! આથી તે જ્યાદા હસ્યો.

અને, અરે, તે વખતે બાજુમાંના ઓરડામાં ગરીબડી મરાયાની શી અવદશા હતી? તે તોફાંણમાં હોલનાં સુકકાં પાણનાં એક ઝાડ પેરે એ કજ્યો એટલી હદ સુધી વધી પડેલો જોઇને અંદર થરથર ધ્રુજતી હતી— કમનસીબ કજ્યો કે જે ખુદ તેના બાબમાં અને તેનાજ સંબંધમાં બરપા થયલો હતો; અને તોપણ તે કાંય નહિ હરખાય અને કાંય નહિ ખુશી થાય? તેણીને માટેના તે કમીના રાજાના એક અપમાનકારક બોલે તે ગાય જેવા જવાંનને ગુસ્સામાં નરેશેર બનાવી આપ્યો હતો. તે અત્યાર તક બધું ખમી જઇ, લઇ ચલાવીને, ગરીબ ગાય રહયો હતો, મગર હવે ધીરજ ખોહી દઇને એક વિકરાલ વાઘ બની ગયો હતો, અને તે બધું તેણીને વાસ્તેનાં તેનાં અચુક હેત અને બુલંદ રીદાગીરીની એતબ્બાર શાહદત હતી, તો વ્હાલી મરાયા કાંય નહિ હરખાય?

પેલા હાથ પર, રાજા ખરેખર ડર ખાઇ ગયો હતો એ વાત તો ખરી. તે રંગેરગ હીચકારો હતો, અને તેઓ એકલા હતા તે તકનો લાભ લઇને રખે જૉન એકાદ થબડાકથી તેનો ખુરદો કરી મેલે તે ફીકરથી તે થરથરી રહેલો હતો. એટલા માટે મૅનડોઝા આવી લાગે અને તે તેને કેદ પકડાવી શકે ત્યાં વેર તે જૉનને વધારે ખીજવવા અને પજવવા નહિ માંગતો હતો.

"તમે તમારો દરજ્જો અને ફરજ ભુલી જાવોછ, ડૉન જૉન," તેણે લગાર નરમાસથી કહયું, "તમે માહરી ગલચી દાબી દેવા માંગતા હોવો તેમ માહરાં આંગ પર ધસી આવોછ, અને હું માહરા બચાવમાં માહરાં ખંજર પર હાથ નાંખુંછ ત્યારે વળી એવડા તુચ્છકારનું હસોછ!"

"હું તો માહરી જગ્યા પરથી ભાગ્યેજ એક કદમ બી આગળ વધ્યોછ, કે જ્યારે તમો તો વંટોળ્યાની માફક પંદર કદમ પછવાડે ગબડી ગયાછ," ડૉન જૉને મોટા તિરસ્કારથી કહયું. "વળી માહરા હાથમાં તો કોઇ હથ્યાર બી નથી, અને તમે માહરા રાજા ને માહરા બાપ છેઓ એટલે હું આએ

માહરી બાજુમાં પડેલી તલવાર ઉંચકવાનું વટીક વાજબી માનતો નથી."

મરાયા સમજી ગઇ. તે આ છેલ્લું તેને સંભળાવા અને ધીરજ મનાવાજ પોતાનો કોલ યાદ કરીને ખાસ કેહતો અને બોલતો હતો એમ તે પરીસુરત નાજનીન તુરત જાણી ગઇ, અને જે દમામદાર નાંખતી સાથે તે વ્હાલો પહેલવાન કામ લેતો હતો તે વ્હાલ અને વખાણનાં એક આહા વગર પોતાનાં મનથી તે વાજબી ઠરાવી શકી નહિ.

"અહિં આપણે આએ માહરા ઓરડાનાં એકાંતમાં રાજા અને પ્રજા તરીકે નહિ, પણ હવે ભાઇ ભાઇઓ તરીકેજ છીએ," ડૉન જૉને હજી દમામથીજ કહયું. "મેં માહરા રાજા તરીકે ઘણા અદબ અને ઘણાં માન સાથે તમારી સાથે વરતવા ચાહયું, પણ તે માહરી પવિત્ર મરજીનો ભંગ તમે-પોતે આગળ રહીને કીધેલો છે. એટલે હવે માહરા એક સરખેસરખા કે વડા ભાઇ તરીકે તમોને જે ઘટે તેથી જ્યાદા માન આપવા હું ઠરાવથી સાફ ના કેહુંછ."

અને કેહવાની જરૂર નથી કે રાજાની આંખમાં એ બધી હીણપરતી અને હડધુતનો તુચ્છકાર સાંભળતાં જે એક જાતની પીળી રોશણી પ્રકાશતી નજરે આવતી હતી તે તેનાં સીનામાં ઉભાતા કીનાનીજ ઉંઘાડી ચુગલી કરતી હતી!

"આજે તમે હદ કરોછ, ડૉન જૉન," રાજાએ કહયું; "લોકોની તમારે વાસ્તેની ફીદાગીરીમાં, મને લાગેછ કે, તમો ઘટે તે કરતાં જ્યાદા મુસ્તાક અને મગજના ફેરાવન થઇ ગયાછ. હું જોઉંછ કે હું ઘણીજ નરમીથી તમારી સાથે કામ લેઉંછ, અને તેનો તમે ઘણો લાભ લેઓછ. તમે જે માહરી સાંમે આજે અત્રે તરતર જબાન ચલાવીને બધું બોલી ગયાછ તેનું અરધું બી બીજા કોઇ રાજાની સમક્ષ જો કોઇ બોલવાની સરકશી કરે તો બીજી સહવારનો સુરજ ઉગતો જોવાને તે કદી જીવતો રહી શકે નહિ, પણ હું તમોને માફ કરૂંછ અને તે એકજ સરતે."

'અને તે સરત?"

"કે તમારી તકશીરનું ગેરવાજબીપણું પુરવાર કરી શકો."

"તે તમારા જેવા એક બેદાદ ને ગેરઇનસાફી રાજા સાંમે કરવાની મને પરવાહ નથી."

"ત્યારે તમારી પર ફીતુરનો આરોપ ખુલ્લો લાગુ પડશેજ," રાજાએ પાછી ધીરજ ખોઇ દેતાં કહયું, "અને તમારી સાથે ફીતુરની સામેલગીરી

માટે એવી એક કમીનીને તાબડતોબ કેદ પકડવામાં આવશે—"

"કોણ?"

"મરાયા મૅન્ડોઝા."

અને એટલુજ બસ હતું! ડૉન જૉનનો ગુસ્સો તેને હવે મુતલગ વશ રહી શકયો નહિ. તેણે તાબડતોબ બાજુમાંની ટેબલ પરથી તલવાર ઉપાડી લીધી, અને એક ઝટકે તે તેની મ્યાનનાં દરમ્યાનમાંથી વીજળીનો ચમકારો કરતી બાહેર પડીઃ પણ વળી, પાછું અને પાછું, તેને વહાલી મરાયાને આપેલું વચન યાદ આવ્યું, અને તે એકાદ પળ ખંચાયો. તે તેનાં ઘચુ પચુપણાંનો હીચકારા ફીલીપે તાબડતોબ લાભ લીધો. આંખના એકજ પળ કારામાં, તે હવે ડૉન જૉન, તેની હીલચાલનો મર્મ પામી જઈ, ખરી વાતનો ખ્યાલ વટીક કરી શકે તે આગમચ તો, તેણે જહાંને પોતાનું ધારદાર સુનેરી ખંજર તેની જવાંન છાતીમાં ચલાવી દીધું!

એ બધું ફકત એકજ પળમાં બની ગયું. રાજા પોતે પોતાની સલા મતીને માટે એટલો બીહાયેલો હતો કે તે ગોયા મગજથી એમગજ બની ગયો હતો, અને ડૉન જૉન એવા એક હીચકારા હુમલા માટે એટલો બે ખબર અને વગર તૈયારીમાં હતો કે રાજા તેનાં આંગ પર ધસી જવાના આંચકા સમેત તેના હાથમાંની તલવાર છટકીને કમબાગ્યે એક મોટા ખણ ખણાત સાથે ઉંચે ઉડેલી દુર જઇ પડી!

તે જખમ ખરેખર ઘણો કારી હતો, અને એકજ સેકંડ તે જોરાવર જોદ્ધાએ લોહીલુવાંન જમીન પર પડીને થોડીક તાંણખેંચ કરી, અને જરા વારમાં સઘળું સમી અને આખર થઈ ગયુ!

રાજા એ પછી તે પેહેલવાંનની લાશ પર ધાસ્તીનાં ધ્રુજરાં સમેત વાંકો વળ્યો. તેણે તે લોહી તરસ્તું, લોહી ગગરતું, ખંજર તેની છાતી માંથી ખેંચી કાહડ્યું, કે જ્યારે સોય જેવી એક ઝીણી ધારનો લોહીનો ફુવારો તે જોરેમંદ જોદ્ધાની જવાંન છાતીમાંથી વેહતો થયો.

સઘળું એ દરમ્યાન ત્યાં સ્મશાંન જેવું શાંત અને ચુપચાપ થઇ ગયું. કોઇ હોહાતોફી, કોઈ બોલાચાલી, કોઇ તાણખેંચનો સ્વર તે એકાંત ઓરડામાં હવે સંભળાતો ન હતો, અને હોય તોપણ તે સાંભળનારૂં ત્યાં કોઇ હતું નહીં. મરાયા પણ નહિ. તે ગરીબ બાપડી તો, હોહાતોફી વધી પડી ને પડી, ગુંઠણબરડગે બેસી ગઇ હતી. તે ચીસ પાડી કે મોટેથી રડી દેવા માંગતી હતી. તે બાહેર થઇ જવા ચાહતી હતી. તે જાંણતી હતી કે

ડૉન જૉન હવે રોકાએલો રોકાવાનો નથી, અને જેવું એક બદન જમીન પર જોરશથી ટપકાવાનો તેને કાને સાદ આવ્યો કે તેણે જાણ્યું કે સઘળું રંધાઇ ચુક્યું હતું, અને તે કમીનો રાજા ડૉન જૉનના ક્ષણીત ગુસ્સાનો ભોગ થઇ ડૉન જૉનના હાથ પર માર્યો ગયો હતો.

પણ ડૉન જૉન પછીથી તેને મળવા ધસી આવતો કેમ ન હતો! તે પોતે બોલવા અને પોકારવા ચાહતી હતી, પણ અફસોસ કે જબાનના લકવાથી હોય તેમ તે પોતાની વાચા એકદમ અને સરબસર ખોઇ બેઠી. વળી તેણે યાદ કર્યું કે ડૉન જૉન તો બીનહથયાર હતો, અને ત્યારે એમ કાંય નહિ હોય કે ડૉન જૉનનેજ તે કમીના રાજાએ ઠાર માર્યો હોય? તેણીએ પોતાનું ગમીથી ઘુમતું માથું જોરશથી બે હાથે દાબ્યું. તેણીને લાગ્યું કે યા તો તે ઘેલી થઇ જતી હતી, અથવા તો જાનથી ગુજર પાંમતી હતી.

એ દરમ્યાનમાં, તે કમનસીબ બાળાને લાગ્યું કે, મોહત વધારે ભલે આવ્યું અને સુખકારક હતું. જો જૉન મરી ગયો હોય તો તેનું જીવવુંજ માહલ અને બેફાયદા હતું. તે ત્યાંજ મરે અને લોકો તેના દીલેર વહલાની ગોદમાંજ તે વાહલીને કબરવાસ કરે એથી જ્યાદા ચાહવા જોગ તેણીને માટે બીજું હતુંજ શું! તે તરતજ મરીને સદા તેની જોડમાં અને ગોદમાં સુવા ચાહતી હતી.

પણ મોહત આવ્યું નહિ. માંગેલુ મોહત મલે છેજ કોણને! અને તેવામાં, તેણે તેના બાપને તે ઓરડામાં (તેનાં પગલાં ઉપરથી) પાછો ફરતો સાંભળ્યો, કે જ્યારે તે આવીને જે કાંઇ બોલ્યો તે બોલોએ તેણીને જ્યાદા હોશફરામોશ બનાવી મેળી, કેમકે તેનો વાહલો જૉન આ જહાનથી સદાનો ઉડી ગયો હતો એ વાતની તેને માહીતી અને ખાત્રી મળી, એટલુંજ નહિ પણ કાંઇ નવી હેબનાવનારી અને ચોંકાવનારી બાતમી વધીક તે મેળવવા પાંમી! ફીલીપ તે લાશ ઉપર વાંકો વળેલો થર થર ધ્રુજતો ઉભેલો હતો તેવામાં બારણું જોરશથી ઉઘડ્યું, અને મૅન્ડોઝા અંદર આવ્યો.

તે પથ્થર થઇ ગયો. તેણે જે જોયું તેથી તેની અક્કલ ગુમ થઇ ગઇ, અને રાજાએ પોતાનો જોખમ બેવડા પ્રમાણમાં ત્યારે એક તડાકે પીછાણ્યો. તેણે જોયું કે કોઇએ નહી ને મૅન્ડોઝાએ તે ખુંન જોઇ લીધું હતું, અને તે ઘરેડો સિપાહ ખરો મામલો પાંમી ગયો હતો, જે ખરેખર ઘણું જોખમ ભરેલું હતું.

# પ્રકરણ ૩૧.

---

રાજાનો ગુસ્સો એ દરમ્યાનમાં તમામ સમી ગયો હતો, અને ફીકર અને પસ્તાવાની લાગણીઓ એવડાં જોશથી તેનાં દીલમાં પ્રગટી નિકળી હતી. તે જાંણતો હતો કે પ્રજા ડૉન જૉનનું ખુન થયલું જાણતાંજ લખ્ખોની સંખ્યામાં ઉસ્કેરાઇ જશે, અને લોકોની ખફગી સાંમે તેનું પોતાનું જીવતું બીલકુલ દુશવાર થઇ પડનાર હતું!

મગર ઘરડો મૅનડોઝા એ તેની ફીકરો પાંમી ગયો. તે તરત બારણું પાછું ચપટ બંધ કરીને આગળ આવ્યો, અને ગુઠણમરડયે પડીને જૅનની છાતી પર તેણે પોતાનો કાન મેલ્યો; પણ નહિ. તે જવાંનનાં જોશમાં ધપકતાં આશાવંત હૈયાંના સઘળા ધપકારાં આખર થઇ ચુકયા હતા. તે, તેથી, ગમગીન અદાઓથી ઉઠયો, અને ગંભીરાઇથી તેણે રાજા સાંમે ડોકુ ધુણાવ્યું. તે પછી તેણે કાંઇ બી બોલ્યા વગર રાજાના ધ્રુજતા હાથમાંથી તે લોહી ટપકતું ખંજર લીધું, અને પોતાના પટામાંથી રૂમાલ કાઢીને તે વડે તે ઘસી ઘસીને તેણે સફા નુછી નાખ્યું—એટલે સુધી કે તે ઉપર લોહીનો એક બી નીશાન કે ખુંનનો ચુગલીખોર એક બી દાઘ રહેવા પાંમ્યો નહિ.

રાજા એ બધો વખત કાંઇજ બોલ્યો નહિ. તે અજાયબીમાં મૅન-ડોઝાની એ બધી વર્તણુંક ટીકતો ઉભો. તે ડોસો શું કેહવા ને શું કરવા માંગતો હતો? તેને સમજ પડયું નહિ.

મૅનડોઝાએ એ પછી તે સુનેરી ખંજર ઉપર કેહવા મુજબ સફા નુછીને પાછું રાજાને સપુદ કર્યું એટલે તેણે કશું બી બોલ્યા વગર તે તરત પોતાના પટામાં ખોસી દીધું. એ પછીજ તે ઘરડો સીપેહસાલાર બોલ્યો, અને સખ્ત હેરતમાં ડુબી જતા કાનો સાથે ત્યારે દુઃખી દેમાગની મનોહર મરાયાએ પોતાના બાપને તે રાજાને આ મુજબ કેહતો સાંભળ્યો:—

"નામવર," તે બોલ્યો, "માહરીથી ગુસ્સાના આવેશમાં આએ ખુંન થઇ ગયુંછ, અને હું તમો નામદારને શરણે આઉંછ."

રાજા ફીકકુ હસ્યો. તે તરત સમજી ગયો કે વફાદાર મૅનડોઝા ખરો રાજભકત હોવાને લીધે પોતાના રાજા અને માલીકને લોકોની ખફગીમાંથી

બચાવવાને વાસ્તે આ ખુંન પોતાની ખુશીથી પોતાને શીર લઇ લેવા ચાહતો હતો ! તે તેજ પ્રકૃતીનો ખરો દેશભકત અને રાજભકત આસામી હતો. તે જાંણુતો હતો કે એ ખુંનના બદલામાં આખી ઉશ્કેરાયલી પ્રજાને શાંત કરવાને ખાતર તેને સુલીએ ચઢાવાનો હુકમ આપ્યા વગર રાજાને ચાલવાનુંજ નથી, અને તેમ છતાં, પોતાના નાલાયક રાજા પર પોતાનો ધરડો જાન સદકે કરી તે વફાદાર બુઢ્ઢો સુખ અને સંતોષથી મરવા ખરાં દીલની હજારો ખુશી સાથે મનમાં એક લેહજામાં મુસ્તકીમ ઠરાવ કરીને તૈયાર થઇ ગયો હતો !

લોક ખરી વાતનો ભેદ શું જાંણુવાનું હતું ? રાજાએજ ડૉન જૉનને ચાર માર્યો હતો એમ જાણનારૂં અને જાહેર કરનારૂં મૅનડોઝા સિવાય બીજું ત્યાં હતુંજ કોણુ? અને તે તો સાંમો આ ખુંનનો અપરાધ પોતાને માથે વ્હોરી લેવા તૈયાર હતો !

તેણે પુખ્ત વિચાર કરીનેજ એ ઠરાવ કર્યો હતો. જો કોઇ ખુંન કરીને નહાસી ગયો અને તે ખુંની પકડાઇ શકતો નથી એવો તે બંને શોહોર કરે તો તે જુહાંણું—તેણે જોયું કે—ઉશ્કેરાયલાં લોકો સાંમે મુતલગ ચાલવાનું નથી. આખી દરબાર બલ્કે આખું સ્પેન જાણતું હતું કે રાજા પોતાના એ સાવકા ભાઇની જશવંત કિરતીથી જળી જઇને અદેખો થયો હતો. તેજ રાત્રે દરબારમાં લોકોએ મોટા ઉત્સાહ સાથે તે જવાંન જોદ્ધાની જય પોકારી ત્યારે રાજાનો ચેહરો અદેખાઇથી કાળો ઠણુક મારી ગયલો હજારો આંખોએ જોયો હતો. રાજકિય ડીનરની વખતે, વળી, પેલાં મોજાં બાબે બાઇ ભાઇઓ વચ્ચે લગભગ કજ્યાની હદ સુધીની ટપાટપી થઇ પડી હતી તે વાત વટીક એક કાનથી બીજે કાન આખી દરબારમાં ફેલાઇ ગઇ હતી. એટલા માટે ખુંનની વાત જાહેર થતાં લોકો રાજા પરજ એ ખુંનનો સુબેહ લઇ જાય કે તે તેણે પોતેજ કીધું અથવા કરાવ્યું એ કેવળ બનવા જોગ હતું; કે જ્યારે, બીજા હાથપર, મૅનડોઝા પોતે એ ખુંનનો આરોપ જો પોતાને સર લીએ તો લોકો એકકે બોલે તેનો ખરી વાત તરીકે સ્વિકાર કરે એમ હતું. તે ધરડો ડૉન જૉનના દરજ્જાના અંતરને લીધે તે એ શાદીમાં નાશાદી અને બરબાદીજ માત્ર સમજતો હતો, અને તેથી ડૉન જૉનનો તે બાતેનમાં હરહરતો શત્રુ હતો એમ એક અવાજી લોકમત-સંભલ'તું રહયું હતું. એટલા માટે પોતાની દીકરીની ઇજ્જતની રક્ષા કરવા તે ધરડા બાપે ક્ષણિત ઘેલચ્છા વચ્ચે તે મોહન શુરવીરને છુપો ઘા કરી મારી નાંખ્યો હોય એમાં અસંભવીત કશું એ ન હતું, અને એ બધી ગણુત્રીઓ કરીને

જ્યારે તે વફાદાર ડોસાએ ખુન પોતાને માથે લીધું ત્યારે રાજા ફીલીપ તેના એ હૃદયનાના ભક્તિભાવથી છક થઇ ગયો; પણ પોતે સલામત છટકી અને બચી જવાની આ નહીં ધારેલી હાથ આવેલી તક લબ્ધે કરી જવાની લાલચ તે જરા એ રોકી શકયો નહિ. તેણે બી એજ બધાં અનુમાનો ને ગણત્રી પોતાના મનમાં એક તડાકે કરી લીધાં, કે જે ફકત એક પળનુંજ કામ હતું. તે એવી એક ક્રુર જાતની એકલપેટાઇનો સરદાર હતો કે પોતાનો જાન બચાવી શકવા તેને જો પોતાની આખી સલતનતના જાનનો ભોગ આપવો અને લેવો પડે તો તેમ તે હજારો ખુશીથી અને એક બી આનાકાની વગર કરવાને કબુલ થઇ જાય!

તેણે, તેથી, તે લાશ તરફ અને ઘરડા મૅનડોઝા તરફ પાછું અને પાછું એકાદ પળ જોયું, અને પછી ધીમે સાદે બોલ્યો, "એ બી ઠીક છે."

મૅનડોઝા હેસાંનથી નમ્યો. રાજાએ દમામદાર દબદબાથી તેની એ પવિત્ર ઇચ્છા અને માંગણીનો સ્વિકાર કર્યો તે તેને ઘણુંજ ગમ્યું. તેણે પછી રાજા ફીલીપનો જમીન ઉપર પડેલો ઓવરકોટ લઇને અદબથી તેને પાછો ઓઢાડયો, અને તે પછી બેઉ બારણાં તરફ ચાલ્યા, કે જ્યારે ચાલતાં ચાલતાં પણ તેઓએ ધીમે સાદે થોડીક જાસ્તી વાત કરી લીધી:—

"તમો નામદાર દરબાર હૉલમાં જેમ બને તેમ જલદી પાછા સીધારો," તે સીપેહસાલારે માંગી લીધું. "અને ખુંનની વાત અચબુચી અને અચાનક તમારી કને રજુ થઇ શકે તેમ દરબારીઓ સાથે વાતચીત અને રમત ગમતમાં ભેળાઇ જજો."

"અને ખુંનની ખબર કોણ લાવશે?" રાજાએ જાણે તદન દમ વગરની વાત ચાલતી હોય તેમ અજબ જેવી બેદરકારીભરી શાંતીથી પુછયું.

"હું પોતેજ લાવશ, નામદાર," મૅનડોઝાએ નમનતાઇથી જવાબ કર્યો; "હું જાંણે એ ખુંન કરીને તે જાહેર કરતો પોતેજ જાહેર થઇને તમારી કને શરણે આવશ."

"મગર લોકો તુંને ત્યાં ચીરી નાંખશે એમ માનવાને જરાબી સંદેહ કરતો નથી, મૅનડોઝા," રાજાએ હવેજ જરા ચીંતાથી કહયું; "અને મને લાગેછ કે હું તુંને તે વખતે મુતલગ બચાવી શકવાનો નથી."

"આપ બેફીકર રેહો." મૅનડોઝાએ હીંમત આપી; "હું માહરા રાજાને બચાવા ખાતર મરૂં એના જેવું સુખકારક મોહત માહરા જેવા એક ઘરડા માણસ માટે બીજું શું થઇ શકે?"

"તે મને નથી ગમતું," રાજાએ જરા કરાજીથી કહ્યું. "લોકો તુંને મારી નાંખે અથવા તુંને મારી નાંખવાનો મને હુકમ આપવો પડે તે વાતને હું એકમત થઇ શકતો નથી. એ કરતાં તો તેંજ એ ખુંન કર્યું છે એવી કોઇ બાતમી પાછળ છોડીને તું કેડે ગુપચુપ ન્હાસી જાય તો કેમ ?"

"તેમાં ફાવત કમતીજ થશે, નામદાર," મૅન્ડોઝાએ સમજાવ્યું; "તેથી તો લોકો એમજ વહેમ ખાઇ જશે કે તમે પોતેજ એ ખુંન માહરી પાસે કરાવીને મને ચુપકીથીં ન્હાસાડી મુકયો, અને ત્યારે લોકોની આપનામદાર સાંમેની ઉસ્કેરણીઓનો શુમાર રેહેશે નહિ."

"એ બી વાત ખરી છે," રાજાએ કપાળ પર ચીંતાનો ચોસ્લો ચઢાવીને કહ્યુ; "તું ખરો બાહદુર, ખરો વફાદાર, માહરો નોકર છે. તુંને એવાં હીણપસ્તીનાં મોહતે મરવું સજાવાર નથી અને તેથી તું બેફીકર રેહજે, હું તુંને બચાવી લેવા માહરૂં બનતું કરશ."

"તે કાંઇ બનવાનુંજ નથી," મૅનડોઝાએ મજબુતીથી કહ્યું; "આપ નામદાર જોશો કે મને બચાવી લેવાનું આપના તાબેમાં રહેશેજ નહિ; અને હવે વખત ખોહવો બેવકુફી છે. આપ સીધારો રાજ મહેલમાં, અને બાકીનું બધું મને સોંપો."

તે પછી રાજા આગળ આગળ ચાલ્યો. તેણે પોતાના મોટા ઓવરકોટમાં પોતાનું આખું બદન અને મોંહ વટીક છુપાવી લીધું હતું, અને મૅનડોઝા તેની રાહબરીમાં થોડુંક સુધી આગળ વધીને જલદીજ પાછળ પડી ગયો, કે જ્યારે રાજા એકલો કોઇનું બી ધ્યાન ખેંચ્યા વગર પોતાના છુપા દાદરેથી મેહેલમાં દાખલ થઇ ગયો.

તેણે એ પછી પોતાના ઓરડાનાં એકાંતમાં જઇને પોતાનો કલોક કાઢી નાંખ્યો, અને બાજુમાંની મોટી વેનીસ્યન આરસીમાં ટોકાવ્યું, કે જ્યારે તે પુરતો સંતોષ પાંમ્યો. કાંઇ બી અસાધારણ બન્યુંજ નહિ હોય, અને તેને હાથ જે કરપીણ કર્તવ્ય થયું હતું તેવું કશું થયુંજ ન હોય તેટલો બધો તે શાંત હતો !

તેણે ફકત નવેસરથી બાલ સફા કર્યા અને પોતાનો પોષાક ઠીક કરી લીધો—એવી રીતે કે કોઇ તેને જુએ તો તેને સ્વપનો વટીક ન થઇ શકે કે આ માણસ હમણાંજ કરોડોનો પ્યારો એવો એક બે કીંમતી જાન લેવાની દેહસ્તનાક ગજબનાક સીતમગરી કરીને પાછો ફરયો હતો !

તે પોતે પોતાની અજબ શકિત માટે મગરૂર થયો. પોતે આવુ ભયંકાર કરમ કરેલું છતાં કશું બન્યુંજ નહિ હોય તેમ તે ખુશાલ દેખાતો

અને રહી શકતો હતો તે માટે તે પોતે મનથી અજબ થયો. વળી તેની હાલની ખુશાલી ખરી અને ખરાં દીલની ન હતી એમ પણ નહિ હતું. તેનો એક જોરાવર હરીફ—જોરેમંદ ડૉન જૉન—કે જેની દરરોજ વધતી આવતી શકિત અને લોકપ્રિયતા માટે તે સખ્ત હાયસોસારા વચ્ચે ધ્રુજી ધ્રપકી રહયો હતો તેનો તેણે પોતેજ કાંટો કાઢી નાંખ્યો હતો, અને તેથી તે હરીફ સદા સુધીનો તેના રસ્તામાંથી દુર થઇ ગયો હતો!

## પ્રકરણ ૩૨.

પેલા હાથપર લાયબ્રેરી-રૂમમાં કેદ પડેલી સુંદર મરાયા કાંઇ બધું બરાબર સમજી શકી નહિ. તે ફકત એટલુંજ જાણી ને સમજી શકી કે તેનો વાહલો જૉન કરપીણ શત્રુઓની દગાબાજીનો ભોગ થઇને ગુજર પાંમ્યો હતો, અને તેટલુંજ તેને બેહોશ કરી મેળવા બસ હતું.

અને, તોપણ, તે પુરતી ખબરદાર હતી. હદપાર ધાસ્તી બાજે વખત હોશફરામોશ કરી મેજે છે. અથવા બીહીધેલાંઓનો હોશ જ્યાદા સચેત કરીને તેમને દીવાનાંજ કરી મેજે એટલી હદ સુધી સતજાગ્રત રાખી શકે છે; અને મરાયા બેહોશ બલ્કે ગુંચેલી જેવી છતાં, એજ મુજબ, હાલમાં પુરતી સચેત હતી!

તેણે તે બને કરપીણોને અંતે ઓરડામાંથી બાહર જતા સાંભળ્યા, અને તે પછી તેણી તરત એક દીવાન્યનભરયાં જોશ સમેત, ફસડાઇ પડેલી, પોતાની બેઠકમાંથી પાછી ચમકી ઉઠી.

ઓ, તે દીવાનીજ થઇ ગઇ હતી! તે જાણતી હતી કે તેનો જૉન માર્યો ગયો હતો, અને તોપણ તે વાતની સચ્ચાઇ માટે પોતાની ખાત્રી કરવા તે એક ઝનુની વાઘણનાં જોસ સમેત ઉછળી ઉઠી હતી. તેણીએ બારણાં પર, તેથી, બધાં પોતાનાં જોર સમેત નખાવી દીધું. વાહલાં વાંચનારાંઓ યાદ કરશે કે રાજા અને મૅન-ડોઝાના જોરાવર ઉપરાસાપરી હુમલાઓથી તે બારણું તેની કળમાંથી ધ્રુજી રહેલું વધતું ઓછું અળગું થઇ રહેલુંજ હતું. તે તેજ વખતે ઉઘડી નહિ ગયું તે ફકત એક મોજેજો હતો, અને તેથી મરાયાની જોરાવર તાણખેચ

તે અળગી થઇ રહેલી બારણાંની કળ હવે તામોશ કરી શકે તેથી જ્યાદા પુરવાર થયું, ને તે બારણું બીજી થોડીક પળો બાદ એક મોટા કડાકા સમેત ઉઘડી ગયું.

તે ઉંબરમાં આવી ઉભી. તે વખતે તે સીધો પતલો આકાર તેના સુફેદ પોષાક ને વેરવાર છુટા બાલો સાથે એક મનોહરતા નહિ પણ મોહત શોધતી અને મોહત માંગતી એક ખુંનખાર મુરતીજ દેખાતો હતો. તેના દાંત પીસેલા હતા, હોઠ બીડેલા હતા અને હવામાં લંબાવેલા તાઇટ હાથોની મુઠ્ઠી ચપટ વાલી દીધેલી હતી. એ, તે બ્યાંન નહિ કરી શકાય એવાં અસહય—અણહદ દુઃખનીજ એક પ્યારી પ્રતીમા હતી. તેનો ચેહરો લોહી તમામ ઉડી ગયું હોય તેમ સંગેમરમરના પથ્થરથી બી બદતર ફીકો થઇ ગયો હતો, અને તેના ડોલ્લા તેની આંખોમાં થંભ થઇ ગયા હતા.

તેણીએ ટીકી ટીકીને જોયું. તે વાહલા મરનારની જમણી છાતી તરફ એક જખમ હતો, અને તેણીએ જોયું કે તે બાજુનો ભાગ લોહીથી લપટાયલો હતો.

તે ઓરડો રોશણીઓમાં ઝગઝગી રહયો હતો. રાજાની આમદનાં સન્માનમાં ડૅાન જૅાને રોશણીઓથી તે ખાસ આરાસ્તા બનાવ્યો હતો, અને તે રોશણીઓના ઝગઝગાન વચ્ચે ભોંય ઉપર પડેલી તે લાશ ઉપર ટીકતી તે મનોહર બાળાને જોવાનું કેવળ ભયભીત અને ત્રાસજનક હતું.

તેણીએ ટીકી ટીકીને જોયું, અને તે એક તડાકે સઘળો બામલો તેની નજરમાં આવી ગયો. તેના પગ તળેની જમીન ફાટતે તો તેથી બી તે એ વખતે જરા એ ચોંકતે નહિ એવી તેણીની અગાધ દુઃખી અવદશા હતી. તે જાંણતી હતી કે ડૅાન જૅાનનાં હયાતીની આખેરી સાથે તેની પોતાની જવાંન અને આશાવંત જીંદગીનો પણ સદા સુખીનો છેડો આવી ગયો હતો!

તે ટીકતી ઉભી. ત્યાં ટીકી ટીકીનેજ તે મરવા માંગતી હોય, અને તેમ કરતાંજ તેના હૃદયની ગતી બંધ થઇ જવાની હોય—તેનીજ તે દુઆ કરતી હોય-તેમ તે ટીકતી અને જોતી ઉભી.

પણ એકાએક, એક અણદીઠ જુસ્સો તેની છાતીમાં અચબુચ ઉભરી આવ્યો, અને બીજીજ પળે, તે ધસીને ડૅાન જૅાનની લાશ પર ગબરડા ખાઇ પડી.

કોઇ એ દરમ્યાનમાં તે તરફ આવ્યું નહિ. કોઇના આવવાનો ભયજ ન હતો, કેમજે ડાન જૉને રાજાની મુલાકાતને મસે, તેટલુંજ વળી ખુદ મરાયાની સલામતીને ખાતર નોકર નફરોનાં લગભગ આખા મોટા રસાલાને તે રાતભર રૂખસદ આપી દીધી હતી. અને તેથી જ્યાં તક ડૉન જૉન તે તરફ રહેલા ખાસ ખીદમતગારોને પુકારે નહિ, અથવા તો તેનાં થયલાં ખુંનનો ભેદ અજવાળાંમાં આવે નહિ ત્યાં તુલક કોંઇ તે તરફ અવવાનો સંભવ કશોજ ન હતો.

અને સંભવ હોતેતો પણ મરાયા આ વખતે તેની શી દરકાર કરતે? તેને મન દુન્યા દુબી ગઇ હતી. તેનું ગમે તે થાય તેની તેણીને હવે જરા બી પરવાહ હતી નહિ; અને ખરેખર તો તે બાએના વિચારો કે ભય તેને થયાજ નહિ.

આંસુઓનો સુકાઇ ગયલો ઝરો હવે એવામાં ખોદાની દયાથી એકદમ અને જોશભેર વહેતો થયો, અને તે ફાટી જતી છાતી અને આંધળી બની જતી આંખો વચ્ચેથી આંસુઓનો એક આખો દરયાવ રડી. તેનું કાલજુ કોરાઇ જતું હતું. તેનું દીલ કપાઇને કટકા થઇ જતું હતું. તેનો દમ ગુંગલાઇ જતો હતોઃ અને તેવામાં બેહોશી ખોદાના આશીરવાદ રૂપે તેનાપર આલેમ આવી ગઈ.

મગર એમ તે કયાં સુધી પડી તે તેણે જાણ્યું નહિ. તે ફકત હોશમાં આવી ત્યારે તે કોઇ જોરાવર બાથમાં હતી, અને તેને કોઇ ઉંચકીને બાહેર લઇ જતું હતું, જેથી તેણીએ તે હાથોમાંથી બચવા તાણખેંચ કરવા ચાહયું, પણ ફોકટ. તે તદન નબલી પડી જઇને એક બચ્ચાં જેવી બેતાકાત બની ગઇ હતી. તે આકાર, એટલા માટે, તેને આસાનીથી ઉંચકીને બાહેરની ખુલ્લી અગાસીમાં લઇ ગયો, અને ત્યાં એક પથ્થરના બાંક પર સુવાડી, કે જ્યારે તાજી હવાએ તે બાળાના ગરમ થયલાં મસ્તકને પ્યારથી પંખો કીધો.

પણ નહિ; બીજ પળે તો તે પાછી ચમકી ઉઠી. "મને જવા દેઓ, મને મરવા દેઓ," તેણીએ ચીસ પાડીને માંગી લેતાં પોકાર્યું; "માહરા વાલાપર મને માહરો તુચ્છ જાન સદકે કરવા દેઓ!"—અને તે દીવાની જેવી ડૉન જૉનના ઓરડા ભણી પાછી દોડવા જતી હતી, કે જ્યારે કોઇએ તેને પાછી પકડી લીધી ને રોકી.

"આઇ એમ કરવામાં હવે શું હાંસલ થનાર છે?" તે ખુંધો મશ્કરો, કેમજે તેને અત્રે એ રીતે ઉંચકી લાવનાર કોઇજ નહિ પણ પેલો ખુંધો

ઍડોનીસ હતો તે—ખરાં દીલની દીલસોજીથી બોલ્યો. 'હવે જરાવારમાં લાશવાળા ઓરડામાં લોકોનો ધસારો થશે, અને તેની લોથ પર તમને પડેલાં જોતાં તમારી પવિત્ર ઇજ્જતની નાહકની બરબાદી થઈ જશે."

"માહરી ઇજ્જત?"—અને ગરીબ મરાયા એક સરબસર દીવાનીનીજ અદાથી ચીસ પાડીને મોટે સાદે હસી પડી; "માહરી ઇજ્જતની હવે મને શાંની પરવાહ અને પાસબાની કરવાની હોય? મને જવા દેઓ–ઓ મને જવા દેઓ!"

પણ તે ખુંધાએ પોતાની મજબુત બાથમાં તે ગરીબ દીવાનીને પાછી પકડી ને દાબી રાખી. તે પોતે નાબલાં કદનો એક ખુંધો આસામી હતો, પણ બદનમાં પુરતો મજબુત અને જોરાવર હતો. તે અલબત. સઘળું જાણતો હતો. મરાયાની મોહબત, ડૉન જોનની તેણીને માટેની ફીદાગીરી અને મૅનડોઝાની તેને લગતી કતરાજી, એ સઘળાંમાં તેને માટે નવુંજ કાંઈ ન હતું. તેથીજ ડૉન જૉન મોરીસ્કો લોકોને સર કરી કતલેહમંદ પાછો ફરયો ત્યારે મૅનડોઝાના ગુસ્સાપર—આપણે યાદ કરશું કે—તેણે હસી દીધું હતું; અને તેથી આ સંજોગોમાં તેને એ અભાગણી છોકરીની ઘણીજ દયા લાગની હતી.

"તમારાથી નહી જવાશે," ઍગનીસે પાછું કહયું,ને તે હાલમાં પુરતો ગંભીર હતો. "હું તમારા કરતાં વધારે જોરાવર છેઉં, અને હું તમોને હાલમાં તે લાશવાળા ઓરડામ જવા દઇ શકવાનો નથી."

અને, ખરેખર, તેની જોરાવર બાથમાં તાણખેંચ કરતાં જલદીજ કમજોરી સુંદર મરાયા પર પાછી ગાલેબ આવી, જેથી માહત થયલી તે સંગેમરમરના બાંક પર દીવાલ તરફ મોહું કરીને તે લાચાર, લાઇલાજ, સુન્ન ગઇ, અને તેની આંખોમાંથી આંસુની ધારા વહેતી પાછી ચાલુ થઇ.

તે ભલો ખુંધો એ જોઇ રાજી થયો. આંસુ એ છાતીમાં ઉભરાતાં દુ:ખના જુસ્સાઓને નરમ કરી આપનાર એક અમૃતનો ઝરો છે, અને જ્યારે કે દુ:ખની ગાંફેલીમાં મગજ ખીસી જતું હોય એટલું ગરમ થાયછ, અને પેટ અને છાતીમાં સરબસર દુ:ખનાજ ભડકાના સોલા સળગેછ ત્યારે, એ આંસુજ રીહાઈ અને રાહત મેળવી આપનાર ખુદાની બક્ષેલી એક ખાસ દયા છે

તે તેણીના કને ચોકી કરતો ખરાં દીલની દીલસોજી સાથે ઉભો. તે વાટ જોઈ ઉભો હતો. તેણીનાં એ હાલનાં અસહય દુ:ખનો જુસ્સો આંખ

રસ્તે આંસુ રૂપે નીકળીને જરા નરમ થાય તો તે તેણીને સમજાવી પટાવીને પોતાની સાથે કેયે લઇ જવા ચાહતો હતો. તે તેણીને પશ્ચિમ ભણીની અગાસીમાં ઉંચકી ગયો હતો, કે જ્યાંથી ડૉન જૉનનાં ખુંનવાલો ઓરડો સારાં નસીએ દુર હતો.

તેને તો આ બધા બેમનાવની કશીજ ખબર ન હતી. તે તો સહેજ ડૉન જૉનને મળવા અને ખબર લેવાજ એ તરફ આવ્યો હતો. રાજા ડૉન જૉનને મળવા આવનાર હતો તે તેને ખબર હતું, કેમકે રાજાની મોલાકાતનો ડૉન જૉન જોગો પેગામ લાવનાર પેગામચી—આપણે યાદ કરશું કે–તેજ હતો. તેણે રાજાને, તેથી, દરબાર હૉલમાં જ્યારે એકલોજ પાછો ફરેલો જોયો ત્યારે તે સમો સંભાળીને એ તરફ ડૉન જૉનને મળવા સટકી આવ્યો, કેમકે પેલાં મોજાંવાલાં કાગળના સંબંધમાં રાજાએ પોતાના ભાઇને શું કહયું ને શું કર્યું તે જાણવા તે અતીઘણો તલપાપડ, ખંતી અને આતુર હતો. રાજાએ તેને મોજાંમાં તે કાગળ વીંટાળીને ડૉન જૉનને પાસ કરતાં જોયો હતો એમ તે બેતકરાર માનતો હતો, અને તેથી રાજાની ખફગી તેના પર ઉતરે અને તે તેને સતાવે કે સજા કરે તે આંગમચ રાતોવહી તે ત્યાંથી પોબારા ગણી જવાની ગણત્રીમાં હતો. ડૉન જૉન માયાળુ હતો, અને તે મામલો એટલો બારીક ને ગંભીર હોય તો તેને કહયા ને ચેતવ્યા વના રેહનાર નથી એમ તે ખરાં જીગરથી માનતો હતો.

અને તેણે ડૉન જૉનને ત્યાં આવીને શું જોયું? તેણે જે જોયું તેથી તે દીગમુઢ થઇ ગયો. તેણે ડૉન જૉનને જમીન પર મુવેલો પડેલો જોયો, અને માહેતમ કરતી મરાયાને તેની લોથ પર બેહોશ પડેલી દીઠી.

તે ગભરાઇ ગયો. તેને પેહલ્લો જુસ્સો તો એજ થયો કે ત્યાંથી જીવ લઇને ન્હાસી જવુ, કેમકે ડૉન જૉનને મુવેલો જોતાંજ તેણે માની લીધું કે મામલો ખરેખર બાલ જેવો બારીક હદ સુધીનો ગંભીર અને ખુંનખાર થઇ પડયો હતો; પણ તેને મરાયાની પાક ઇજ્જતનો દયાથી ખ્યાલ થયો. તેણે જોયું કે લોથ પર પડેલી મરાયાને લોકો જોશે તો રાતોવહી તે જોદ્ધાને તેનાં મકાનમાં એકલી મળવા આવેલી જોઇને ગલીચમાંગલીચ ગુલબાનની હજારો તર્ક તેઓ કરવા પડી જશે, અને તેથી ધર્માર્થે તે તેણીનો બચાવ કરવા તેની વ્હારે ગયો હતો.

મરાયા હજી તે દીવાલ ભણી મોંહ કરીને રડતીજ પડેલી હતી. તેની છાતી ઉપરાસાપરી ડચકાંઓમાં ઉંચકાઇ જતી હતી. ફક્ત એક ડચકું ખતમ થઇને બીજું પાછું ઉભરી આવે તેટલાં ભાગે તે બાપડીને દમ

ખાવાનો વખત મળતો, અને તે જોતાં તે મસ્કેરાનો જીવ જળી ગયો. તેણે તે પથ્થરની પાળ પર પડેલું મનોહર માથું ઉંચકીને પોતાના ખોળામાં લેવા ચાહયું, પણ અદબને ખાતર તે તેમ કરતાં રોકાયો અને ખેંચાયો. મરાયા રાણીની ખાસ સાહેલીઓમાંની એક હતી, અને તેણીનો દરજ્જો આળા હતો. તે ખરેખર તો તેણીના બદનના કોઇ બી ભાગને કોઇ બી વખત એક આંગળી વટીક લગાડી નહિ શકે એમ હતું, અને, તે છતાં, હમણાં દશ મીનીટ આગમચ તેણે તે માહબુબને પોતાની જોરાવર બાથ અને ગોદમાં પકડી રાખી હતી તેજ બસ હતું. હાલમાં તેણીનું માથું પોતાના ખોળામાં લેવાને તે, ગમે એવી મરજી થવા છતાં, હીંમત કરી શકયો નહિ.

"હવે ઉઠોછ, બાંનુ ?" તેણે થોડેક વારે તેને જરા શાંત થયલી જોઇને નરમાસથી પુછયું.

"તમો મને કાંહાં લઈ જશો?" તેણીએ ફાટેલે ડોલે પુછયું, અને તરત વધાર્યું, "ઓ મને ત્યાંજ લઇ જાઓ! દયાને ખાતર—ખોદાને ખાતર મને તેની પાસેજ રેહવા દેઓ?"

"ત્યાં નહિ," તે ખુંધાએ ઠરાવથી કહયું; "હું તમોને તમારા બાપના હવાલામાં સલામત સોંપી આવશ."

મરાયા—તે તેણીને રોકી શકે તે આગમચ—ચીસ પાડીને ચમકી ઉઠી.

"માહરા બાપ પાસે?" તેણીએ ગુસ્સાથી કહયું; "કદી બી નહિ. મારો હાથ છોડી દેઓ. હું હવે આએ જીંદગીમાં માહરા બાપનું મોહું જોવા રાજી નથી, ને જો તમે મને જબરીથી લઈ જવા ચાહશો તો હું તમોને જાનથી મારી નાખી પોતે બી મરી જવશ."—અને તે એક ઝનુંની વાઘ ણુનીજ પેઠે વળી પાછી ઉશ્કેરાયલી દેખાતી હતી.

તે ખુંધાએ, તેથી, તેની મરજી પ્રમાણે વર્તવા તરત કબુલાત આપી. તે એમ કાંય કરતી હતી અને ખુદ પોતાના બાપનેજ મળવા કાંય ના કહેતી હતી તે કાંઇ તે સમજી શકયો નહિ, પણ તેણે તેણીનો જુસ્સો જોયો, અને ત્યારે તેણીની મરજી સાચવવા તે કશી બી ઓંહોંસ કર્યા વના એકદમ એકમત થયો.

"ત્યારે હું તમોને કયાં લઇ જાઉં?" તેણે ચીંતાથી પુછયું; "માહરૂં માનો, બાઇ, કે તમારૂં અત્રે થોબવું સલામતી ભર્યું નથી."

પણ તે એમ બોલતો હતો તે દરમ્યાનમાં કોઇએ ઘણા શોકતુર પણ મીઠા હલકે મરાયાનું નામ પોકાર્યું, અને બીજીજ પળે બાજુમાંનો એકદાદર ચઢી આવીને આંધળી આઇનેઝ તે અગાસી પર દોડી આવી.

"ઓ મરાયા, માહરી વાહલી બેહન, તું અહીં છે કે?" તેણે દુઃખથી પોકાર્યું, અને તરત જોસભર રડી દેતાં પુછ્યું, "ઓ, શું એ વાત ખરી છે? શું ખરેખર આપણો જૅાન મરી ગયોછ?"

મરાયા એના જવાબમાં તે ખુંધાનો હાથ છટકાવીને ચીસ પાડતી આઇનેઝ તરફ ધસી ગઇ, અને કશું ંબી બોલ્યા વગર તેણીને પેટમાં ચાંપી દઇ છાતી ફાટી જાય તેમ પાછી તેની ખાંધ પર માથું નાખી બેઅખ્ત્યાર રડી,

---

# પ્રકરણ ૩૩.

—:૦:—

તે મોટા દમામદાર અને આરાસ્તા દરબાર હૅાલમાં દરબારને લગતાં નામાંકીત આસામીઓ મોટી સંખ્યામાં પાછાં ભેગાં મળ્યાં હતાં, અને ડાન્સ શરૂ થઇ ચુક્યો હતો. એ વખતે સ્પેનનો ડાન્સ આખા યુરોપમાં આળા સમજાતો હતો. હૅાલના મધ્ય ભાગના મોટા મેહરાબ હેઠળ મખમલના પરડાઓથી શીંગારેલા એક ઉંચા પ્લૅટફૅાર્મ પર એક ખાસ ઑારકેસ્ટ્રા વાગતે હતો.

સઘળાં જાણતાં હતાં કે રાજા રાણી એ ડાન્સમાં તે રાત્રે હાજર થનાર ન હતાં, અને તેથી જે ગંભીરતા સચવાવી ઘટે તે ન સચવાતાં તે મોટો મેળાવડો લગાર જ્યાદા ખુશીમાં હતો. પરીણામમાં, મ્યુઝીકથી ધમધમી રહેલા અને મ્યુઝીકના નાદ પર વાગતાં પગલાંના અવાજથી ગાજીવાજી રહેલા તે મોટા હૅાલમાં અવારનવાર છોકરીઓના હસવાના નાજુકાત ભરેલા મીઠા સરોદો પણ કાને આવતા. એમ છતાં, દરબારી ડાન્સ હોવાથી તે એક દમામદાર અને પુરતો ગંભીર મેળાવડો હતો. બાંનુઓ સીલ્ક અને સેટીનમાં સજ્જ થયલી હતી, અને ગ્રહસ્થો પણ ઉંચામાંઉંચા પોષાકો પેહરી આવેલા તેઓને બગલમાં લઇને, જોતાં આંખને ચીતરી આવે તે ફીસમે, ચકકર ચકકર ગુમાવા, ફેરવતા અને નચાવતા હતા. અલબત બાંનુઓનો

ચ્હેરો તેમુના હીરા મોતીના ઝગઝગાત અને બરફ જેવી અરધી ઉઘાડી છાતીના દમદમાત સાથે વધારે જોવાજોગ હતો.

પેલી ડૉના ઍના નાચતી ન હતી. તે તો તરતનીજ બૉલ-રૂમમાં દાખલ થઇ હતી, અને ત્યાં જમા થયલી તે સંખ્યાને ધારી ધારીને જોતી હતી. તે એ મેળાવડામાં મરાયાને શોધતી હતી. મરાયાએ આજ રાત્રે તેણીને જબરી હાથતાલી આપી હતી, અને તે અરધે રસ્તેથી તેણીને બેવકુફ બનાવીને છટકી ગઇ હતી, તેનો તેને ગુસ્સો ભારી હતો.

મરાયા એટલી જલ્દી તૈયાર થઇને બૉલ રૂમમાં આવી શકે એ તે ઝાઝું માની શકતી ન હતી. તે છતાં, પોતાનાં મનના સંતોષને ખાતર તે તેને અત્રે જોતી અને શોધતી હતી, કેમકે આજના જેવી તેને આજ સુધી કોઇએ પણ એમ ઉજબખ બનાવી ન હતી. તેણીને કશું સમજજ પડી શકયું નહિ. ડૉન જૉન વટીક તે ડૅન્સના મેલાવડામાં નજરે આવતો ન હતો, અને ત્યારે દીસ્તુંજ હતું કે તે બંને કેયે બી સાથે હોવાં જોઇએ?

રાજા તે રાત્રે ડૉન જૉનને તેનાં મુકામ પર મળવા જનાર હતો, મગર કાંઈ માઠો બનાવ બનવા પાંમે તે ફીકરથી, પેલી મોજાંની ખટપટનો ખ્યાલ હૈડે રાખીને, ઍનટોન્યો પીરાઝ રાજાને તે રાતની મીલાકાત મોકુફ રાખવા ઘણુંએક સમજાવી આવ્યો હતો, અને રાજાએ તે કબુલ પણ કીધુ હતું ખરૂં; પણ ઍનટોન્યોની પીઠ ફરી એટલે પોતાનાં વચન પર પાણી ફેરવી તરતજ તે હેમક રાજા ડૉન જૉનને મળવા ગયો હતો, અને પછી શું થયું તે આપણે વાંચી આવ્યાં.

ઍનટોન્યો, તેથી, તે વાત કેહવા હયાં તેણીને આવી મલ્યો. તેઓએ અરસપરસ પોતપોતાના સંબંધમાં બનેલી હકીકતો એકમેકને વિશ્વાસથી બ્યાન કરીને કહી.

"રાજાએ મને ખાત્રી આપી," ઍનટોન્યો કેહતો હતો, "પણ માહરી પીઠ ફરી કે પોતાનાં વચન પર તરતજ પાણી ફેરવી તે હેમક જૉનનાં મકાન પર જવા વના રહયો નહિ."

"તમે કેમ જાંણ્યું?"

"મને ચોકસ ઠેકાણેથી બાતમી મળી," ઍનટોન્યોએ જવાબ કર્યો; "કેહજે લાયબ્રેરી-રૂમનું બારણું બંધ હતું તે ઉઘડાવા એ ઘણો બજીદ થયો, ને મૅનડોઝાને તેની ચાવી શોહધી લાવવા મોકલ્યો, જે સારૂ થયું જે તેને નહિ મળી."

"કાંય વારૂ ?"

"સબબ ચાવી મળતે ને બારણું ઉઘડતે તો એ બુઢ્ઢાનો ચેહરો ચીતરી લેવા જોગજ થઈ પડતે, કેમકે તેની દીકરી મરાયાજ અંદર સંતા યલી હતી!"—અને પીરાઝ મોટેથી હસ્યો.

"કેટલા વખતની એ વાત છે?"

"કલાક એકની."

"ત્યારે તો તદ્દન બેવકુફીભરેલી એ વાત છે," ડૉના ઍનાએ પગ ઠોકીને કહ્યું; "કલાક એકની વાત પર તો મરાયા માહરી સાથેજ હતી, ત્યારે વળી ત્યાં કેમ હોય ?"

ઍનટોન્યો પીરાઝ એ સાંભળી જરા દબાયલો દેખાયો.

"ત્યારે તો કોઇ બીજી હશે," તેણે કહ્યું—અને તે વધારે મોટે સાદે હસ્યો.

"હું એ ગુલબાંન જરા બી માનતી નથી," ડૉના ઍનાએ જોશથી કહ્યું; "ડૉન જૉન એકલી મરાયા સિવાય બીજી કોઇ તરફ ધુરકીને જોવાની બી દરકાર કરે નહિ."

તે પોતે પોતાનો અનુભવ કહેતી હતી. આ પ્રપંચી અબળા પોતે પણ એક વાર ડૉન જૉનના પ્યારમાં હતી, અને જૉને ઘણા તુચ્છકાર સાથે અનેક મરતબા તેનો આ આગમચ અનાદર કરેલો હતો. એટલા માટે તે જ્યારે એમ બોલી ત્યારે પીરાઝ, કાંઇબી બોલ્યા વગર જાણે તે વાતની તેને યાદ આપવા માંગતો હોય તેમ તેનું પાકી આવે તે કીસમે હસ્યો, અને ત્યારે ડૉના ઍના ઘણી ગુસ્સે થઇ.

"ઍનટોન્યો," તેણે ગુસ્સાથી કહ્યું, "આજે મને ખીજવતો ના. આજે હું ઘણી ચીરડાયલી છેઉં!"—અને પછી તરત વધાર્યું, "જૉન પોતે કેમ નથી આવ્યો આએ તરફ ? કાંઇ બી થયલુ હોવું જોઇએ, નહિ તો ગમે એ છતાં તે આવ્યા વગર નહિ રેહતે. તમે તલાસ કરાવી નહિ શકો ?"

એજ રીતે તે આખો મેળાવડો એ બાબે અજાબ થતો હતો. તે આવવાનો હતે તો અત્યાર આગમચનો આવી ગયો હતે. સેંહેંકડો નૌજુવાંન અબળાઓની આંખ્યો તે મર્દાન્ગીભરયો મુખડો તે હૉલમાં દાખલ થયલો જોવા આતુરતા સાથે બારણાં તરફ ટીંકાયલી અને ટીંગાયલી હતી. ખરૂં કહીએ તો જે સેંહેંકડો નાજનીનો ઘણોજ ખેંચાણકારક અને દીલપઝીર

ઠઠેરા કરી આવી હતી તે એજ સુલક્ષણી જવાંનની તરફનું એક મીઠું હસવું ઝીલી શકવા માટે હતું; અને, તેથી, તે નહિ આવ્યો તે માટેની નાઉમેદી ઘણી મોટી અને ઘણા મોટા વિસ્તારમાં ફેલાયલી હતી.

મ્યુઝીક વધારે સુર પર ચઢ્યું, અને તેજ પ્રમાણે નાચનારાંઓ મોટા ઉમંગમાં આગળ વધ્યાં. એકફીવારે તે મોટા હૉલમાં નજદીક બસો જોડીઓ એકમેકને કમ્મરમાંથી પકડીને નાચતી હતી, કે જે વખતે બાનુઓનાં બાલ અને ગલાંમાંના બેકીંમતી હીરાઓ માહેલો ઝગઝગાત હૉલની તેજસ્વી રોશની સાથે ગોયા ટક્કર ઝીલી રહયો હતો! અને તેવામાં બાજુમાંનું બારણું ઉઘડયું, અને લોકો ચમકી ગયાં. સઘળાં એકમતે અને એક અવાજે એમજ સમજ્યાં કે ડૉન જૉન દાખલ થતો હતો, અને તે રાતનો એ ડાન્સ તે અજીત જોદ્ધાનાં માનમાંજ હોવાને લીધે તેને આવકાર આપવાની હર્ષીત ચીચયારીઓ લગભગ લોકોના હોઠ પર આવી, કે જ્યારે નકીબે તો મોટે ખુલ્લે અવાજે એકલા રાજાની આમદ પુકારી, અને ત્યારે તે હર્ષ, ચુપકી અને નાઉમેદીમાં, ઝટ પાછો સમી ગયો.

રાજા ફીલીપ આજ રાતના ડાન્સમાં નહિ આવવાનો હોવા છતાં આવ્યો હતો, અને તેથી લોક જરા અજાયબ થયું. તે સીધો, આસપાસ જોવાની દરકાર કર્યા વગર, બાજુમાંનાં મોટાં બારણાંમાંથી દાખલ થતાં સાથે વાંકો વાંકો ચાલીને પોતાનાં તખ્ત તરફ ગયો, અને એક વાંદરની માફક કુદકો મારીને પોતાનાં આસન પર ચઢી બેઠો.

તેની પછવાડે રસાલો કાંઇ ઝાઝો હતો નહીં. તેના રસાલામાં ફકત એક અરધી દજન ઉમરાવો તેના ભેગા આવ્યા હતા, અને તેઓએ તેમજ રાજાએ જોઇ લીધું કે ડૉન જૉનને આવકાર આપવાનો હર્ષીત ઉભરો તેના આવતો જોતાં સાથે સાંમો સમી ગયો હતો!

એમ છતાં, તેને પોતાને ખસ્યાણું લાગતું તેણે છતો થઇને જરાબી જાહેર થવા દીધું નહિ. તખ્ત પર બેઠા પછી તેણે હસ્તે ચેહરે આખા હૉલમાં ચોપાસ નજર દોડાવી-જાંણે તે બધાંની ખુશીમાંજ ખુશી માનતો હોય, અને ડૉન જૉન માટેના લોકોના ચાહમાં પોતે મગરૂરી માની લેતો હોય!

•

તેના આવ્યાથી, અલબત, થોડો વાર અદબને ખાતર ડાન્સ બંધ થઇ ગયો હતો, અને તેથી તેણે મોટે ખુલ્લે સાદે પુછ્યું, "ડાન્સ કાંય ચાલતો નથી?"

વડા પ્રધાને નમીને જવાબ કર્યો, "નામદાર, એક તુરતનોજ ખતમ થઈ ચુકયો હતો, અને બીજો શરૂ થતો હતો તે દરમ્યાનમાં આપ નામદારનું આવવું થવાથી આપનાં માનમાં જરા તે બંધ રાખવામાં આવ્યો છે."

"ઓ નહિ, નહિ, ચાલુ કરો પાછો," રાજાએ પોકારયું; "આજની રાત ખરી ખુશી ખુરમીનીજ રાત છે. નામદાર ડૉન જૉનની આજની ફતેહ ઘણી યાદગાર ફતેહ છે, વાસ્તે તેનાં માનમાં આપણે આજે રાતનો દિવસ બનાવશું, અને આખી રાત આખર થતાં સુધી ગાનતાન ને નાચરંગમાં ખુશી મનાવશું. લેઓ, હું પોતે તે વાસ્તે તખ્ત પરથી નીચે આઉંછ."—અને એ સાંભળતાંજ વડો પ્રધાન ગોમેઝ ડી સીલ્વા, ઈબોલીનો શાહજાદો, ઍન્ટોન્યો પીરાઝ આલવારેઝ ડી તોલેડો, ઇંગ્લાંડ અને ફ્રાંન્સની રાણીના એલચીઓ અને બીજા દજનેક અમીર ઉમરાવો તેના સન્માંનમાં તખ્ત પાસે ધસી ગયા, અને એટલું નીચું નમન કરયું કે તેમની કોલાહમાંનાં રંગબેરંગી પીછો જાણે જમીનપરની ઝાડુ કાઢતાં થયાં.

એ પછી ડાન્સ તરતજ પાછો જારી થયો, અને રાજા તે મેલાવડામાં ફરતો રહીને ફરતાં ફરતાંઓ સાથે હસીને વાતો કરતો હતો.

ડૉના ઍના એ વખતે બાજુમાં ઉભેલી હતી, અને રાજા તેની નજીકમાં આવતાં તેણીનો જીવ થોભ્યો નહિ.

"જેના માનમાં આજે આપણે અત્રે જમાં થયાં છીએ તે પોતેજ આજે રાત્રે ગેરહાજર છે, નામદાર," તેણીએ એ ઉપરથી સ્હેજ ધ્યાંન ખેંચતી હોય તે ઢબે કહયું.

"એમ કેમ?" રાજાએ તાજુબી અખત્યાર કરીને પુછયું; "આવવો તો જોઇએ. શું સપર પછી ડૉન જૉન અત્રે આવ્યોજ નથી—એમ?"

"હા, નામદાર; આખો મેલાવડો એ વિષે નાઉમેદ થયલો છે."

"ઘણુંજ તાજુબી ભરેલું," ફીલીપે કહયું; "એને તો વળી ડાન્સીંગનો બી ઘણો શોખ છે, ને એમ કેમ? બધીજ વાતમાં લાયક અને હુશયાર છે—નહિ?"

"હા, નામદાર," પીરોઝે ઘણાં ખરાં સાંભળે તેમ જવાબ કર્યો."

"ઘણો લાયક આસામી," ફીલીપ પાછું બોલ્યો; "બચગીથી-છેક એ નાહલો છોકરો હતો ત્યારથીજ બધાંનાં દીલ ઝીતતો આવેલો, અને તોબી જરા બી લાડઘેલો ઉધરલો નથી. મને એક એવો દીકરો હતે તો ઘણું

ગમતે, પણ હવે તો એજ માહરો દીકરો છે. માહરી પછવાડે માહરી ગાદી પર આવવા વાસ્તે એના વગર મહારૂં બીજું કોણ છે ?"

"ખોદા તે બુરો દાહડો બને એટલો દુર કરે," ઢોંગી ડૉના ઍનાએ કહયું, કે જ્યારે મનમાં તો એજ પોતાની ગણત્રીઓ પાર ઉતારીને પોતાનો બેડો પાર કરવા તે લુચ્ચી અબળા હમણાં બી તરેહવાર તર્કો કરતી ઉભી હતી!

"જીંદગીની નાપાયદારી કોણ નથી જાણતું, પ્રીનસેસ ?" રાજા ચીઓ થયો: અને પછી ખસી જઇ ચુપકીમાં બાજુ ઉભો રહીને ડાન્સ તપાસવા લાગ્યો. તેના બંને હાથ પર દરબારીઓ જેઓ નાચતા ન હતા તેઓ મેજરૂં વળીને ઉભેલા હતા, અને જાણે તેનાંજ જીવતરે જીવવા માંગતા હોય તેમ તે હસ્તો તો તેઓ બી હસ્તા, અને તેની દરેક હીલચાલે વાંકા વળી વળીને નમ્યા જતા!

રાજાની લગોલગમાં એક જોડી નાચતી હતી, જેણે તેનું અકસર ધ્યાંન રાકયું. ડાન જૉનના એક અધિકારી સાથે એક ઘણીજ ચહેરેનમુન છોકરી નાચતી હતી. તે ઉંચી અને પતલી હતી. તેના બાલ કાલા અને ચળકતા હતા, અને ગાલો મખમલ જેવા લીસા અને સુંવાળા હતા. તેના નાચની દરેક હીલચાલમાં સુંદરતા હતી, અને રાજાનું તેની પર ધ્યાંન ખેંચાયું હતું એમ તેણીને માહીતી થતાં તે ઓશકથી છેક જોવા જોગ હદ સુધી લાલ થઇ ગઈ.

અને તેવામાં તે મોટા હૉલમાં કાંઇક ગણગણાત થયો, અને રાજાને તેનાં પાપી કરમની એ સુખના સ્વપના વચ્ચે તરત પાછી યાદ થઇ, કેમકે બીજીજ પળે ઘરડો મૅન્ડોઝા, ગંભીર, ફીકકો અને દુ:ખી, લોકોને હટાવતો, રાજા આગળ આવ્યો. તે કાંઈ ખાસ કરીને કેહવા માંગતો હોય તેમ ઉભો.

રાજા ખુશી ખુરમીમાં એ હરકત આવવાથી જાણે નારાજ અને ગુસ્સે થઇ ગયો હોય એમ દેખાયો. તેણે ગુસ્સામાં હાથ ઉંચો કરી મ્યુઝીક બંધ કરાવ્યું, અને તે બંધ પડતાં તે લોકોના હાલના મોજાઓ પણ અધુરે સ્થિર થઇ ગયા, અને અજાયબીમાં રાજા અને મૅન્ડોઝા ભણી ટીકવા લાગ્યા.

બધાં ચોંકયાં. બધાં ચુપ થઈ ગયાં. એ થયું શું હતું ? એટલે અધુરે મ્યુઝીક અને ડાન્સ અટકયો કેમ? ખુશી ખુરમીના સરોદો વચ્ચે એ ખામોશીની ચુપકી પ્રગટી કયાંથી ? કાંઇ બી ઘણુંજ બુરૂં થયલું હોવાનો તાબડતોબ એકેકએકને ખટકો થયો.

"માહરા રાજા," હવે મૅન્ડોઝાએ ઘોઘારી, ઘાડા, ગંભીર અવાજે મોટેથી કહયું, "હું તમો નામદારને શરણે આવ્યો છું. ડૉન જૉન ઑફ ઑસ્ટ્રીઆને મેં મારી નાખ્યો છે, અને તે મરણ પાંમ્યો છે."

"હેં?" એ અવાજ સેંહેકડો મુખોમાંથી એકકી સમેત બાહેર પડયો, અને પછી પાછું બધું ચુપ થઇ ગયું, કેમકે જાણે તે ઘરડો દ્વારની ઝુમમાં કાંઇ બકી ગયો હોય એવુંજ બધાંને લાગ્યું.

અંતે રાજા બોલ્યો.

"આએ ઘરડો યા તો ઘેલો થઇ ગયલો લાગેછ, અથવા તો તદન છાકટો છે," તેણે કહયું; "પીરાઝ, એને ધકેલો મારીને બાહેર કઢાવી મુકો, ને આપણી ખુશી ખુરમીમાં અડચણ કરવાને વાસ્તે કાલ સહવારે આપણે એની ખબર લઇશુ."

"નહિ, નામદાર, નહિ," મૅન્ડોઝાએ વધતાં જોશથી પોકાયું. "હું ઘેલો બી નથી ને છાકટો બી નથી. હું બાપોકાર કેહુંછ કે મેં ડૉન જૉનને જાનથી માર્યોછ, ને તેમ કરીને મેં માહરૂં વેર લીધુંછ. તેની છાતીમાં જખમ થયલો છે, ને જઇને જુઓ–તેની લોથ તેના ઓરડામાં જમીન પર પડેલી છે, એટલે હવે હું માહરી ખુશીથી માહરો અપરાધ કબુલ કરતો તમારે શરણે આવ્યો છું. માહરૂં ગમે તે થાય!"

પાછી ચુપકી. કોઇ એક હરફ બી ઉચારી શકયું નહિ. તાજુબી અને ગભરાતે જાણે સર્વેના સ્વર સીવી લીધા. ફકત એક ભયંકાર ચીસ કોઇ અબળાએ પાડી, અને ત્યાર પછી "એને ચીરી નાંખો!" "એને અહિંજ મારી નાંખો!" ના પોકારોથી તે આખો હૉલ બધો ધમધમી રહયો, અને જેઓ તલવાર બાંધીને આવ્યા હતા તેઓ તે લોહી તરસ્યાં હથ્યારો વીજળીના ચમકારા મિસાલે મ્યાનમાંથી ખેંચીને તે ઘરડા સિપેહસાલાર તરફ ધસી આવ્યા!

"માહરા વફાદાર દોસ્તો, દાનાઇથી જરા થોભો," રાજાએ અત્રે પાછું પોકાર્યું, કે જ્યારે ગુસ્સાથી તે પોતે બી લાલ ભુંડ જેવો બની ગયલો દેખાતો હતો; અને ઘરડો મૅનડોઝા માથું નિચે નમાવી, અદબ વાલી, બેબાક અને નિડર, જે ગુજરે તે ખમી લેવા તમામ શાંત અને તૈયાર ઉભો હતો!

અને પુરૂષોના જુસ્સા અને ગુસ્સાનો પાર નહિ રહયો. દરેકે પોત પોતાના પટામાંથી ખંજરો ખેંચી કાઢયાં હતાં. જાણે મૅનડોઝાના હજારો

જાન હોય અને તે હજારો જાન સોહધી સોહધીને એકકેએક તેને જીવથી મારી નાંખવા ચાહતો હોય એવીજ રીતની તે જોરાવર ઉશકેરણી હતી. "મારો, બસ મારો!" "રાજાના પગ આગલજ એને રેંહસી નાંખો!" એ પોકારો ઉપરાસાપરી સંભળાયાજ જતા હતા!

તે ઘરડો, એમ છતાં, જરા એ ચોંકયો નહિ. તેણે તો માથું ઉંચકીને કે માથું ફેરવીને આસપાસ જોયું વટીક નહિ; પણ રાજાએ, જાંણે ઇનસાફની રાહે હોય તેમ, તેની ને લોકોના જુસ્સાની વચ્ચે ઝોંકાવીને તેને બચાવની ઓથ આપી.

"તમો શું ફાંસીગર છેઓ?" તેણે ગુસ્સાથી પોકાર્યું; "તમે શું જલ્લાદો અથવા કસાઇઓ છેઓ? મને ઇનસાફ કરવા દેઓ; મને ઇનસાફ આપવા દેઓ!"

પણ નહિ. "અહિંજ મારો"ને "હમણાંજ મારો"ના પોકારો હજી એ જારીજ રહયા, અને અંતે રાજાએ ઇસારો આપવાથી બાહરનાં તમામ ચોકીદાર લશકરને અંદર બોલાવવું પડયું. જોતાં જોતાંમાં મામલો એવો ને એટલી હદ સુધીનો ગંભીર થઇ પડયો હતો કે જો મૅનડોઝાને બચાવવા રાજા બજીદજ થાય તો લોકો તેનેજ ત્યાં ઠાર મારે, અને તેથી તે તદન ચંથરી ગયો હતો!

## પ્રકરણ ૩૪.

લોક ત્યાર કેડે માહા મુસ્કીલીથી શાંત થયું. રાજાએ તેમને ઘણાજ પવિત્ર કસમોથી ખાત્રી આપી કે એ કરપીણ ખુંનના સંબંધમાં પોતે ખાનગીમાં જોઇતી જુસ્તેજો કરી લઇને એ બધી વાતની સચ્ચાઇની ખાત્રી થતાં તે ઘરડા મૅનડોંઝાના કટકાખુકલા કરાવી નાંખશે, અને પછી ઉશ્કેરાયલાં લોકોના ધસારા ને ગુસ્સાથી બચવા તે પોતે લસ્કરી પાહરા હેઠળ ચોટ્ટા બીલાડાની માફક મેહેલમાં ભરાઇ ગયો.

તેણે, એમ છતાં, રાતોરાતજ પોતાના વાહલા ભાઇનાં ખુંનની પોતે જાતે તેહકીક કરવાનું માથે લીધું હતું, અને મૅનડોઝાને પોતાના મસલતવા ઍનટોન્યો પીરાઝની દેખદેખ હેઠળ પોતાના ખાનગી ઓરડામાં બોલાવી

લીધો હતો, જ્યાં તેણે તેની તપાસ ચાલુ કરી, કે જ્યારે પીરાઝને રાજના નવીશ્તા તરીકે સઘળી જુબાંની લખી લેવાનું કામ સપુર્દ કરવામાં આવ્યું.

એ રીતે જેનાં સન્માનમાં એ મોટો સ્ટેટ બૉલ આપવામાં આવ્યો હતો તેજ માહ વિરનાં નહિ ધારેલાં મોહતનાં માહેતમ વચ્ચે તે મોટો દબદબા ભરેલો મેળાવડો જલ્દીજ ગમમાં ગીરફતાર થયો, અને જ્યારે સર્વે એ રીતે ગમખ્વારીની શાંતતા વચ્ચે અફાદફા થયાં ત્યારે રાજાને મૅનડોઝાની તપાસનો ઢોંગ ભર્યો ફાર્સ ચલાવતો તેના ઓરડામાં એકલો છોડીને આપણે મરાયા ને આઇનેઝ જે ડૉન જૉનના મેહેલની અગાસી પર નહિ ધારેલાં એકઠાં મળ્યાં હતાં તેમનીજ થોડીક પાછી ખબર લઇશું.

આઇનેઝ ડૉન જૉનનાં ઘર આગળ મરાયાની ખબર લેવા આવેલી પોતાના બાપને જોઇને ડર ખાધેલી જીવ લઇને ન્હાઠી હતી તે વ્હાલાં વાંચનારાઓ યાદ કરશે. તે આંધળીએ તે રાત્રે કમાલ કરી. તેની આંખનું રત્ન નહિ છતાં તેનાં ચતુર ભેજાંનાં પરીણામમાં તે દેખતી આંખે કામ લઇ શકતી હોય એટલું બધું તે બજાવી શકી ! તે એ તરફથી ન્હાઠેલી રાજમેહલ તરફ દોડી ગઇ, અને બીજે કયાં જવું તે નહિ સુઝવાથી તે ખુદ રાજ-મેહેલમાં ઘુસી ગઇ.

તે પોતાના પોષાકની હાલહવાલીને લીધે, એમ છતાં, બૉલ-રૂમમાં દાખલ થઇ શકી નહિ. તે પાછલી મેરજ ગઇ, અને ત્યાંથી આગલા વખતની મુરીશ બાંનુઓ દરબારના મેળાવડા જ્યાંથી ભરાઇને જોઇ શકતી હતી તે જગ્યામાં પોતે જઇને છુપાઇ ગઇ. તેણીની મકસદ એમ કલાક બે કલાક એ બાજુએ ગબડાવી દઇને વાહલી મરાયાને મળવા પાછી ડૉન જૉનના મેહેલ તરફ જવાની હતી.

અને તેને તે અત્રે આવીને છુપાવા પાંમી તે પાછળથી ખરેખર ઘણું ગમ્યું. તે અત્રે છુપાયલી સલાંમત હતી એટલુંજ નહિ, પણ વળી તેણીને તે ડાન્સની ગમતમાં છુપીને સામેલ થવાનું પણ એથી બની આવ્યું. ગરીબ બિચારી તે-પોતાની ભરાવાની જગ્યાએથી નિચેના હૉલનો ભવ્ય મેળાવડો આંખોનાં એમુલાં રત્નોની ગેરહાજરીમાં તે કશો જોઇજ શકતી ન હતી, પણ તે લીસી જમીન ઉપરનાં નાચનારાંઓનાં પગલાંના અવાજો અને બેન્ડના શરોદો ચાલુ તેને કાને આવતા રહેતા હતા, અને તેટલુંજ તેને માટે બસ હતું. તેને તો જ્યાં ત્યાંથી એક કલાક ગબડાવી નાખવાનો હતો, અને આવી ગમત વચ્ચે તે એમ કરી શકતી હતી તે બી તેણીને ઘણું ગણીમત લાગ્યું.

અને તેવામાં તેણીએ અચરુચ સાંભળ્યું કે અજબ જેવી રીતે ડાન્સ અધુરે બંધ પડયો, અને તેનો બાપ તેવામાં કાંઇ એકરાર કરતો તે મોટા દબદબા ભરેલા મેળાવડા સામે રજુ થયો: અને તે એકરાર બી કેવો? એકરાર કે જે સાંભળતાં તેણીનાં બદનમાં ફરતું લોહી બીલકુલ બંધાઇને થંબ થઇ ગયું. તેણીએ પોતાના જેફ પીતાને એકરાર કરતાં સાંભળ્યો કે તે તેણીની વહાલી બેહનના ભવિષના ભરથાર દીલેર જૉનને જાનથી મારી નાખીને હાલમાં એ તરફ આવ્યો હતો!!

એ સાંભળતાં અસહ્ય દુ:ખની એક ચીસ વટીક તેણીનાં મુખમાંથી બેઅટકાવ નિકળી પડી; કે જે બાબે આપણે છેલ્લાં પ્રકરણમાં વાંચ્યું છે; અને પછીથી, ધીરજ તામોશ નહિ કરી શકવાને લીધે, એ વાતમાં કેટલું વજુદ અને સચ્ચાઇ હતી તેની તેહકીક કરવા ડૉન જૉનના મેહલ તરફ પોતે દોડી, કે જ્યારે ત્યાં આવતાં સાથે અગાસી પર તે અનાયસે મરાયા સાથેજ એકડી થઇ ગઇ તે આપણે આગળ જોઈ આવ્યાં.

મરાયા, એ વાતમાં કેટલી સચ્ચાઇ હતી તે બાબે પોતાની બેહેને પુછેલા સવાલના જવાબમાં, તે વાહલી આંધળી બેહનનાં ખભાં પર માથું નાંખીને આંસુઓનો એક મસમોટો દરયાવ રડી, કે જ્યારે આઇનેઝે, તે કેમ એ ખુંનની વાત જાંણવા પાંમી તે બધું, એ પોતાની બેહનને ઉપર મુજબ બ્યાંન કરીને કહયું.

"હું સ્ટેટ-બૉલવાલા હૉલને લગતી મુરીશ ગેલરીમાં ભરાયલી હતી તેટલાં પપા ત્યાં આવ્યા," આઇનેઝે રડતાં કહયું; "હું તરત તેવણનો અવાજ પીછાણીને તેવણે જાહેર કરેલા એકરારનો બોલબોલ સાંભળી શકી, અને જેવું મેં જાંણ્યું કે તેવણે ડૉન જૉનનો જાન લીધો હતો તેવીજ હું હવેરી બાવરી જેવી અફલાતી ઝીંકાતી આએ તરફ દોડી આવી. માહરી છાતીમાંનાં ધુજરાં એવડાં એટલા વાસ્તે વધી ગીયાં કે મને લાગ્યું કે એવણે તુંને બી સાથે મારી નાંખેલી હોવી જોઇએ!"

"ઓ, હું અભાગણીને વાસ્તે તેવું સુખ કાંહથી હોય? તેની ગોદમાં હું મરીને સુખી થયલી અત્યારે સુતી હોતે તો માહરા જેવી નસીબદાર બીજી કોણ કહેવાતે?" મરાયાએ એના જવાબમાં રડીને કકલાત કરયો.

"અને ત્યારે માહરૂં શું થતે તેનો તો જરા તું દયાથી ખ્યાલ કર?" આઇનેઝે એવડાં જોશથી રડીને ફરયાદની ઢબે પોકાર્યું; "હું આંધળી એકલી એકલી તાહરા વગર કાહાં અથડાતે અને કેમ અફલાતે ઝીંકાતે?"

મરાયાએ તેને હૈયાંસરસી પેટમાં ચાંપી. તેણીએ જોયું કે આઇનેઝનો પરચારો વાજબી હતો. અને તે પોતાની એ બેહનની એકલવાઇ હાલત અને નમાયાંપણાંનો ખ્યાલ થતાં પોતાનાં દુઃખનો ગમ પણ કેટલીક હદ સુધી ભુલી ગઇ.

"અને ત્યારે શું પપાએ પોતેજ દરબાર આગળ આવીને કબુલ કીધું કે તેવણે એ ખુંન કીધું ?" બંને બેહેનો એ પછી શાંત થતાં મરાયાએ ગમખ્વારી વચ્ચેથી ઘણી અજબ થતાં પુછ્યું; "અને ત્યાર પછી શું થયું ? પછી શું પપાને કેદ પકડવાનો રાજાએ હુકમ આપ્યો કે ?"

"એ વાત જાહેર થતાં ત્યાં ઘોંઘ્યારૂંજ એટલું થઇ ગીયું કે કોઇનો કાંને પડયો બોલ બી સંભળાય નહિ," આઇનેઝે સમજાવ્યું. "માહરીથી બી મોટેથી ચીસ પરઇ ગેઇ અને તેથી હું પોતેજ પછીથી એટલી બીહીધી કે, આગલ શું થાયછ તે જોવા જરા બી ત્યાં થોભ્યા વગર, ત્યાંથી જીવ લઇને ન્હાઠી, અને મને તાહરા જોખમનો ખ્યાલ થતાં હું જાંણે ઉડીને અહીં આએ તરફ દોડી આવી:]"

"અફસોસ કે ત્યારે હવે આપણે આપણા પપાને ઘેર પાછા ફરેલા કદી જોવાનાં નથી," મરાયાએ દુઃખનાં એક ડચકાં વચ્ચેથી કહયું; "હવે જો કદી એવણને સહવારે ફાંસી દઇને મારી નાખવામાં આવે તો તે આગમચજ ઘડીચપકો મલવાનું ને જોવાનું થશે !"

"આઇનેઝ, એ સાંભળતાં, દીલ તુટી જાય તે રવેસે રડી. અને તે બંને કમનસીબ બેહેનોએ પોતાના હીણભાગ્ય બાપની એ બુરી ફેજના કકલાતમાં સાથે આંસુ ભેળ્યાં. અલબત, મરાયા આઇનેઝ કરતાં વધારે ડાહી અને વધતી માહીર તેમજ અનુભવી હતી. તેનાં દીલમાં હજી જરા દગદગો હતો કે એ ખુંન તેના બાપે નહીં કરયું હોય ને રાજાએજ કરયું હોય, પણ જ્યારે ખુદ રાજા સમક્ષ હાજર થઇ તે ઘરડા બાપે પોતે એ અપરાધ કબુલ કરયો હતો, ત્યારે તે પોતાને પુછવા લાગી કે હવે સત્યાનાશ વળી જવામાં બાકીજ શું હોય? હવે તેણીને (મરાયાને) એમજ લાગતું હતું કે રાજા જોડેની મરનાર જૉનની જે ટપાટપી તેણીએ પોતાના સંતાવાના ઓરડામાંથી સાંભળી લીધી હતી તેજ હરોલમાં તેણીનો બાપ ત્યાં આવી લાગેલો હોવો જોઇએ, ને જૉનને ધીરજ ખોહી દઇ રાજા ઉપર હુમલો કરવા જતો કહાળી જોઇને મૅનડોઝાએજ તેને એ કાસમે ઠાર મારયો હશે.

ગમે તે હોય, પણ મૅનડોઝાએ એ ખુંનના બદલામાં હવે પોતે મરવું હતું એ તો નિસ્ચય નકકી હતું. તેને બચવાને માર્ગજ ન હતો! રાજા

તેને નહીં મારે તો પ્રજા પણ તેને જીવવા કે જંપવા દે એ બનવુંજ મોહાલ હતું, અને અત્યારમાં પુરતી મરી રહેલી મરાયા માટે એ એક જાણે નવું ને વધારાનું મોહત હતું! તેનો બાપ તેને ઓછી નીતીની માંને ને એવા ગલીચ ધખારા વચ્ચે તેના વાહલાને જાનથી મારીને પોતે પણ પોતાના જાનથી હાથ ધોઇ બેસે એથી જ્યાદા દુખકારક બીજું શું થઈ શકે? જૉનને મારવાના ધરડા મૅનડોઝાના સબબનાં બાતેનમાં—તેણીએ જોયું કે- એ અને એજ ભેદ હતો, અને સદ હજાર અફસોસથી તેણીનું જીગર વીંધાઇ ગયું કે તે હેમક બાપ તેનાપર એટલો આછો વિશ્વાસ લાવ્યો ને તેણીની નીતીને માટે એટલું ઓછું મત ધરાવી શક્યો હતો!

અને એ અફસોસ ખરો હતો. બચ્ચાંઓને નીતીમાન બનવા માટે માબાપોએ પોતેજ તેમને માટે સારૂં માનવું ને તેમને સારી રાહે પ્રેરવું જરૂરનું છે. બચ્ચાંને જુલ્માત ને જાપતામાં રાખવાથી તેમની નીતી સચવાય છે, અથવા તેમનો અવિશ્વાસ કરવાથી તેઓ સીધે રસ્તે દોરવાય છે, એ અનુમાનો કેવળ ભુલ ભરેલાં છે. છોકરાં સારાંમાઠાં ઉધરવાનું ખાસ કરીને ઘરની તાલીમ ને તેમને રાખવા ને સમાલવાના પ્રકાર પરજ આધાર ધરાવે છે, અને મરાયા જેવી પાકજાદ માહબુબ માટે ધરડો મનડોઝા એટલી હદ સુધી અવિશ્વાસુ થયો એ બબજા અફસોસકારક હતું. એ તો ડૉન જૉન હતો, પણ જો રાજાને માટે પણ ધરડા મૅનડોઝાને એજ પ્રકારની પોતાની બેટીના સંબંધમાં શંકા થઇ હોત તો, તે ડોસો પોતે આટલો દેશ-ભકત ને રાજભકત છતાં, રાજાને વટીક બેબાક મારી નાંખતે એમ માનવાને મધુરી મરાયા સંદેહ કરતી ન હતી. તે તેજ ઝનુની પ્રકારનો ને સાચીજ રાહોની પીછાંણ પર મરનારો એક શુધ્ધો લડવૈયો હતો!

---

## પ્રકરણ ૩૫.

---

પણ દુખ એજ અને એટલુંજ ક્યાં હતું? તેનો બાપ એકલોજ તે બાવફાને બેવફા માનતો ને પુકારતો હતો એમ ક્યાં હતું? તેણે ભર દરબારમાં કરેલા એકરારથી આખું સ્પેન હવે તે પાકજાદ પ્રિયાની બુલંદ દરજ્જા ઇજ્જત માટે જલદીજ હલકું વિચારતું થશે, તેની અત્યારે તેને એકદમ

અતી ગંભીર ફીકર અરપા થઇ. જો બાપ પોતેજ પોતાનાં પાકજાદ બચ્ચાંની નીતીનો નહીં ઘટતો હુર્યો ઉતારે, તો આલમ તે ગલીચીમાં એકત્ર થઇ જાય તેમાં અજાયબી શી હોય? જૉન પોતે જીવતો હોત તો જુદી વાત હતી. તેનાં તરફની એક દીલેર ખાત્રી —તેનો એકજ સુખન તે વાહલીની પાક ઇજ્જતની પાસબાંની માટે લોકો વચ્ચે બસ થઇ પડતે; પણ તે તો હંમેશગીમાં ઉંઘવા ગયો હતો, ને ત્યારે કોણ આ અનાથ બાળાની ઓથે બચાવમાં ખડું થઇને ખડું રહી શકે એમ હતું?

પણ હવે તેણીને લોકમતની પરવાહજ શી હોય? તેણીએ જીવવુંજ ન હતું તો લોકમતની ગણના તેણીએ કાંય કરવી જોઇએ? ખરૂં દુખ માત્ર તેણીને તેના બાપનુંજ હતું. તેના બાપે તેણીને કુકર્મી ને જારીણી જાણી તે ખ્યાલ પર તે ગરીબ બુઢાને કેવું, જીવતું દોજખ અનુંભવવા જેવું દારૂણ દુખ થયું હશે તે ખ્યાલ કરતાં, તે નિર્દોષ નિષ્કલંક મધુરી સરબસર થથરી ગઇ. અરે, તે ઘરડા બાપે ખરાં દીલથી માન્યું હશે કે તે આંધળી આઇનેઝની સોબત સારૂ પણ કેવળ નાલાયક હતી, ને તે કાંઇ જેવો તેવો સંતાપ લેખાય? તેણીએ તે દુખપ્રહારથી દબાઇ જઇને પોતાનું ગમીથી દુખતું માંથુ નીચે નમાવ્યું. એ બધા ખ્યાલો તે એક ઘડીમાં છેક વિજળીને વેગે તે સકુમારી સુંદરીનાં મનમાંથી પસાર થયા, ને તેણીએ તે દરમ્યાંન તન અને મનનું જે અસહય દુખ ઉઠાવ્યું તેનું પ્રમાણ તેણીના ખુદા સિવાય બીજા કોઇએ જાણ્યુ નહીં!

તે બને બેહેનો—સીફ્ત નાઉમેદી ને નાસબરપણાંનું એક હુબહુ ચીત્ર—હાથમાં હાથ મેળવી, એકમેકમાં સંધ્યારો સોહોધતી હોય તેમ, એકમેકની છેક લગોલગમાં દબાઇને તે બાજુંમાંની પથ્થરની પાળ પર બેઠેલી હતી. તેઓ પેલા ખુંધા ઍડોનીસની હાજરી વટીક ભુલી ગઇ હતી, કે જે મશ્કેરાએ છેલ્લા અર્ધો કલાકમાં અભાગણી બરાયાની એક માવીતર જેવીજ રાહબરી ને પાસબાની કરી હતી, ને જે તે બને બેહેનોને એકઠી મળેલી જોઇ તેમને તેમનાં અરસપરસ દુખ રડવા દેવા ને છાતીને ખુલાસો આપવા દેવાની ભલી મકસદથી હાલમાં અળગો થઇ પોતે પાસેના ઓરડામાં દાનાઇ સાથે ચાલતો થયો હતો.

"વાહલી બેહેન, તું તે વખતે ત્યાં હતી કે?" જરા વારે આઇનેઝે દબાયલે હાલે પુછયું.

"એ ખુંન થયું ત્યારે?"

"હા."

"હું તો ત્યારે પાસેના રૂમમાં કેદ પડેલી હતી," મરાયાએ સમજાવ્યું; "હું કશુંજ જોઇ શકી નહીં, પણ મને ફક્ત મોટે સાહાદે થતી વાતચીત સંભલાતી હતી. એવણ થપકાઇને જોરથી જમીન પર પડયા તે પડવાનો સાદ વટીક મેં સાંભળ્યો હતો."–અને આઇનેઝ એ સાંભળતાં વધતી હબતી જાઇને તે બેહેનનાં પાસાંમાં જાસ્તી દબાઇ ગઇ.

"અને ત્યારે પપાને બચાવી લેવા જેવું શું આપણે કંઇજ કરી નથી શકવાનાં?" જરા વારે વળી પાછું એક વિચાર થતાં આઇનેઝેજ પુછ્યુ.

"આપણા જીવો આપીને બી એવણની જૈફ જીંદગી બચાવી શકાતી હોય તો હું માહરી જીંદગી આપી દેવા તૈયાર છેઉં," મરાયાએ ખરાં દીલનાં જોશથી કહયું; "ગરીબ બિચારા! આવી ઉમ્મરે એવણની એ નામોશી ને ફેજતો ખ્યાલ થતાં માહરો જીવ જીમાઇ જાયછ. માહરે વાસ્તે વગર કારણે એવું બુરૂં માનીને નાહક અમસ્થા દુખી ને બદનામ થયા!"—અને મરાયા વળી પાછી ખીન્નખીન્ન દુખી થઇને ઝારઝાર રડી.

આઇનેઝે તેને તે વખતે પેટમાં ચાંપી ચાંપીને દીલાસો આપ્યો. તે મરાયા કરતાં હાલમાં લગાર વિશેષ શાંત થયલી જણાતી હતી. ઘણું રડયા પછી તેની છાતી તુરતવેલા માટે પુરતો ખુલાસો પાંમી ચુકી હતી.

"કંઇ બી કરવુંજ જોઇએ," તેણીએ તેથી જરા વારે વળી પાછું અરધું મોટે અરધું મનસે કહયું, અને પછી તરત વધારયું, "આપણે એમ કરયે તો કેમ, મરાયા, કે આપણે દરબારમાં જઇને જાહીર કરયે કે અમે બેઉ ત્યાં હાજર હતાં, ને એ ખુંન અમારા બાપે કીધુંજ નથી?"

"ત્યારે બીજુ કોણ કરે?"

"રા—રાજાએ," આઇનેઝે અચકી અચકીને સુચવ્યું, ને મરાયાએ તે ખ્યાલ થતાં જોશથી બખાળ્યું, "રાજાએજ!"

"પણ એમ રાજા પર ઘોળવ્યે તે કેમ ચાલે?" આઇનેઝ વળી બીહી જઇને બીજી પળે પાછી પોતેજ હીમત હારી જતાં કહયું; "તે તો કોઇ માનેજ નહીં ને તે કેહવાનું તો ચાલેજ નહીં. આપણે તેથી એમજ કહીએ કે કોઇ ત્રીજો બી ત્યાં હતો કે જેણે મરનારને મારયા, ને તે ખુંનીને અમો ઓળખતાં નથી!"

પણ આઇનેઝ પોતાનાં પવિત્ર દીલની અકસર સાદાઇ ને ભોળાઇ વચ્ચે એ બધો પટપટારો જ્યારે કરી જતી હતી ત્યારે મરાયા એકદમ કાંઇ

ઘણા ગંભીર ઘોરમાં ઉતરી ગઇ હતી, અને તે ખરેખર તો આઇનેઝને સાંભળતી પણ ન હતી. તે એ બધો શો વિચાર ચલાવી રહી હતી?

"માહરી વાહલી બેહેન, એમાં તાહરૂં કંઇજ કામ નથી," એ રીતે ખાનગીમાં (મનમાં) કંઇ વિચાર કરી આવંદા મજબુતીથી એક ઠરાવ પર આવી જતાં તે વડી બેહેન કાંઇક દ્રઢતા સાથે બોલી; "તેં માહરામાં એ વિચાર ઉભો કીધો પછી હવે હું બી માંનુછ કે આપુને આપણા જૈફ પીતાનો અપરાધ હાલ જેટલો જબુન દેખાયછ તેવો નહીં દેખાય તેમ કામ લેવા જોગું કંઇ બી કરવુંજ જોઇએ, ને તે હું એકલીજ કરશ. હું તુંને પકકી ઉમીદ આપી શકતી નથી, પણ બનવા જોગ છે કે કદાપી તેવણ તેથી હજી બી બચી જઇ શકે. અલબત, તે માહરા બાબમાં બુરૂં—ઘણુંજ બુરૂં થશે, પણ હું તો માહરી જીંદગીથીજ ધરઇ ભરઇ ગેઇછ તો હવે માહરે તેમાં ખોહવાનું શું છે?"

"પણ તું શું કેહવા ને કરવા માંગેછ, વાહલી બેહેન, તે હું કશુંજ સમજી શકતી નથી." આઇનેઝે ઉદાસીથી કહયું.

"ને હાલ હું તને તે માહરી મકસદ વીગતથી સમજાવા બી માંગતી નથી," મરાયાએ માંગી લીધું. "હાલ તો તું વાહલી એ બધું મને સોંપ. હું માહરૂં કામ સરંજામ કરીને અરધા કલાકમાં પાછી ફરશ, ને પછી ધીરજથી મેં જે કીધું હોશે ને તેનું જે પરીણામ આવ્યું હોશે તે બધું હું તને કેહવશ ને સમજાવશ."

"પણ મને બી ત્યારે સાથે લઇ જાની?"

"નહીં, ઉલટું તેથી તાહરૂં દીલ દુખાશે. તું યા તો અહીંજ થોભી જા, નહીં તો આપરે ઘેર જા."

"ને તું કયાં જશે?"

"દરબારમાં. હું ફકત આપણા ઘરડા પીતાને બચાવવાની મકસદથીજ એ અખતરો કરવા જાઉંછ, ને એ વિચાર તેંજ માહરામાં પેદા કીધોછ તો તો તું વાહલી માહરા પર વિશ્વાસ રાખી મને માહરી મરજી મુજબજ કામ લેવા દે. હું આપણા સફેદ બાલવાલા માથાંના જૈફ બાપને ખાતર ને તે બાપને વાસ્તેના તાહરા ચાહને ખાતર તાહરી કને એ માંગી લેઉછ."

"જેવી તાહરી મરજી ત્યારે," આઇનેઝે ઘણીજ દીલગીરી ભરી નાચારી ને નાખતીથી કહયું; "તું સીધાર ને વ્હેલી આવજે, ને તું આવશે ત્યાં

વેર હું આજે અગાસી પરજ તાહરી વાટ જોતી બેઠી રેહવશ. હું આપણા વાહલા મરનારની લગોલગમાં છેઉં તે ખ્યાલથી મને સધ્યારો ને હીંમત રેહશે."

"હા, તે બેહેતર છે," આઇનેઝના એ ખ્યાલને તરત એકમત થતાં મરાયાએ જવાબ કર્યો; "તું અહીંજ થોબ ને હું જલ્દીજ પાછી ફરશ, ને પાછી ફરવા પછી આપણે બેઉ બનશે તો સાથે અંદર જઇશું ને તેની લાશને છેલ્લો સેઝદો કરી તેના આત્માની શાંતી માટેની એક સેનટની બંદગી બી સાથે કરી લઇશું."—અને એમ કહી મરાયાએ તે વાહલી બેહેનને પાછી ને પાછી પેટમાં ચાંપી, અને તેના ગાલ અને આંધળી આંખો પર ઘણાં હેતની ચુમીઓ કરી.

તે એ વખતે મજબુતીથી બોલતી હતી, પણ તે જે આત્મઘાત કરવા જતી હતી તે ખ્યાલથી તેની છાતી ધ્રુજતી હતી, ને તેનો ચેહરો ઉજલો પુંણી જેવો બની ગયો હતો, કે જે વાતની આંધળી આઇનેઝને, અલબત, કશીજ માહીતી થઇ શકી નહીં:

"લોક પછીથી માહરે સારૂ ઘણું બુરૂં બોલશે, વાહલી," મરાયા તેને સમજાવતી હતી, "પણ તે બુરૂં તું પોતે માહરે વાસ્તે કશુંજ માનતી ના. હમેશ યાદ રાખજે કે ફક્ત પપાનો જાન બચાવા મેં એ સ્વભોગ આપેલો છે."

"તાહરે વાસ્તે કોઇ બી બુરૂં બોલેજ નહીં કોઇ બુરૂં માનેજ નહીં," તે દીલસોઝ બેહેને જુસ્સાથી કહયું; "પણ મને તું શું કરવા જાયછ તેનો જરા એસારો તો કેહે?"

"પછી—પછી; હમણાં કંઇજ નહીં," મરાયા બજીદ થઇ, ને વળી આઇનેઝ નાચારીની નાખતી સાથે એકમત થઇ એટલે તે તેને બગલગીર થઇને તે પછી તરત ત્યાંથી ઉતાવળમાં હવે ચાલી ગઇ.

તે કયાં જશે? તે શું કરશે?

તે એક મોટા સ્વભોગ થકી જતી હતી! તેનો એરાદો પોતાનું નખોદ વાલી બાપને બને તો બચાવી લેવાનો હતો. તે બાપુકાર જાહેર કરવા ને લોકમતને વલાંણુ આપવા જતી હતી કે ઘરડા મૅન્ડોઝાએ દીલેર ડૅાન જૅાનને મારયોજ નથી, ને તે છતાં જો કદી મારયોજ હોય તો તેમ તેને મારવાને તે તદન વાજબી હતો, કેમજે જૅાનને માટેની તેણીની ફીદા-ગીરીના બાએસથી તેણીએ પોતાની પાક ઇજ્જતની જૅાનને હાથે બરબાદી

થવા દીધી હતી—અને એ બાપેનો ખુદરતી ખીજવાત ને ગુસ્સો, જે ઘોર અપરાધ તે જેફ આપે કરયો હતો તેનું વાસ્તવીકપણું શું પુરવાર કરનાર ન હતો?

તે એ રીતે આ મોટા જોખમનું—પોતાનું સરયાંમ સત્યાનાશ કાઢી નાંખવાનું—કારજ માંથે ઉઠાવી જતી હતી, પણ તેને પોતાની પરવાહજ ન હતી, ને ભલો જૉન તો મીનોઇમાં જઇ વસ્યો હતો, તો પછી આ એક ગલીચ એકરારથી તે વાહલા જવાંનને ખમવાનું કે ખોહવાનુ શું હતું? સ્વર્ગમાં તેઓ રીહાઇ અને ઇનસાફ પામશે એ તો દીસ્તીજ વાત હતી, અને તે પોતે પોતાના જાનોનિસાર વાહલાને વ્હેલીજ બેહેસ્તમાં જઇ મળવાની ઉમીદ દીલે વસાવી રહી હતી, તો પછી તેણે બીહીવું કે ખંચાવુંજ કાંએ ઘટે?

લોકો એ એકરાર સાંભળતાં સાથે તેને એક અપવિત્ર હાંલ્લાં તરીકે હીણશે ને જોઇને, કમકમશે એ તે જાણુતી ને માનતી હતી, પણ તેને તેમ છતાં તે વાતનો જરા એ ખોફ ન હતો. તેણીએ તો જીવવુંજ ન હતું, ને જીવે તોબી એકાદાં મથમાં જઇ વસી પરોપકાર ને અશોઇમાંજ હવે પછી તેણીએ આખર થવુ હતું, તો એ એકરારથી તેણીની ઇજ્જત જવા જેવું હતુંજ શું?

## પ્રકરણ ૩૬

—:o:—

તે રસ્તામાં ઉતાવળે ચાલી. બધું જે કાંઇ થતું તે રાજાના મેહેલમાંજ થતું આવતું હતું એટલે તેણીને કાંઇ લાંબે જવાનું ન હતું.

તે પોતાની ઉંચી હંસ જેવી સોહામણી ગરદન ઉંચી રાખી તે સ્વભોગ સારૂ ઉલટમંદ જતી હતી. એક હાથે તેણીએ પોતાનો જમીન પર ઘસડાતો સ્કર્ટ ઉંચકી પકડેલો હતો, અને તેણીની આંખમાં દ્રઢતા અને મુસ્તકીમપણું પ્રગટ વંચાતું હતું.

તે જ્યાં દરબાર-હૉલમાં સ્ટેટ-બૉલ થનાર હતો તે તખ્તવાલા ઓરડા તક એક ઝપાટે પોંહોંચી ગઇ. ત્યાં હજી ગરબડાત, ગુંચવાડો અને ગભરાત હતો. લોકોની ઉશ્કેરાતભરી વાતચીતનો ગણગણાત ચાલુ બાહેર હજી પણ સંભળાતો રહયો. મૅન્ડોઝાને લશ્કરના પાહરા હેઠળ લઇને રાજા તરતનોજ પોતાના ખાનગી ઓરડામાં ચાલી ગયલો હતો, કે જ્યારે ઉશ્કેરાયલી તે

આખી ખલક હજી દરબાર–હૉલમાં એમનીએમ મોજુદ હતી, તેટલાં તો તે મધુરી બાળા ત્યાં પોંહોંચી ગઇ.

તે લોકોને હટાવતી હૉલનાં છેક બીત્તર સુધી ગઇ, ને જે લોકો તેને જોતાં તેઓ તરત મૅન્ડોઝાની બેટી તરીકે તેને ઓળખી દયાભરી આંખોથી તેણીને ટીકતાં, ને ઝટ હટી જઇ તેણીને આગળ વધવા જગ્યા આપતાં. તે અત્રે શું કરવા આવી હતી તે કોઈ જાંણતું ન હતું, ને લોકો તેણીને ફીકકા ચેહરા ને ઉસ્કેરાયલી અદાઓથી ત્યાં ધસી આવેલી ઘણી શોકજનક રવેસેજ જોતાં હતાં. ઘણાંકો એમ બી ધારતાં હતાં કે મૅન્ડોઝાએ અપરાધનો એકરાર કરયો હતો ને તે ડોસો કેદ પકડાયો હતો તે વાત હજી આ હીણભાગ્ય બેટી જાંણતીજ ન હશે. ગમે તે હોય, પણ સર્વ હટી જઇ તેને આગળ વધવા તાબરતોબ જગ્યા કરી આપતાં હતાં.

ઘણી મોટી ગીરદી ફકત તખ્તની બાજુમાંજ હતી, કે જ્યાં મૅન્ડોઝાએ ઉભો રહી રાજા કને એકરાર કરયો હતો, ને હાલમાં તે બજુનાં ટોલાં વચ્ચે પણ તેજ ચકચાર ચાલી રહી હતી. લોકો વડા વજીર ઇમોલીના શાહજાદા જોડે વાત કરતાં હતાં, તેવામાં તેની નજર મરાયા પર પડી, ને મરાયાએ તેને બોલાવાની એસારત કરવાથી તે ઘણી દીલસોજી સાથે તેણીની આગળ એકદમ દોડી આવ્યો.

"વઝીર ડૉન ગોમેઝ," તેણીએ તેને મળતાં સાથે હીંમત સાથે હીંમતથી ને ખુલ્લા પરગરા અવાજે કહયું, "માહરે આએ દરબાર કને એક જાહેર એકરાર કરવો છે. તમો મને મેહેરબાનીની રાહે તેમ કરવામાં મદદ કરશો ?"

"હું તમારી ખીદમતમાં છેઉં, બાંનુ, પણ તમો શું કહેવા માંગોછ ?" ડૉન ગૉમેઝે ઘણી અચરતી વચ્ચે તેને પુછ્યું, "લોકોની આજ રાતની ઉસ્કેરણીનો પાર નથી, અને—"

"માહરે તેજ સંબંધમાં કાંઇ કેહવું છે." મરાયાએ શાંતીથી જવાબ કરયો.

"પેહલાં રાજાને ખાનગીમાં મલવું ને તેનેજ જે કેહેવું હોય તે કેહેવું શું તમારા હકમાં બેહેતર નથી ?" તે વઝીરે હજી આનાકાની કરી.

"જરા બી નહીં," તેણીએ જવાબ કરયો; "માહરે માહરા બાપના બચાવમાં બોલવું છે, ને તે એવું ગંભીર છે કે એ,વાર માહરા હોઠ બાહેર તે સસરી શકવાનું નથી, હું જે હજારો સમક્ષ જાહેરમાં બોલશ તે રાજા બી તો જાંણશેજ ? ખુદાને ખાતર, તેથી, માહરા પર એટલી દયા ને મને

એટલી મદદ કરો. માહરા બાપે ખુંન કરયુંજ નથી, પણ જો કીધું બી હોય તો તે કરવાને તે કેટલો વાજબી હતો તે હું બે ચાર બોલોમાં લોકોને સંભળાવા ધારૂં છું. તે પછી હું તમારી સાથે તમો કેહેશો તો રાજાને મળવા બી ખુશીથી આવશ."—અને પછી જવાબને માટે થોભ્યા વગર તે હીંમતવાન છોકરી તખ્તવાળા પ્લેટફોર્મપર બેખોફ ને મજબુત કદમોએ ચઢી ગઇ, કે જ્યારે લોકો તેને એમ કરતી અજાયબીમાં જોઇ રહયા; ને એ દરમ્યાંન હવે ઉપાયજ ન જોઇ તેણીને સાંભળવાની ઇસારત આપવા વઝીર ડૉન ગોમેઝે પોતાનો હાથ ઉંચો કરયો, અને એક સેકંડમાં તે હજારો લોકો વચ્ચે એક ટાંચણી પડે તો તે બી સંભળાય એટલી હદ સુધીની અગાધ ગંબીર શાંતી અને ચુપકી પસરી રહી!

"દરબારીઓ અને અધીકારીઓ, સાંભળો!" તે વડા વઝીરે એ પછી પુકારીને કહયું; "આએ ઘરડા મૅન્ડોઝાની વડી બેટી અત્રે આવેલી છે, અને તે પોતાનો વાહાલો બાપ તદન નિર્દોશ હોવા બાબે તમને ખાસ કરીને કાંઇ કેહેવા માંગેછ."

લોકોએ એ સાંભળતાં ખુશાલીના પુકારો ઉડાવ્યા, કે જે બીજીજ પળે ગોમેઝના ઉંચા કરેલા હાથે પાછા શાંત કરી આપ્યા: અને પછી મરાયા બોલી.

એ વખતે તેણીનો ચેહરો છેક મોહોત જેવો ફીકકો હતો, અને તેના હોઠ ધ્રુજતા હતા. તેણીએ એક હાથે પોતાનું ફડકતું જીગર મજબુતીથી પકડેલું હતું, અને પછી તે હીંમતથી અને ખુલ્લા મોટા અવાજે બોલી—

"સ્પેનની દયાળુ ખલક," તેણીએ પોકારયું, "મને સાંભળો!"—કે જ્યારે તેનો હરેફહરફ તે જંગી હૉલમાં જમા થયલી આખી સલતનતની થથ પરગરો સાંભળી શકતી હતી: "હું રાજના સિપેહસાલાર ઘરડા મૅન્ડોઝાની અભાગણી બેટી મરાયા છું. માહરા જૈફ બાપે આએ ખુંનનો અપરાધ પોતાને સર લીધોછ, પણ તે તમામ ખોટું છે. એ ખુંન માહરા બાપે કરેલું છેજ નહીં. કાંએ એ માહારો જૈફ બાપ એ જબુન કલંક પોતાને સર લેવા તૈયાર થયોછ તે હું જાંણતી નથી, પણ હું એટલું જાંણુંછ ને કસમ પર કેહેવા તૈયાર છું કે ખુંની એ નથી. તમો બેશક પુછશો કે મેં તે કેમ જાણયું?—અને માહરી નામોશી માહરો બાપના બચાવથકી બાપોકાર જાહેર કરવાનેજ વાસ્તે હું અહીં આવીછ કે હું મરનાર સાથે મરનારના ઓરડામાં છુપાયલી હતી. મરનારને હું દીલોજાન જાંનિસારીથી ચાહતી હતી, ને તેને માહરી પાક ઇજ્જત વટીક હું સપુર્દ કરી ચુકેલી હતી. તે વાત જાણવાથી માહરા બાપને મરનાર પર ઘણો મજબુત ખાર હતો ખરો, પણ તે છતાં હું

કેહવાને હાજર અને તૈયાર છું કે આજ રાતનું ખુંન એ માહરા બાપે કીધુંજ નથી, ને તેથી દયા, ઇનસાફ ને ધરમને ખાતર તમો સર્વેએ એકત્ર થઇ તેને હેડને હાથ ફાંસીના માંચડા પર એક નામોશીભરયાં મોહોતે મરતો બચાવવો જોઇએ. હું એટલુંજ તમોને અત્રે કેહેવા આવેલી છેઉં. હું પાછું કેહુંછ કે ખુંનની રાત્રે સમી સહાંજથી હું વાહલા જૉનના ઓરડામાં જૉનની સાથે હતી."

પણ આટલું બોલતાં તેણીએ એક લપેડો ખાધો. દેખીતી રીતે પોતાના બાપના બચાવ માટે પોતાની ઇજ્જતની બરબાદીનો જે બેમુળ સ્વભોગ તે સુંદરી આપતી હતી તે એ પોતે ખમી શકે તે થકી ઘણું અધીક હતું, અને તેની અગાધ ગંભીર અસર હેઠલ તે લગભગ બેહોસ થઇ ગઇ—એવી રીતે કે જો ઘરડા વઝીર ગોમેઝ ડી સીલવાએ પ્રસંગોપાત કુદકો મારી તેને પોતાની બાથમાં પકડી લીધી ન હોત તો તે જરૂર જમીન પર પછડાઇ પડતે!

પણ તે જોશથી હોઠ કરડી જલ્દીજ પાછી સાવધ થઇ. તેણીએ જબરીથી આંખ પાછી ખુલ્લી નાંખી, અને એટલુંજ વધાર્યું, "માહરે એટલુંજ કહેવું હતું. ઇન્સાફને ખાતર હવે માહરા જૈફ બાપને બચાવજો, અને હું તમારી સોસાયટીને બીલકુલ નાલાયક પુરવાર થઇ ચુકીછ તેથી મને હવે અત્રેથી જતી રહેવા દેઓ."—અને તે જેમ હીંમતથી પ્લેટફૉર્મ પર ચઢી ગઇ હતી તેટલીજ ઝડપથી, નીચે નમેલી આંખ્યો સાથે, પાછી ઉતરી આવી ને તે હૉલમાંથી રસ્તો કાઢતી બાહેર નિકળી ગઇ.

અને, ખરેખર, તેણીએ ધારી મેલ્યું હતું તેમ લોકો જાંણે તે કેવું એડવાડ ભરેલું એક હાંસ્લું હોય તેમ, તેનાથી અલગ થઇ ખસી જતાં હતાં! મોટે ઘેરની ચીબીબાઇઓ, પોતાનાં સ્કર્ટનો એક છેડો બી તેણીનાં બદનને લાગવા ન પામે તે કીસમે, તે બધું દીલ પર ખેંચી લેતી, ને ઘણીક ઓછી અક્કલની અબળાઓ તે બાળાને માઠું લાગે તે કીસમે, તેણીની લાગણીઓની કશી બી દરકાર કર્યા વના, તેનાં મોઢાં પર ને મોઢાં પર મોટા તુચ્છકારનું બેઅદબી ભર્યું હસવાથી પણ બાઝ આવી નહીં!

દયાથી તેને જોનારૂં તો જાંણે ત્યાં કોઇ હતુંજ નહીં. જુવાંન છોકરીઓ જેઓ તુચ્છકાર કરવા જેવું દયાહીણુંપણું ન બતાવી શકી તેઓ બી તેને દઘાઇને તાજુબી અને ફીકરથી, જાણે તે એક જોતાં બીહીક લાગે ને તેમ છતાં અજાયબીથી જોવા ગમે એવું જંગલી જનાવર હોય તેમ

દુરથીજ આંખ ખેંચી ખેંચીને જોતી! ટુંકમાં, તે પવિત્ર છોકરીની કરેલી સઘળી ગણત્રીઓ કેવળ ખરીજ આવી, અને તેણીનો જોતાં જોતાંમાં સમુળગો નાશ થઇ ગયો હતો.

ફકત જવાંન્યાઓ તેના પુરતા દીલસોઝ પુરવાર થયા. તેઓ છચોક બોલતા સંભળાતા હતા કે તે ખરીજ દીલેર હોવી જોઇએ કે જે જાહેરમાં પોતાની એ રીતે બેઇજ્જતી થવા દઇને બી પોતાના બાપને બચાવા એવી હીંમત સાથે બાહેર પડી હતી, અને એ હીંમત લખ્ખો આરીનને કાબીલ હતી.

અને એ કીસમનું અવારનવાર અનુભવંતી ને કાનેકાન સાંભળતી ગરીબ મરાયા હવે હોલના દરવાજા પર પોહચી, કે જ્યારે તેણીએ જોયું કે ભલો વઝીર ગોમેઝ તેની જોડેજોડ ચાલતો છેક બારણાં સુધી તેને વળાવા આવ્યો હતો.

"તમે ધારોછો વારૂં કે હું માહરા બાપનો જીવ બચાવી શકીછ?" તેણીએ તે જોતાં ઘણી આતુરતા સમેત તે ઘરડા આસામીના ચેહરા સામે જોઇ સવાલ કર્યો.

"હું નથી ધારતો," વઝીરે કહયું; "મને તો લાગેછે કે તમારે રાજાને પોતાનેજ મળવું જોઇએ. હું તમોને લઇ જાઉં? હું ધારૂંછ કે હું તમારી તે નામદાર સાથ મીલાકાત કરાવી શકશ."

"રાજાને એમાં માહરે નવું કહેવા જેવું શું છે?" મરાયાથી બેધ્યાંન-પણે બોલી દેવાયું; "તે તો ત્યાં હતોજ! ને તે તો જરાએજરા જાંણે છે!"

ડૉન ગોમેઝ ડી સીલવાએ એ સાંભળતાં અજાયબીમાં આંખો ખોલી. રાજા જાંણે? રાજા ત્યાં હતો? એ તે શું બકી ગઇ હતી?

તેને અવલથી વેહેમ તો હતોજ. રાજાની મરનાર ડૉન જૉન માટેની અદેખાઇથી જે આખી દરબાર વાકેફગાર હતી તો તે પોતે કેમ બીનમા-હીતગાર હોય? એટલા માટે ઘરડા મૅનડોઝાએ કરેલાં આ ખુંનમાં રાજાની બાહલી કે શામીલગીરી જેવું કાંઇક હોવાનો તેને વસવસો થયાજ કરતો હતો, જે ભોલી મરાયાના છેલ્લા બોલો વચનો ઓછો ખરોજ પુરવાર કરતા હતા, ને તેથી સ્વભાવિક તે ઘણો અજબ થયો.

તે પોતે ઘણો ભલો હતો. તેની બૈરી ડૉના ઍના જે રાજાના મત-લબી મસલતયા પીરાઝ સાથે રાજની ખરાબીમાં મલેલી હતી, અને જે પોતાના ભરથારને ચાહવા કરતાં પીરાઝની વધારે મલતી અને મસલતી હોવામાં એક હેમક હદ સુધીનું માન સમજતી હતી તેનાથી ઉલટી રીતે

આ ઘરડો વજીર જેટલો ભોળો તેટલોજ ભલો અને નેકચલણ હતો. તે પોતાની પરણેતરના પ્રપંચો અને કાવાદાવાથી બીલકુલ બેખબર હતો. કમળાની આંખે પીળુંજ દેખાય છે તેમ જ્યારે ભુંડાંઓ ભલાંમાં બી ગલીચી અને ભુંડાઇજ જોઇ લે છે, ત્યારે બીજા હાથ પર, વળી, ભલાંઓ ભુંડાસમાં બી ભલાઇજ જોઇ શકે છે, અને તે હાલ આ ઘરડા વઝીર ગૉમેઝ ડી સીલવાનો હતો. મરાયાએ શાહી તખ્તના માચડા પર ચઢી જે કાંઇ કહયું તે બધું બોલેબોલ તેણે ખરૂં માન્યું હતું, અને તેમ છતાં તે સરજતની સુંદરીની દયા ખાઇને તે હજી સુધી તેની જોડેજોડ બાહેર ચાલી આવ્યો હતો.

તેણી જે કાંઇ જુસ્સાથી તે ખુંનનાં સંબંધમાં બોલતી હતી તે રાજાને દોષીત ઠરાવી શકે એવુંજ તેને લાગ્યું, પણ તે એવો અભિપ્રાય બાંધવા કે જાહેર કરવાની હીંમત બતાવી શકે એમ મુતલગ ન હતું. તે એટલુંજ કરી શકતો હતો કે મરાયાની તેના બાપને બચાવાની તેની તલબગારીમાં મદદ થવા તે એ મધુરીને રાજા સાથે મેળવવા ચાહતો હતો.

"માહરી ઘણી ભલામણ છે કે તમો રાજાને જરૂર મળો," તેણે મરાયાને પાછું દબાણ કરીને કહયું; "હું તમો ચાહશો તો તમારી હમણાંજ મુલાકાત કરાવી શકશ: પણ તમારે ખાતર નહીં તો તમારા ઘરડા બાપને ખાતર, હું અરજ કરૂંછ કે તમો રાજાને મલીને તેની સાથે વાત કરો ત્યારે ઘણાં સાવધ રેહજો. તે ઘણો ખારીલો આદમી છે, અને તેથી તમે કાંઇ એવું બોલો જેથી તેની એ ખુંનના સંબંધની સામીલગીરી જાહેર થઇ જાય તે એ મુતલગ ખમી શકવાનો નથી. તમો એક બહાદુર બાપની બાહદુર બેટી છેઓ, પણ તોબી બાહદુરી એક વાત છે, અને હુલ્લડાઇ બીજીને જુદીજ વાત છે."

"એક મરવા મુતેલા આદમીને બાહદુરી કે હુલ્લડાઇ વચ્ચેનો તફાવત સાચવવાની જરૂરજ શું હોય?" મરાયાએ, એમ છતાં, અતી ઘણાં દુ:ખથી જખમી થયલાં જીગરે સવાલ કર્યો.

"તેજ તમારી ભુલ છે," ગોમેઝ ડી સીલવાએ કહયું; "તમારા જેવી દીલેર છોકરીએ ગમે એવાં દુ:ખમાંબી નાહીંમત કે નાસબર થઇને મોહતની તલબ કરવી સઝાવાર નથી. તમો હજી જીવવાને વાસ્તે પુરતાં જુવાંન છેઓ!"

# પ્રકરણ ૩૭.

અંતે એ રસ્તેસે વાતચીત કરતાં તેઓ રાજાની દેવડી કે જ્યાં રાજા પોતાના ખાનગી ઓરડામાં ખુની મૅનડોઝાની તપાસ કરતો બેઠો હતો ત્યાં ચઢી ગયાં. સાંઝડમાંના ખાનગી દરવાજે દિવસે કે રાત્રે રાજાના ખાસ ઓરડામાં, રાજા રોકાયલો ન હોય ત્યારે, ધસી જવાનો ધરડો ગૉમેઝ ડી સીલવા હક ધરાવી શકતો હતો.

મરાયા ત્યાં જતાં સાથે બેસી ગઇ. રાજાના એ મોટા ફુશાદે ખાનગી ઓરડાને લગતી બાહેર એક લાંબી ને લાંબી આરાસ્ના ચાલ હતી, કે જેમાં હાલમાં ભભુકદાર રોશણી કરેલી હતી, અને ત્યાં એક મોટાં ઝુમરની નિચે ફુલપાંનનાં કુંડાંઓની વચ્ચે ગોઠવવામાં આવેલા એક બાંક પર મરાયા ગોઠવાઇને બેઠી, કે જ્યારે ડૉન ગૉમેઝ એકલોજ અંદર રાજાની મુલાકાત માટેની સરેસ્તાની તલાસ કરવા ગયો.

તે રાજાની રૂબરૂ જઇ શકયો નહિ. ફકત તેના ઓરડાને લગતાં બારણાં આગળ જે ચેમબરલેન પાહરા પર હતો તેનેજ અવલ તો તે જઇને મલ્યો, અને તેહકીક કરીને મરાયા કને પાછો ફર્યો.

તેણે તેણીને કહયું કે “રાજા હાલમાં તમારા બાપની ખાનગી તપાસ ચલાવેછ જેથી મને પણ એવા સંજોગો વચ્ચે અંદર ધસી જવાનું સારૂં લાગશે નહિ; આપણે, તેથી, જરા થોભી જઇશું.”—અને મરાયા, અલબત, તરત એ વાતને એકમત થઇ.

ખરેખર તો મરાયાએ તેણે જે કહયુ તે પુરૂં પાધરૂં સાંભલ્યું પણ નહિ હતું. તેણે ધ્યાંનમાં અરધાં બેધ્યાંનપણાં વચ્ચેજ ડૉન ગોમેઝ સાથે એકમત થવાનું જાહેર કર્યું હતું. તે અરધી આંખ વિંચી દઇને હવે હારેલી મારેલી, નિસોસ પોતાની બેઠકમાં બેઠી હતી, અને ડૉન ગૉમેઝ તેણીને બને ત્યાં સુધી પુરેપુરી મદદ કરવાના નેકબખ્તી ભરયા એરાદાથી તેની બાજુમાં ખુરશી ખેંચી એક ટેબલ આગળ બેઠો, અને રાજા પરવાર પાંમે તેની વાટ જોતો એક તે ટેબલ પર પડેલાં પેપરમાં ડોકુ ખોસી રોકાયલો રહયો. એ બધો વખત રાજાના ઓરડા બાહેરનો પાહરેગીર ચેમબરલેન પોતાનો આમથી તેમ ઉપર નીચે પાહરો ભરતાં મરાયા ભણી ઘણી જીજ્ઞાસુ આંખોએ જોતો રહયો હતો.

અને એ વખતે અંદર ગરીબ ઘરડા મૅનડોઝા પર શું ગુજરતું હતું? રાજાએ પોતાને હવે પુરતો સલામત જોઇને, અને મતલબ હવે જેવી જોઇએ એવી સરી રહેલી હોવાથી, તે ઘરડા વાંદરને તેની વકી ઉપરાંત ખુબ ગુંગલાવા અને સંતાપવા માંડયો હતો! તે એ ડોસાનું અગાધ મોટું હેશાન એક લેહજામાં ભુલી ગયો. જાતનાં કજાત તે જાતવંત થઇ શકતાંજ નથી. લીમડામાંથી શાકરના મીઠાસની ઉમેદ કરવી એ સીર્ફ હેમાકાત છે, અને રાજા ફીલીપના બાબમાં તેમજ હતું. મૅનડોઝા ખરો ગુનેહગાર હોય એવોજ તેણે ફાર્સ કરવા માંડયો હતો. એક ખુંની અપરાધી તરીકે મૅનડોઝા સીધો, ટટાર, ઉંચો અને ગભીર રાજાની સોનેરી ખુરસી સામે ઉભો હતો, કે જ્યારે રાજો પોતે તે મોટી સુખકારક, મખમલજડીત, નરમ, સુંવાલી ખુરસીમાં ફરાગાતથી બેઠો હતો. તેની બાજુમાંજ વલી તેનો માનીનો મસલતી ઍનટેન્યો પીરાઝ એ ખાનગી તપાસ દરમ્યાન કલાર્ક ઑફ ધી ક્રાઉનનું કામ કરતો હતો, અને મૅનડોઝાની તપાસને લગતા સવાલ જવાબો રાજાના સેક્રેટરી તરીકે કાગળ પર ચપચપ ઉતારયોજતો હતો.

"ત્યારે તું એમ કહેવા માંગેછે કે તુંને મરનાર પર લાંબી મુદતનો ખાર આવતો હતો: ખરૂં કેની?" રાજાએ અંકે કરાવા માંડયું.

"મેં એમ કહયુંજ નથી, નામવર," મનડોઝાએ લગાર તીખાસથી જવાબ કરતાં કહયું; "મેં ફકત એટલુંજ કહયુંછે કે માહરી બેટી સાથની મરનારની મોહબત મને મંજુર નહિ હતી."

"તેં એમ કહયુંજ નથી," રાજા તરડાયો; "પીરાઝ, જોવો તમારી નોંધ: તેમાં શું બોલો ઉતારયાછે?"

"મને મરનાર પર લાંગા વખતનો ખાર હતો," પીરાઝે નોંધ જોઇને વાંચતો હોય તેમ તરત જવાબ કરયો.

"જોયું, માહરી યાદદાસ્ત કેવી છે તે?" રાજાએ હસીને કહયું. "હું એક વખત બોલાયલુ કદી બી ભુલી જઇ શકતો નથી! ત્યારે એમ તો ખરૂં કેની કે તાહરી છાતીમાં માહરા વાહલા મરનાર બીરાદર વાસ્તે:કપટ અને કીનો હતો?"

"હું બાર મુકીને એ વાત ખરી છે એમ કેહવા ના કહુંછ," મેનડોઝાએ દર પળે વધતા આવતા ગુસ્સાથી કહયું.

"વારૂં ત્યારે બીજી રીતે હું એ મારો સવાલ રજુ કરશ," રાજાએ જારી રાખયું; "તાહરી બેટીપર મરનાર પ્યાર કરતો હતો તે તુંને નામંજુર

શું કરવા હતું?"

"કારણ કે એ લગનમાં હું મુતલગ માનવાવાળો નહિ હતો," મૅનડોઝાએ ગુસ્સાથી જવાબ કરયો.

"કાંએ?"

"સબબ કે એ લગન થાય એ સંભવીત ન હતું, અને જો કદી થતે તોબી તમો નામદાર એ લગનને બાહલી આપીને કાયમનાં થવા દેતેજ નહિ."

"લખી લે, પીરાઝ," રાજાએ ગુસ્સાથી પુકારીને કહયું; "આએ ઘણું અગતનું છે. એ રાજ સામે ફીતુર છે."—અને પછી તરત મૅનડોઝા તરફ ફરીને ગુસ્સાથી વધારયું, "અને ત્યારે તું એમ કેહવા માગેછ કે અમારાં પોતાનાંમાં લગનની મોતેબરી કે ધર્મની પવિત્રાઇ માટે કાંઇ લાગણીજ નથી કે થઇ ચુકેલાં એક લગન વટીક અમો કલમને એક ઝટકે રદ કરી આપ્યે ને રદ કરી શકયે?"

"તમો નામવર જે કરો તે થાય." મૅનડોઝાએ દ્રઢતાથી જવાબ કરયો.

"લખી લે, પીરાઝ, લખી લે," રાજાએ ગુસ્સાથી પાછું બખાળ્યું; "આએ બુઢાની તમામ બાવરી ચસકીછ. એની સરકશીની તો જાંણે કાંઇ હદજ રેહતી નથી!"—અને વળી મૅનડોઝા તરફ ફરીને–"એટલે અમારો રાજઅમલ એટલો બધો અધર્મી અને કુકર્મી છે—એમજ કેની?"

"મેં એટલું બધું કહયુંજ નથી, નામવર," મન્ડોઝાએ લગાર ગભરાઇને કહયું; "હું એટલુંજ કેહવા માંગતો હતો કે–"

"બસ–નથી જાઇતું તું શું કેહવા માંગતો હતો તે," રાજા તરડાયો; "તું જે કેહવા માંગતો તે તે કહી ચુકયોછ, અને તેજ અમારા માટે બસ છે. પીરાઝે તેનો બોલેબોલ કાગળ પર ઉતારી લીધેલો છે."

"પણ, નામવર મને સમજ નથી પડતું કે જ્યારે મેં ખુન કીધેલું જાહેરમાં બાંગેબુલંદ કબુલ કીધુંછ ત્યારે માહરા સંબંધમાં વગર અગતે આએ જાતની તપાસની સતાવણીનો ફાર્સ શું કરવા થવો જોઇએ?" મૅનડોઝાએ કગળીને પુછયું, "શું મેં જાહેરમાં કબુલ કીધુંછ તેજ બસ નથી?"

"બચ્ચીતજ બસ નથી," રાજા સતો થયો. "અપક્ષપાતપણે તપાસ કરવાની અમારી પાક ફરજ છે. એવો એક અઝીમ ગુનાહ તેં કાંય કીધો તે ભેદને તળે અમારે પોંહચવુંજ જોઇએ, અને હું ખાનગીમાં અહિં

તાહરી આએ રીતે તપાસ કરૂંછ તેથી જાહેર તપાસનો તાહરો ફજેતો થતો અચેછ એટલે તાહરે તો ઓર માહરો અતીઘણો ઉપકારી થવું જોઇએ!"

"હું તમારો ઘણો ઉપકારી છેઉં, નામવર," તે બુઢ્ઢાએ ઘણીજ ઠંડી સભ્યતાથી મજાક કરતી ઢીસમે જવાબ કર્યો.

"ત્યારે આપણે એટલું તો હવે નકકી કરી શકયા," રાજાએ પોતાની મતલબને પેશ પડતું પાછું એકે કરાવાની જેહમત કરી, "કે જૉન મુરીશ લોકોને સર કરીને પાછો ફર્યો તેની આગમચથીજ તેં એનો જાન લેવાનો ઠરાવ કરી મેળ્યો હતો? મને બધી ખબર છે. વળી આજે તાહરી દીકરી રાત્રે મરનારને મળવા ગેઇ હતી તે વાત બી તેટલીજ ખરી છે કે નહીં?"

મૅનડોઝાએ ગુસ્સાથી હોઠ કરડયો. આ કમીનો રાજા, હેશાંન ફરામોશ, કેટલી હદ સુધી તેની બેઇજ્જતી કરીને તેનાં બેકીમતી હેશાંનનો બદલો વાળતો હતો!! પીરાઝ બાજુમાં બેઠો બેઠો એ બધું સાંભળતો હતો, અને તેના જેવા એક લુચ્ચાને મૅનડોઝા જેવા એક શુદ્ધા ને પ્રમાણીક આદમી સાથે ઘસાતું ચાલવુંજ જોઇએ અને ઘસાતું ચાલતુંજ હતું, તો મૅનડોઝા એ હીણપસ્તી કેમ ખમી ને તામોશ કરી શકે?

"તું મને શું જવાબ આપવા માંગેછ?" રાજાએ જરા થોભીને પાછું પુછયું.

"હું આપ નામદારને એકાંતમાં અને એકલો મળવા માગુંછ," મૅનડોઝાએ માંગી લીધું; "ડૉન ઍનટોન્યો પીરાઝને અહિંથી રૂખસદ કરો, અને પછી હું સઘળી ખરેખરી હકીકત સવિસ્તાર આપ નામદાર આગળ બયાંન કરશ."

પીરાઝ હસ્યો. રાજા એ અરજનો શો જવાબ કરશે તે આગમચથીજ તે સારી રીતે સમજતો હતો!

"તાહરા જેવો એક ખુંની કોણુની આગળ એકરાર લખાવવો અને કોણની આગળ નહિ તેની બેહુંદી માંગણી કરવાની સરકશી કરે એટલેજ શું?" રાજા એકદમ તરડાઈ પડયો. "તુંને જવાબ આપવો હોય તો આપ, નહિ તો સુખેથી ના કહે. તાહરી દીકરી આજે જૉનને તેના ઓરડામાં મળવા ગેઇતી એ વાત ખરી છે કે નહિ?"

મૅનડોઝાએ જવાબ કર્યો નહિ.

"કેમ, જવાબ દેતો નથી?" રાજાએ જરા વારે પાછું પુછયું.

"માહરે જવાબ દેવો નથી; માહરે ચુપ રેહેવું છે," તે ડોસાએ જવાબ કર્યો.

"તે બી ઠીક છે," રાજાએ કહયું. "પીરાઝ, લખી લોકે એ જવાબ આપવા ના કહેછ, અને જવાબ આપવા ના કહેવું તે એ વાત કબુલ રાખવા જેવુંજ છે, કેમકે નહિતો એ વાતનો એ હીંમતથી જરૂર ઇનકાર કરતેઃ ને એમજ છે ત્યારે હવે એને આએ કીસમની ખાનગી તપાસનું માન આપવું પણ સજાવાર નથીજ. એની કાયદા પ્રમાણે જાહેર કચેરીથી તપાસ શરૂ કરાવશું, અને—"

"હું આપ નામવરને ખાત્રી આપું છ કે તમો તે ઘણું ભુલ ભરેલું કરશો," મૅનડોઝાએ ઉતાવળથી કહયું. "મેં કરેલાં ખુંનની સજામાં હું પોતે મરવાને તૈયાર છેઉં, અને તમો સાહેબ ફકત માહરાં મોહતનાં વૉરંટ પર સહી કરવાનીજ ખોટી છે."

"તે નહિ બનશે," રાજાએ પાકી આત્રે તેવે ઠંડે કલેજે જવાબ કર્યો. "સ્પેનના કાયદા મુજબ તાહરો ઇનસાફ થવોજ જોઇએ, અને તુંને ઇનસાફ મળવોજ જાઇએ. આએ કાંઇ તાહરૂ જેવુંતેવું જબુન કામ નથી. મારો શાહજાદો ડૉન કારલૉશ જે આપણી સ્પેનની ગાદીનો માહરા પછી વારસ થનાર હતો તે બચગીમાં મરી જવા પછી બધી માહરી હોંશ ઉમેદ એ માહરા એકપુરા ભાઇ ડૉન જૉનમાંજ મેં ભરી મેળેલી હતી, અને તાહરાં કરપીણપણાંથી તે સઘળી ઉમેદોનો ઉતાવળો નાશ થયોછ! તાહરી, એમ છતાં, રાજના તરફની સેવાં જેટલી લાંબી તેટલીજ વફાદાર છે તે માહરે ભુલી જવું જોઇતું નથી. એટલા માટે તુંને ઇનસાફ મળવોજ જોઇએ, અને તે મળશે. લોક એ ખુંન કાંય થયું તે જાણવા જોરાવરીથી તલબ કરશે, ને તેથી તાહરી જાહેરમાં કાયદાસરની તપાસ બી થવી જોઇએ. મેં તાહરી ખાનગીમાં તપાસ કીધી તે એટલાજ માટે કે તાહરી વફાદારીનાં હેશાનમાં મહારે એવી તપાસ કરવી મને ઘણું સહલાહકારક લાગ્યું, પણ માહરા સવાલોના જવાબો ઉડાવીને તું એ જાતની મહારી મહેરબાનીને નાલાયક થયોછ એટલે હવે માકરો ઉપાય નથી. શું સમજ્યો?"

"હું બધું જરાએજરા સમજ્યો, માહરા મેહરબાન," મૅનડોઝાએ પાછા અનકા કર્યા.

"આજે સ્હાંજે તું કેટલે વાગે ડૉન જૉનના ઓરડા તરફ ગયો હતો?" રાજાએ તે અનકા જરા એ સમજ્યાજ ન હોય તેવા ઢોંગથી વળી

નવું પુછ્યું.

"તે આપ નામદારને પોતાને સારી રવેસે રોશન છે."

"મને કયાંથી રોશન હોય? હું કેમ જાણું? હું શું જાણું?" રાજાએ અજાયબીના દેખાવથી પુકાર્યું. "હું તો ખાણાં પછી મહેલમાં આવ્યો, અને પીરાઝ સાથે મને કાંઇ જરૂરનું કામ હતું તે અત્રે રોકાયો ત્યાર પછી પાધરો બૉલ—રૂમમાં ગયો, અને ત્યાંજ તું આવીને મને મળ્યો! કેમ, એમ ખરૂં છે કેની, પીરાઝ?"

"હા નામવર," તે સેક્રેટરીએ ગંભીરતાથી જવાબ કર્યો, "તદન ખરૂં."

"ત્યારે તમો નામવર માહરી સાથે ડૉન જૉનનાં મકાન પર આવ્યા હતા તે શું ગલત વાત છે?" મૅન્ડોઝાએ રાજાની આ અત્યંત મોટી નફ્ફટાઇ ને પાક બેહયાઇથી હદ વગરનો તાજુબ થતાં પુછ્યું.

"હું તહારી સાથે ગયો? એ વળી શું નવી દીવાનગત અચમુચ તહારીપર ગાલેબ આવી?" રાજાએ અજબ થતો હોય તેમ મોટે સ્હાદે હસીને પોકાર્યું; "એ કાંઇ લખનો ના, પીરાઝ. બીચારો ઘેલો થઇ ગયલો લાગેછ."

મૅનડોઝોએ એક સરદ હાય મારી. તેણે હવેજ જોયું કે તે કેવા એક કપાત્ર કમીનાને માટે પોતાની જીંદગી વેચી નાંખવા તઇયાર થયો હતો! તે એટલો પકકો રાજભકત હતો કે આ કીસમનો દગો થવાનો તેને તો એક દુરનો સ્વપ્નો વટીક થયો હતો નહિ. તે તો એમજ ધારતો હતો કે રાજા હેસાંનથી મરી મરી ફીટશે, અને તેનો જાન લેવોજ પડે તો વગર ધોંધાટે જાન લઇને તેને જલદીથી મુકિત આપશે. તેણે આવી કાંઇ વકી રાખી ન હતી. તેણે એમ તો ધાર્યુંજ ન હતું કે જે ખુંન તેણે ન કર્યું હતું તે ખુંનને માટે રાજા પાક બેહાઇથી તેની આટલી બધી તપાસો ચલાવશે, ને આટલી બધી સતાવણીઓ ચાલુ રાખશે!

તેણે જોયું કે તેણે પોતે જબરૂં ધામટ કર્યું હતું. હવે જો તે છતો થઇને રાજાનો અપરાધ જાહેર બી કરે તો તેનું માનેજ કોણ ને ચાલેજ શું? તેના માનીજ કોણ હતા? તે પેલી કુચી લાવવા રાજાને નામે જઇને મરનાર જૉનના સ્ટુઅર્ડને મળ્યો હતો એ વાત ખરી, પણ તે તો એમ કેહવાય કે પોતાની દીકરી ત્યાં છુપાયલી હતી કે નહિ તે ખાત્રી કરવા તેણે સ્ટુઅર્ડ આગળ જઇને રાજાનું નામ અડાવી ચાવીની તલબ કરી

હતી! ખચ્ચીત, ખચ્ચીત, તે હવે મનથી હાય અફસોસ કરતો ઉભો કે એવા એક કમીના રાજાને પોતાની પાક ઇજ્જત અને પોતાના જાનનું બળીદાન આપવા તઇયાર થવામાં તેણે એક અતીઘણી ભયંકર ભુલ કીધી હતી!

## પ્રકરણ ૩૮.

"તેં એને માર્યો ત્યારે મરનાર શું બીનહથ્યારી હતો?" રાજાએ વળી જરા વારે પાછા નવા ચોખા ચાલુ કર્યા.

"હા," મૅનડોઝાએ ગુસ્સા વચ્ચે જવાબ કર્યો.

"લખી લે, પીરાઝ," રાજાએ તાકીદ કરી. "બીચારા મરનારનાં બીનહથ્યાર-પણાંનો લાભ લઇને એ હીંચકારાએ તેનો જાન લીધો! કેવું શરમ ભરેલું! કેવું કમકમાટ ભરેલું!! તુંને તેનો જાન હતો તો તેને તહારે સરખેસરખું ચાન્સ આપવું હતું, અને એક ખરા સીપાહબચ્ચા તરીકે લડીને મરતે અથવા મારતે? વારૂ, કાંઇ તમો વચ્ચે હોજ્જતોજી ઘણી થઇ હતી?"

"કાંઇજ નહિ," મૅનડોઝાએ જવાબ કરયો,—કે જ્યારે તે આંખની ઇસારતથી રાજાને પોતાનું તદ્દન પાકી આવેલું હોવાની ખબર આપવા ઘણું ચાહતો હતો; પણ રાજા તેની સાંમે જોયજ શાંનો? તે મામલો ચેતી ગયો હતો, અને તેથી સફાઇથી બીજીજ મેર જોયા કરતો હતો.

"લખી લે, પીરાઝ, એ બી ઘણું અગતનું છે," રાજાએ કહયુ; "કાંઇ બી હોજ્જતોજી એ બે વચ્ચે થઇજ નહિ એટલે કે એણે છુપી રીતે હુમલો લઇ જઇને તેને મારેલો હોવો જોઇએ.'—પછી મૅનડોઝા તરફ ફરીને—"જખમ કયાં થયોછ?"

"છાતીની લગોલગ."

"ઘણુંજ ઘાટકી,' રાજાએ અટવત કરયું.

"ખરેખર ઘાટકી." મૅનડોઝાએ ટેકો આપ્યો. "એ ખુંન ઘણુંજ હીચકારૂં અને ઘાટકી છે એમ કેહવાને વાસ્તે આપ નામદાર તદ્દન વાજબી છો.'—અને આ મોગમ તાણાથી, બેશક, રાજાનું જારતી કોહી ગયું.

"એ ખુંન થયું તેની આગમચ યા પછી તું તાહરી દીકરીને મળ્યોછ કે ?"

"ખુંન થવા પછી મેં મારી દીકરીને જોઇજ નથી."

"પણ થવા આગમચ ?"—અને પીરાઝ તરફ ફરીને—"લખી લે, પીરાઝ, એ કહેવા માંગેછ કે ખુંન થવા આગમચ ડૉન જ્હૉનનાં ઘેરમાં એ પોતાની દીકરીને મળ્યો હતો."

"હું એમ બોલ્યોજ નથી." ધરડા મૅન્ડોઝાએ ધીરજ ખોહી દઇ ઘણા જુસ્સાથી કહયું, અને રાજા તેનાં એ તરડાવાની ખબર લે તેટલાં તે ઓરડાનાં બારણાં પર બાહેરથી ધીમા ત્રણ ટકોરા પડયા, જે અંદર આવવાની રાજા કને રજા માંગવાની સરેસ્તાની સીગનલ હતી.

પીરાઝ તે સાંભળતાં પોતાની બેઠકમાંથી તરતજ ઉઠ્યો, અને રાજાએ તેને બારણાં આગળ તલ્લાસ કરવાની હાથની ઇસારતથી રજા આપી એટલે તે બારણાં આગળ દોડી ગયો.

તેને ત્યાં કોઇએ બાહેરથી એક સોનેરી તાસકમાં રાજાને આપવા કાગલની એક વાલેલી ભીંડરી આપી, જે તે એમની એમ રાજા કને લાવ્યો, અને એક પગ પર ગુંઠણ મરડગે બેસીને, સરેસ્તાની કુરનસ બજા લાવી, તેણે તે કાગળ રાજાને પાસ કરયું, અને તે પછી તે પોતે જ્યારે પોતાની બેઠકમાં પાછો જઇને બેઠો ત્યારે રાજાએ બીજા હાથ પર તરતજ તે ભીંડરી ખોલીને વાંચી.

તે આખો ઓરડો ઝગઝગાત રોશણીમાં આરાસ્તા હતો, માટે જ્યાં બેઠો હતો ત્યાંથી પણ ઘણી આસાનીસાથે તે કાપલી તે વાંચી શકતો હતો. તેણે, તેથી, તે કાપલી એક ઝપાટે આખી વાંચી લીધી, અને પછી વળી નવેસરથી ને વધતાં ધ્યાંનથી તે પાછી એક વાર પેહલ્લેથી છેલ્લે સુધી વાંચી. તેના ચેહેરામાં, એમ છતાં, તેથી કશોજ ફેરફાર થયલો વંચાતો ન હતો. તેણે ઘણેજ ઠંડે કલેજે તે વાંચી લીધી, ને વાંચીને તે જે રીસમે તેને મોકલવામાં આવી હતી તેમજ પાછી ભીંડરી વાળી તેણે પોતાનાં ગજવામાં મુકી. તે પછી તે થોડીક મીનીટ વીચાર કરવા થોભ્યો, કે જે દરંમ્યાંન એ શું હશે તે માટે ઉત્સુક તલબગારીથી રાજા બણી જોતો બેઠેલો પીરાઝ, હાથમાં પેન લઇને, લખવાની તૈયારીમાં આતુર પોતાની ટેબલ કને બેઠો હતો.

"ત્યારે તે મરનાર જૉનના ઓરડામાં તાહરી બેટી મરાયાને જોઇ એ વાત કબુલ કરવા તું હજી બી નાજ પાડે છે—એમજ કે?" અંતે જરા વારે રાજાએ તે થોડા વખતની ચુપકીદી તોડી, અકડવકડમા ઉભેલા મૅન્ડોઝા ભણી ફરીને સવાલ કરયો.

"હા, નામવર, હું તે કહી ચુકયોછ."

"તેં એવું કશું અત્યાર તક કહયુંજ નથી," રાજાએ બખાળ્યું. "તહારાં મોઢાંમાંથી બાહેર પડેલો બોલબોલ આ કાગલો પર ઉતારેલો મોજુદ છે. તેં તો જવાબ આપવાજ ના કહયું હતું; એમજ કેની, પીરાઝ?"

"જી હા, નામવર," પીરાઝે જરા નોંધ જોઇ લઇને જવાબ કરયો.

"હવે બીજો સવાલ: તેં ખુંન કર્યું તે આગમચ તાહરી બેટીની ઇજ્જતની બરબાદીની ખાત્રીપુર્વક બાતમી તને મળી હતી કે નહીં?" તે દયાહીણ રાજા તે ગરીબ બીચારા ધરડાનો હજી સુધી પીછો પકડી રહયો.

"કશીજ નહીં," મૅન્ડોઝાએ મોટા ગુસ્સાથી કહયું. આ જાતની શરમભરેલી 'ક્રોસ એક્ઝામીનેશન'થી હવે તે ડોસાની ધીરજની તમામ ઓટ થતી જતી હતી.

"અરે હેમક, તાહરી બેટીએ પોતે તે બાપુકાર જાહેરમાં કબુલ કરેલું છે," પેલી બીંડરી ગજવામાંથી પાછી ખેંચી કાઢી મૅન્ડોઝાને તે ઉંચા હાથથો બતાવતાં રાજાએ મોટી મગરૂરીથી કહયું "તું ના તે કેટલું કહેશે! તું ના કહીને શું સાર મેળવશે?"—અને મરાયા એવો કોઇ એકરાર કરી ચુકી હતી એમ રાજાને મજબુતીથી બોલતો સાંભળી ગરીબ મૅન્ડોઝા મોહત જેવો ધીકકો પડયો. તે ખરાં જીગરથી ચોંકયો ને કમકમ્યો. શું એ બનવા જોગ હતું? શું એ ખરૂં હશે?

"હું એ નીચ બોહતાંણ મુતલગ માનતોજ નથી." તેણે, એમ છતાં, જરા વારે મોટા જુસ્સાથી કહયું.

"તાહરે માનવુંજ પડશે," રાજાએ ભાર નાંખી જવાબ કરયો. "આએ મને મોકલવામાં આવેલી કાપલી લખાઇ તેની થોડોજ વખત આગમચ મરાયાએ બૉલ-રૂમમાં હાજર થઇ આપણા તખ્તના માચડા પરથી આખી ખલકને એ પોતાની નામોશીની કેફયત જાહેર કરેલી છે, ને ગોમેઝે તે નાલાયક દુકતીને માહરાં તખ્તના માચડા પર ચઢવાની રજા આપી માહરાં તખ્તતાજની પવિત્રાઇને અપજશ આવવા દીધો એ તેણે ઘણુંજ બેહુદું કરેલું હું માનું છુ"

મૅન્ડોઝા ચુપ રહ્યો.

"છોકરીએ પોતે આખી દરબાર સામે પોતાની બેશરમીનો એકરાર કરયો છે કે જ્યારે જૉનને મારી નાખવામાં આવ્યો ત્યારે તે પોતે પાસેના બૅડ-રૂમમાં છુપાયલી હાજર હતી," રાજાએ તે ગરીબ નાસબર બુઢાને ઉપરા સાપરી જખમો કરાવાનું હજી બી કરપીણુ ને કપટીપણુ જારીજ રાખ્યું!

"એ હરડતું જુઠું છે, એક શરમ ભરેલી બનાવત છે," મૅન્ડોઝાએ દુખથી દાઝતાં એ સાંભળી ગુસ્સામાં એક બરાડ મારી કહ્યું.

"તું દીવાનો થઇ ગયો છે, બુઢા," રાજાએ ગુસ્સાથી કહ્યું; "એ શું બનવા ને માનવા જોગ છે કે જે વાત બની નહિ હોય તેનો ખલક સામે ઉઘાડો એકરાર કરીને કોઇ બી નીર્દોશ છોકરી પોતાને માથે આખી જગતની લ્યાનત લેવા તૈયાર થાય? તે એમ કહેવા માંગે છે કે હું ખરાબ થઇ એ વાત ખરી છે, પણ તોબી માહરા બાપે ડૉન જૉનને મારયો નથી," અને તે રાજા એમ બોલતાં મોટા તુચ્છકારનું મોટે સાદાદે હસ્યો. "દીસ્તુંજ છે કે તે બેઉને તેં સાથે જોયાં, ને તેથીંજ જૉનને તેં માર્યો. તે તાહરી દીકરીએ પોતે તેને મારતાં તુંને નજરે જોયલો છે."

"એ બધું તદન જુઠું—"

"ચુપ!" રાજાએ બરાડયું;—"માહરી વચ્ચે બોલી મને જુઠા પાડવા જેવો એક હરફ બી ઉચારવાની તું હુંમક હીંમતજ કેમ કરી શકે છે? બેવકુફ, એ તો ઓર તારા લાભની વાત છે! જો એવુ કંઇ જોઇને ઉસકેરાઇને તેં મરનારને મારયો હોય તો તેનું વાજબીપણું સમજ કરતાં અમો ધ્યાનમાં લઇશું; અગર નહીં, ને તું એ વાત નામુકકરજ જશે, તો જૉનને એવા કોઇ બી બીજવાનની ગેરહાજરીમાં આગમચથી કરી મેળેલી ખુંની ગણત્રીઓના કસદથી મારી નાંખવાનો તાહરો દોષ હસ ઘણો વધારે ગંભીર થઇ પડે છે. તેં એવાં તાહરાં પાપથી સ્પેનના એક સૌથી માનીતાને મારીને આંખાં સ્પેનને રાંડી રાંડની હાલતમાં મેલ્યું છે, ને માહરો જમણો હાથ કાપી લઇ મને માહરા એકનાએક વાહલા ભાઇ ને વારેસથી સદાનો વીખુટો ને બેનસીબ બનાવ્યો છે. બોલ, એથી નબેહતર શું થઇ શકે?"

ગરીબ મૅનડોઝા! તે તમામ હડબડી ગયો. તે મુછ પડયો. આ રાજા કે દેત? આઅેજ તે આદમી કે જેને ખાતર તે પોતે જાન આપી વગર માંગવે ને વગર મોહતે મરવા તૈયાર થઇ ગયો હતો?

અને, તેમ છતાં, રાજાના છેલ્લા સવાલના જવાબમાં માથું ફેરવી

બોલ્યા વના હવે તે રહી શક્યો નહી.

"એથી નમેહતર દુન્યામાં ઘણું થઇ શકે છે, નામદાર." તેણે કહ્યું. "હું ખુંન કરનાર પોતે હોઉં તોબી બીજા નિર્દોશ પર તે ઢોલવી પાડી સતો થાઉં એ એથી બી નમેહેતર ને દોજખી કેહવાય, ને તે બી દુન્યામાં બની શકે છે. વળી એ તરકટ હું એવા પર ઢોલવું કે જે મારે માટે હજારો જાનથી મરવા વટીક તૈયાર હોય એ બી અક્કલ કામ નહી કરી શકે એટલું બધું દોજખી ને નમેહતર છે, ને તેવું બી દુન્યામાં બની શકે છે! ખુદા ખુંનીને બી માફ કરે, પણ એ કાસમની દોજખી દગાબાઝી–પનાહ તાહરી ખુદા!–તે ખુદા કદી ખમી શકે નહિં!"

"બીચારો ફાટુંફાટું કંઇ નહીં સમજ પડે એવું બકયો જાયછ!" રાજાએ પીરાઝ બાજુ ફરીને જાંણે દયા ખાતો હોય તેમ હસી પડતાં કહ્યુ; "એ બધું એનું બોલેલું લખી લેવાની કંઇ જરૂર નથી, પીરાઝ."

"બચ્ચીતજ નહીં, નામદાર," પીરાઝે તરત એકમત થતાં કહ્યું, ને તેણે બી દયા ખાતાં વધારયું, "ગરીબ કમનસીબ બુદ્દો!"

"હું કશીજ રીતે દીવાનો નથી ને કશુંજ ફાટુંફાટું બોલતો નથી તે જાંણનારા હૈયાંફુટાઓ પોતાનાં હૈયાંમાં સારી રીતે સમજેછ." છેલ્લે પાટલે બેઠેલા મૅન્ડોઝાએ બબાડ્યુ, કે જ્યારે તેની તૈરફ આંખોમાં ઝનુન વરસ્યું હતું, અને તે આંખ ઉઠાવીને જોવાની ન તો પીરાઝ કે ન તો રાજા હીંમત કરી શકતો હતો! "માહરી દીકરી એવો ગલીચ એકરાર ગમે એ કારણથી કરે એ હું માનતોજ નથી, ને કદી કીધો બી હોય તો મરતી વખતે તે મને નહીં કહીને માહરી લાગણી સાચવી લેવાથી ને મને જ્યાદા જખમી થતો બચાવાથી તમો ઘણી ભલાઇનું કામ કરી શકતે! મેં માહરા રાજાની ને રાજની દીલોજાન સેવા વરસોની વફાદારીથી કરેલી છે. અને આજે બી તેજ વફાદારી સાથે હું મરવા તૈયાર થયેલો છઉં. પણ તેનો આએ નતીજો—આએ દગાબાઝી? મને પાક ખુદા પાસ બંદગી કરીને માંગી લેવા દેઓ કે ખુદા એ દુષ્ટ દગાબાઝી દરગુજર ફરમાવે!"

પણ રાજાનું તો એ બધું સાંભળીને જરા રૂવું બી પસીનાયું નહીં! તેને હવે હરકતજ શી હતી? તેને બીહીવાનું હતુંજ શું? ભલે ને એ ઘરડો વાંદર બકવા કરે ને ખુલ્લા બોલોમાં રાજાને દોષીત વટીક પુકારે, પણ તેથી તેનું હવે શું બીગડવાનું હતું? તેને તો એ ડોસાને મરવા આગમચ તફડતી મચ્છીની પેરે એમ તલબલતો જોવામાં કાંઇ ઓર મજાહ આવતી હતી! એવી કાસમનાં દુન્યામાં જે અનેક દોજખી આદમીઓ થઇ

શકે છે કે જેઓ બીજાને દુખી થતાં જોવામાં પોતાને કશો લાભ ન છતાં, તેમને દુઃખી થતાં જોઇને મોજ માની લઈ શકે ને તે માંહેલો સ્પેનનો આ કંગાળ અને દુષ્ટ રાજા ફીલીપ એક હતો. વળી તેની એ બી મકસદ વધારે કરીને હતી કે આ ખાનગી તપાસ દરમ્યાન કોઇબી સુરતે મૅન્ડોઝાનાં મોંહમાંથી એવો એક મજબુતીવાલો બાએસ બોલાવવો કે જેથી એ ખુંનનું વાસ્તવીકપણું બેનકરાર પુરવાર થાય; ને તેમ થાય તો જે થોડાંકોને એ ખુનમાં તેની (રાજાની) પોતાની સામીલગીનો કે બાહાલીનો શુભ્હા હોય તે સદંતર દુર થઇ જતાં તે પોતે સલામત બચી જાય; ને એ મતલબી મકસદ બર લાવવા એ બુરાએ તે બીચારા ગરીબ બાવકા મૅન્ડોઝાને કેટલી હદ સુધી ગુંગલાવ્યો ને સતાવ્યો તે આપણે આ તેની તપાસના ફ્રાર્સ દરમ્યાંન ઉપર વીગતવારે વાંચી આવ્યા છીએ.

અને એ બધી મકસદ પુરેપુરી સફલ થયલી જોઇ હવે રાજાએ આ ફ્રાર્સ ઉપર પરડો ઉતારયો.

"હવે આએ તપાસ ત્યારે વધારે વાર આગળ ચલાવવવામાં કાંઇ માલ નથી," તેણે અંતે ચુકાદો આપ્યો. "હું એ બંધ કરૂંછ, પીરાઝ," અને મૅન્ડોઝા તરફ ફરીને—"તું હમણાં છેલ્લું જે બધું ઘેલંગાંડુ બોલી ગીયો તે હું નોટીસ નથી કરતો કેમજે તે એક દીવાનાનેજ બરનું બધું બોલવાનું છે, અને એ ફાડુંફાડું બોલવા વાસ્તે તને કોઇ બી સજા કરવી એ તાહરા કેસમાં મુવેલાને મારવા જેવુંજ થશે. વળી હું દીલનો ઉદાર છેઉં. હું પોતે તુંને માફ કરૂંછ. તેં મારા ભાઇને મારી નાખીને માહરાં આખાં રાજને અપંગ કીધુંછ, પણ હું પોતે તુંને માહરી તરફથી માફ કરૂંછ એમ તું ફાંસીના માંચડા પર ચઢે ત્યારે બી યાદ રાખજે. લે માહરો હાથ!"—અને તે ઢોંગી ધુતારાએ મૅન્ડોઝાને ઘણા દમામ સાથે પોતાનો હાથ ચુંમવા આપ્યો, જે એકજ સ્પર્ષ તે વફાદારીભરયા બુઢાની લાગણી પાછી તેની પક્ષમાં છતી આપવા બસ હતો. હવે તેને (મૅન્ડોઝાને) લાગ્યું કે આ બધું રાજાએ કીધું તે કરવાને તે તદન વાજબીજ હતો, કે જેથી ખુંન માટે તેના પર કોઇને કશોજ સુબેહ જાય નહી, અને એ ખ્યાલ થતાં તે છેલ્લા નજદીક બે કલાકની તે કરેપીણુ તરફની સઘળી સતાવણીઓ લગભગ ભુલીજ ગયો. તેણે એ ખ્યાલ થતાં તરત પોતાનું જઇફ માથું નમાવ્યું, અને ગુંદણે બેસી રાજાએ આપેલો હાથ લઇ બાઇજ્જત ચુમ્યો.

"હું માહરા રાજાને મોહોત સુધી વફાદાર હતો ને વફાદાર છેઉં," તેણે તે બોલ્યા લેતાં કહ્યું.

રાજા કહરૂપું હસ્યો, ને ઉપકાર માનતો હોય તેમ પીરાઝ ન જુએ તે ક્રીસમે તેણે રહેજ ડોકું નમાવ્યું અલકે હલાવ્યું. એ તેની જીંદગાનો એક યાદગાર અનુભવ પુરવાર થયો કે દુન્યામાં એવા બી પુર વફા આદમી ઓ થઇ શકે છે!

"પોહરેગીરોને બોલાવો, પીરાઝ," એ પછી રાજાએ હુકમ આપ્યો. "એને રાતભર 'વેસ્ટ ટાવરમાં કેદ કરાવજો, ને મારી તરફથી ખાસ હુકમ મુકજો કે કોઇ કશીજ રીતે એ કમનસીબ બુઢાને સતાવે નહીં."

પીરાઝ એ સાંભળતાં તાબરતોબ ઉઠયો. બાહેરની ચાલમાં જ્યાં મરાયા વજીર ગોમેઝ સાથ બેઠી હતી તેના બીજી બાજુએ એક ઑફીસર ની સરદારી હેઠલ એક નહાની લશ્કરી ટુકડી તેને લઇ જવા સારૂ તૈયાર ઉભી હતી, અને તેને સપુર્દ થવા પીરાઝની પુઠે તરતજ તે દીલેર લડવૈયો મજબુત કદમે, રાજાને નમન કરીને, તે ઓરડામાંથી બાહેર પડયો. ત્યાં બારણાં બાહેર પીરાઝે તે ટુકડીને તે ડોસાનો હવાલો આપ્યો, તથા તેના લેફટનંટને રાજાનો હોકમ અને પેગામ કહયો, અને પછી પીરાઝ બણી ઝાંખીને જોતા વના જ્યારે મેન્ડોઝાએ તે ટુકડીની દસ્તગીરી હેઠલ ચાલવા માંડયું ત્યારે પીરાઝ પાછો રાજાના ઓરડામાં ગયા.

તે લશ્કરી ટુકડી ઘરડા મેન્ડોઝાને ચો તરફથી ઘેરી લઇને ચાલતી હતી. ત્રણ હથ્યાર બંધ આગળ હતા, ત્રણ પાછળ અને બબે તેના બંને હાથપર ચાલતાં હતા.

તેઓને આ ક્રીસમનો મામલો કાંઇ નવો ન હતો. સ્પેનની કોર્ટમાં એવા બનાવો તો અવારનવાર બનતા કે જે રાજાના માનીતાં કે રાજાના વિશ્વાસમાં હોયતે ઘડીની વચમાં તેમને સ્વાધીન થઇ કેદમાં ચાલ્યા જાય! વળી ડોન જૉનને મારેલો હોવાથી તેઓને મેન્ડોઝા પર ઘણો ખાર ને ઝનુન આવતું હતું. ને અધુરામાં પુરૂ—તેણે પોતે પોતાની સિપેહસાલારગીરીમાં તેઓ કને સખ્તીથીજ કામ લીધેલું હોવાને લીધે આ તેની પડતીમાં તેઓને તેની કશીજ દયા આવી શકતી ન હતી. એમ છતાં, તેઓએ પીરાઝે લેફટનંટને રાજાને નામે હુકમ આપ્યો હતો તે સાંભલ્યું હતું, અને તેથી કોઇ તેની સાથે કશીજ સખ્તાઇથી વરતતું ન હતું.

તેઓ "રાઇટ લેફટ" લશ્કરી દમામથી માર્ચ કરતા, ને બધાં સરખાં કદમ ઉઠાવતા હતા, કે જેમની વચમાં તાડ જેવો ઉંચો મેન્ડોઝા, તેટલાજ દમામથી, તેવાંજ એક સરખાં પગલાંએ ચાલતો હતો. તે કશીજ રીતે બીહીધેલો દેખાયો નહીં. ફકત તેનું માથું ખુલ્લું હતું—બાકી તે પોતે બી હથીયાર-

અંગ પોતાના લશ્કરી પોષાકમાંજ સજ્જ થયલો હજી જેમનો તેમ હતો.

તે ચાલ જરા સાંકડી પણ ઘણી લાંબી હતી, ને રાજાના ઓરડાનાં બારણાં ભણીથી કુચ કરતા તેઓ જ્યાં મરાયા ને ડાન ગોમેઝ ખોટી થતાં હતાં તે તરફ (બાહેર નીકળવાનાં બારણાં ભણી) આવ્યા, કે જ્યારે ગોમેઝ મૅન્ડોઝાને લાવતા સમજી તરત ઉભો થયો, ને તે ટુકડીને જગ્યા આપવા જરા બાજુ થયો: પણ મરાયા કાંઇ સમજી નહીં. પોલરેગીરોની ટુકડીઓ ચોક્કસ વખતે બદલી માટે નીકળેલી એમજ માર્ચ કરે છે તે એ બાળા જાણતી હતી, ને તેથી તે આ પણ તેવુંજ કાંઇ સમજી બીલકુલ બેદરકાર રહી. વળી મૅન્ડોઝા જો કે ઉંચો ઘણો હતો તોબી આસપાસના ચોકી દારોથી ઘેરાઇ ગયલો હોવાને લીધે તે તેને તરત જોઇ શકી હતી નહીં.

અને એ વખતે ડૉન ગોમેઝ ડી સીલવાએ ભલાઇથી ખરેખર ચાહયું કે મારાયા તેના દુખી બાપને આ અવદશામાં જોવા ને ઓળખવા ન પામે; પણ નહીં. ગોમેઝ પોતે ઉભો થયો તે જોઇને તે છોકરીએ જરા નજર ઉંચે કરીને જોયું, ને પોતાના બાપને જોતાં તે દુખથી ઘવાઇને ચીસ પાડી ઉઠી.

"ફાધર!" તેણીએ આગળ ધસી જઇને પુકાર્યું,—અને તે દોડીને પોતાના બાપને મળવા ગઇ, એટલે પેલો લેફ્ટનંટ તેને ઓળખીને તરત ઉભો રહયો, અને આખી ટુકડી ઉભી રહી ગઇ.

"ફૉરવર્ડ! માર્ચ!" બુઢા મેનડોઝાએ એ મામલો જોઇ ગુસ્સામાં બરાડ મારી હુકમ આપ્યો. તે પોતાની બેટીને મળવા ને જોવા જરા એ ખુશી ન હતો. તેણે તેને તરતજ જોઇને ઓળખી હતી. ને તે થોભવા કશીજ રીતે ચાહતો ન હતો.

અલબત, એ મામલો જોતાં તે લેફ્ટનંટે આગળ વધવાની હીલચાલ કરી, પણ ડૉન ગોમેઝે હાથની ઇસારત આપી તે ટુકડીને થોભવાનો પાછો હુકમ આપ્યો; અને તે વડા વઝીરનો હુકમ તે એક કાયદોજ હતો, એટલે આખી ટુકડી એકદમ થંભ થઇ ગઇ.

"નામદાર, અમોને રજા આપો," એમ કહતાં તે જવાન લેફ્ટનંટે પોતાની ફરજની રાહે નમનતાઇથી ડૉન ગોમેઝ કને માંગી લેતાં કહયું. "નામવર રાજાનો હુકમ બંધવાને વૅસ્ટ ટાવરમાં પુરવાનો છે. અને ઢીલ થશે તો હું ગરીબ આદમી ઠપકામાં આવી પડશ."

"તુંને ઠપકો નહીં મળશે," વઝીરે કહયું; "તુંને ખોટી કરવા સારૂ તું

માહરૂં નામ આપી શકશે. બાપ બેટી આવા સંજોગમાં મલવા વગર છુટાં પડે એ અકુદરતી છે."

"પણ માહરે મળવુંજ નથી: હું એ નાલાયક નારવા દુકતીનું કાલું મોઢું જોવા ખુશીજ નથી," મૅન્ડોઝાએ વળી મોટા ગુસ્સાથી બખાળ્યું.

"જૅનરલ મૅન્ડોઝા," તે બલા વઝીરે હવાં વચ્ચે પડી લાગી આવે તે કીસમે કહયું, "તું જે નેહસ્ત અપરાધ તાહરે માંથે લીએ છે તેના કરતાં તાહરી બેટીના અપરાધની ગંભીરતા બેશક હજારો વાર કમ છે. તું ઇન-સાન્યતથી અલગ ના થા. તાહરૂં બચ્ચું તને મલવા તલબગાર થયુંછ તો તમો બાપ બેટી એવરની મીલાકતમાં ઘડી ચપકો મલી લેઓ."—તે પછી તે લેફટનંટ તરફ ફરીને બોલ્યો, "તમો બધા બારણાં પર જઇને થોભો. બંધવો ન્હાસી નહીં જશે તેનો જોખેદાર હું છેઉ. હું માહરી સત્તાથી તમને બાહેર થોભવા હુકમ કરૂં છું. હું તમને બોલાવું ત્યારે બંધવાનો ચાર્જ લેવા અંદર પાછા આવજો."—અને તે એવા તો સત્તાના થસ્સાથી બોલ્યો કે તે ટુકડી અને તેનો લેફટનંટ તે હુકમને માન આપી તાબે થતા ત્યાંથી તરતજ ચાલી ગયા.

ત્યાર કેડે ડૉન ગોમેઝ પોતે પણ તેઓ આગળથી હટી જઇને ચાલને બીજે નાકે ગયો ને એડો, કે જ્યારે તે બાપ બેટી કલાકો પછી પાછાં એક વાર અરસપરસની મીલાકાત માટે ફરજ્યાત એકલાં પડયાં!

# પ્રકરણ ૩૯ મું.

—— : ——

એ બધું એટલું જલ્દી અને મૅન્ડોઝા અનવરની વચ્ચેથી કારેગ થઇ શકે તે પહેલાં એવી તાકીદથી બની ગયું કે નારાજ ને ગુસ્સે થયલા મૅન્ડોઝાને ગોયા તે માટે પ્રોટેસ્ટ કરવા કે વાંધો ઉઠાવા પણ વખત મળી શકયો નહીં!

તેને ડૉન ગોમેઝનું એ વર્તણ જરા થઇને ગમ્યું નહીં. તે વડો વઝીર હતો તો ભલે, અને રાજકારેબારમાં પ્રવીણ હતો તે બી ભલે, પણ તેના ખાનગી ઘરખટલામાં આ કીસમે માંથુ મારવા ને તેની મરજી ઉપરાંત કામ લેવાનો તેને હકજ શું હતો? તે ઘણો ખફા થયો.

તેણે બીલાડી ધુરકે તેમ ધુરકીને એકલો પડવા કેડે એકાદ પળ ગરીબ મરાયા ભણી જોયું. તેનાં નેણ જથ્થેજથ જમાવેલાં હતાં. તેની આંખમાં ખુનખાર ગુસ્સો વંચાતો હતો.

તેઓ ઘરમાંથી તે સ્હાંજે છુટાં પડયાં તે પછી ભાગ્યેજ છ કલાક વચમાં ગુજરયા હતા, અને અરે, એ ટુંક અરસામાં કેટલું બધું બની ગયું હતું—એટલું કે જે બનવાને બાજે વખત વરસો અને જમાનાઓ જોઇએ! એજ તો આ વારતાની તાસીર છે. જે અત્યાર તકમાં બનેલા બનાવો બયાંન કરતાં અમને એક મોટો અરસો ગુજરી ગયો છે. તે બધા બનાવો, આ વારતાની શરૂઆતમાં અમોએ સમજાવી લીધું છે તેમ, ફકત એકજ રાતના થોડાક ગણત્રીના કલાકોની રમત હતી!

મરાયા હેતથી તેને મળવા ધસી ગઇ ને તેણે ચારટ્રા હડધુતથી પોતાની ગોદમાંથી હાંકી મેળી ત્યાર પછી તેણીએ અત્યાર તક તેને પાછી મળવા એક પણ કોશેશ કરી ન હતી. તે દુખનું એક ચિત્ર—એક મોટી ગાદીની "લોચેર" ની પીઠને અઢેલી ઉભી હતી. તેનો ચેહરો લોહીના એક બી છાંટા વગરનો ફીકો હતો, અને તેવાજ ફીકા હોઠો ટાકટ બીડેલા હતા, કે જ્યારે આંખોમાં એક આખી દુન્યા ભરનું દુખ વંચાતું હતું—દુખ કે જે તે સોહામણા મુખડાંમાંથી હવે કદી બી દુર થઇજ ન શકે એમ દેખાતું હતું!

બંનેને એકમેક પર સ્વભાવિક હેત છતાં અભાવ હતો, કેમકે બેઉ નિર્દોશ એક બીજાંને દોશીત માનતાં હતાં. મેનટોઝા વધારે. તે તો એવી એક બેટીની રૂબરૂ થવા કરતાં અદર જઇને રાજની તપાસની સતાવણીઓને વધતી ખુશીથી પાછો તાબે થાય એમ હતું. તે ખરી શુધ્ધતાનોજ એક નાદર નમુનો હતો.

તે પોતાની બેટીને નાશ પાંમેલી અને બેહયા બની ગયલી માનતો હતો. તેણીએ પોતે તે વાતનો જાહેરમાં એકરાર કરેલો હોવાની ખુદ રાજાએ તેને બાતમી ને ખાત્રી આપી હતી, અને ત્યારે જ્યાદા શું જોઇએ? બીજા હાથ પર મરાયા તેને ખુંની માનતી હતી, અને અફસોસ, ખુંની બી કોણનો? જે આખી સલતનતનો માનીતો ને તેના પોતાના પોતાના પ્યારા જાનથી બી કરોડો વાર વધારે પ્યારો તેનોજ! ખરેખર, એ બીલકુલ બેગુનાહ ને નિર્દોશ બાપ બેટી આ કીસમે એકમેકને તકસીરવાર માનતાં આખી દુન્યામાં બીજાં કોઇ એ રંવેસ આગલ એકઠાં થયાં નહીંજ હશે!

અંતે મરાયા બોલી.

"ફાધર," તેણીએ કહ્યું "હું માહરૂં મન મોટું કરી તમને બોલાવા ને મળવા માંગુંછ. તોબી શું તમો નથી બોલવા માંગતા?"

"તાહરા જેવી કાબા સાથે હવે બોલવાનું રહ્યુંજ શું?" મૅન્ડોઝાએ ગગડાત કરયો;—"દુર, દુર ઓ અપવિત્ર, તાહરા હાથ મારાં બદનને લગાડી તે ગલીચ ના બનાવ! ઓર બી તાહરા ગુન્હાનો જાહેર એકરાર કરી તેં માહરે વાસ્તે મોહોતને એવડું આવકારદાયક બનાવ્યુંછ!"

"મોહોતને? ઓ નહીં," તેણીએ દુખથી પુકાર્યું; "તમને બચાવા-તમને જીવાડવા તો મેં માહરી જીંદગીનો નાશ થવા દીધોછ. હવે ત્યારે મોહોત શાનું?"

"મોહોત હવે વધારે કેમકે તેં પોતે જાહેર કીધું કે તું મરનાર સાથે હતી, અને લોકો, તેથી, હવે એવડા ભરોસાથી માને છે કે તે જોઇને તેનાં ઝેર ને વેરમાં મેં તે નાલાયકને મારી નાંખ્યો," મૅન્ડોઝાએ જરા નરમ થતાં સમજાવ્યું, કેમજે તે હવે જોઇ શકયો કે મરાયાની પોતાનાં કુકર્મનો એકરાર કરવામાં પણ તેનો જૈફ જાન બચાવી લેવાનીજ નેક મકસદ સમાયલી હતી. "હેમક, એ એકરાર તું નહીં કરતે તો તું તેમજ હું બંને એક જીઆંગર બેઇજ્જતી ને નામોશીથી બચતે: અને એ બધી ખરાબી પર ખરાબીઓ કરી તું શું હજી નકટ નાકે માહરી સાથે બોલવા ને મને મળવા માંગેછ? દુર થા, કાળું કર—માહરી સાંમેથી નાબુદ થા!"—અને તે બાપ એમ કહેતાં પોતાની નામોશીની યાદથી જીગર જળાવી મેજે એવા નવેસરથી વધતા આવતા ગુસ્સા સમેત ત્યાંથી ચાલી જવાનું કરતો હતો.

અને ત્યારે? ત્યારે મરાયાએ એક વાઘણ માફક ઉછાળો મારી તે જૈફ બાપનું કાંડું પકડયું—એવી કીસમે કે તેણીના તે જુસ્સાથી તે ઘરડો બાપ એકાદ પળ હેરત રહયો. તે કે જે સદા તેનાથી બીહીતી ધ્રુજતી, અદબ ભરેલી ને કાંકણી હતી, તેને હાલ ઝનુનનુ એ શીફરૂં શું ને કાંએ થયું?

"પીતાજી, સાંભળો!" તેણીએ પુકારયું; "તમારાં બધાં ગલીચ અનુમાનો તમામ ભુલભરેલાં છે. હું માહરી મરનાર માએનાં પ્યારાં નામના કસમથી કહુંછ કે તેનાં પેટમાંથી મેં જન્મ લીધો ત્યારે જેવી એ કીસમની એક બી ગલીચાથી હું બાકાત ને નિર્દોશ હતી તેવીજ તમામે તમામ આજની ઘડી સુધી છેઉં. મેં માહરી બેઇજ્જતીનો જાહેર એકરાર કીધોછ ખરો, પણ તે ફકત તમારો જૈફ જાન બચાવા. માંનોછ તમો?"

મૅન્ડોઝાએ સખ્ત હયરત થતાં ડોળા ફાડી તે બેટી સામે જોયું. શું તે ખરૂં કેહતી હતી? શું એ બનવા જોગ હતું? શુ તેણે હેમક જેવાએ

ભુલમાંજ ત્યારે ગોરું આયા કીધું હતું? તેણીના બોલવાના જુસ્સાના હરેકે હરફમાં સચ્ચાઇનુંજ જોશ ને જોમ જામી રહેલું હતું!

"હું કેમ માનું?" તે બાપે એમ છતાં કહયું; "મેં પોતે તેના બાગમાંથી તને ન્હાસી જતાં જોઇ હતી;"

"નહીં, તે તમારી ભુલ છે."

"ભુલ કેમ હોય? મેં તાહરો ડ્રેસ વટીક પીછાંણ્યો હતો! આએ નહીં. પેલો જે રહાંજે ઘેરમાં તેં પેહડયો હતો તે!"

"ત્યારે નક્કી તમારી ભુલ છે, માહરા વાહલા પપા," મરાયાએ સમજાવ્યુ. "હું તો તમારા જવા પછી વાહલી આગ્નેઝની મદદથી આએ તેનો પોષાક પેહડી રહાંજની ઘેરમાંથી બહાર પડેલી છેકું!"

મૅન્ડોઝાએ જોરથી કપાળ દાબ્યું. આ શું બધો ભુલાવોજ હતો?

"ત્યારે મેં ડૉના ઍનાને તને ઘરમાં મળવા મોકલી ત્યારે શું તું ઘરમાં નહીં હતી એમ?"

"હું તેને મળીજ નથી; ત્યારે આગ્નેઝે તેને કંઇ થાપ આપી હોશે," મરાયાએ જવાબ કરયો.

"ને તું નિર્દોશ છે! ઓ ખુદા, તું મને એ સુખની ખાત્રી આપ!" તે બાપે આરજુભર્યું પુકાર્યું.

"અને હું ખુદાનાં નામથીજ તમને ખાત્રી આપું છું, પપા," તે બેટીએ પાછું સમજાવ્યું.

"હું અંદરના ઓરડામાં માહરા વાહલાના હવાળામાં તમે લોક ત્યાં આવ્યા ત્યારે હતી એ ખરૂં, તમે લોક ત્યાં ચુજનરો લાવ્યા તે વખતે હું પોતે અંદર તમારા ગુસ્સાથી થરથર ધ્રુજતી હતી એ બી ખરૂં, પણ વાહલા બાપ! અમારો પ્યાર ઇજ્જતદાર ને સાચ્ચો હતો, ને હું માહરી વાહલી માયના પાક હવાળામાં હોઉં તેટલીજ તે વાહલાની પવિત્ર ઓથમાં પાકીજેહ ને સલાંમત હતી. અરે, જો મુએલાં પાછાં આવી શકતાં હોય તો માહરો જૉન મીનોર્કામાંથી બી માહરી એ વાતની સચ્ચાઇ પુકારવા સાહદત આપતો આવશે!"

તે બાપ ફાટેલી આંખોએ તે ઉશ્કેરણી વચ્ચે એવા જુસ્સાથી—બીલકુલ સચ્ચાઇના ભાર સાથે બોલતી બેટી ભણી જોઇ રહયો અને તે તદન જ ખરૂં કહે છે એમ ખાત્રી થતાં તેણે હાથ પ્રસારી ઘણુંજ અસાધારણ

હેતથી તેને પોતાની ગોદમાં ખેંચી લીધી, "માહરી બેટી—માહરા જેવીજ નેક ને પાક, માહરી બદનગુમાની ગને માફ કર, ને આવ માહરી ગોદમાં!" તેણે કહ્યું; "હું તાહરો કહેલો હરેફ હરફ હવે ખરો માનુંછ!"

અને તે બાપ બેટી ઘણુંજ હેતથી બગલગીર થયાં, પણ મરાયા, એમ છતાં, તે ગોદમાં થોડી ઘણી કમકમ્યા વના રહી શકી નહીં.

"ઓ બાપ!" તેણીએ તરત પાછી એ યાદથી અલગ થતાં ને રડી દેતાં પુકારયું, "કાંએ નાહક એવા એક આખી સલતનતના પ્યારાને તમે મારી નાંખ્યો?"

અને મૅન્ડોઝાએ શો જવાબ કરયો? તેનાં જીગરમાં એકદમ એ આરોપ સાંભળતાં એક જંગ ચાલી રહયું. તે બાપુકાર પોતાની બેટીને કેહેવા ને જાહીર કરવા માંગતો હતો કે તે પણ બીલકુલ બેગુન્હાજ હતો, પણ તેમ કરવું ને કેહવું શું રાજ સામે રીતુર ને બેવફાઇ નહીં કહેવાય? તે કેમ એ વાત જુબાંન પર લાવી શકે? તે કેમ તેણીને ખરી વાત કહે! ખરી વાત જાંણ્યા પછી તે બેટી કેમ પોતાના બાપને મરવા દે? કઇ બેટી એમ એ જાતનો જુલ્માત થયલો શાંતીથી બેસીને જોયા કરે?

અને ત્યારે શું એવી એક બેટીનાં દીલમાં પોતાને વાસ્તે માહા બુરૂં માનવા દઇને તે મરી જાય? તે શાંતીથી મરેજ કેમ? હવે તો ઓર તેણે જીવવું જોઇએ! તેને મરવાની હવે જરૂરજ શી હતી? તે પોતાની બેટીના બેઇજ્જતીમાં માનતો હતો ત્યારે મોહોત તેને માટે મીઠું હતું. પણ તે એ આવાં બચ્ચાંઓને તેમની એક બી તકસીર વગર અનાથ રવડતાં મેલીને પોતે વગર મોહોતે મારયો જાય એમાં ઇનસાફ કયાં હતો?

વખત ઘણો થોડો હતો! ગોમેઝ કોઇ બી ઘડીએ હવે એ મોલાકાત ટુંકી કરવા પેસી ટુકડીને પાછી બોલાવી લે! તેણે કેહવુંજ હોય તો એક દમ કેહવું જોઇએ, અને રાજ સામેનાં રીતુર કરતાં બી પોતાની પાકદામન બેટીના મનમાં તે પોતાને માટે બુરૂં માનવાનું છોડી જાય તે તેને જાસ્તી જબુન લાગ્યું. એટલા માટે, તે તેને હૈયાંસરસી દાબીને ધીમેથી બોલ્યો,

"જો માહરા હાથ, મરાયા બેટી! એ હાથો પર ખુંન નથી. એ હાથોએ મરનારને મારયોજ નથી. જાંણ અને ખાત્રીથી માન કે હું બી તાહરા જેવોજ નિર્દોશ છેઉં!!"

મરાયાએ હરખનાં જોશથી એક ચીસ પાડી.

"અને ત્યારે ખરો ખુંની?" તેણીએ મુશ્કેલીથી દમ લેતાં પુછયું.

"રાજા ફીલીપ!" તે ડોસાએ તે દીકરીને કાને લાગી કહ્યું.

"અને તમને તે માટે ગરદન મારવામાં આવે? ઓ ગજબ!! હું દુન્યા ઉલટપાલટ કરી નાખશ, માહરા બાપ, પણ હવે તમોને મરવા દેવાની નથી. હું તો જાણુનીતીજ. મને મજબુત વહેમજ હતો, ને તેજ અંતે ખરૂં પડયુ–છ,"—અને તે ઉસ્કેરાયલી બેટીને સમજાવીને શાંત કરતાં ઘરડા મૅન્ડોઝાને અતી મુશ્કીલ થઈ પડયું. તેણે હવે જોયું કે સઘળો પાસો નહીં ધારેલો ઉલટાઈ ગયો હતો, ને મરાયા તેને મરવા દેવાની ન હતી! તે એવી દીલેર અને દ્રઢ હતી કે રાજાની ગરદન ફાંસતી તે ખુદ રાજાની રૂબરૂ ધસી જવાપણ જરા એ આંચકો ખાય નહીં,—અને ત્યારે?

# પ્રકરણ ૪૦.

"મારી બેટી," મૅન્ડોઝાએ તેને તેના અપાર ગુસ્સા વચ્ચે શાંત કરવાની કોશેશ કરતાં સમજાવીને કહ્યું, "હવે હું સુખથી મરશ, કેમકે એક હાથ પર મેં તુંને પાકજાદ ને નેકજાદ માહરા પ્યારમાં પાછી મેળવીછ, અને બીજા હાથ પર હું એક જબુન ખુંનની તકસીરનો શીક્ષા કલંક માહરે માથે લઈને મરતો નથી એ તમો બચ્ચાંઓ જાંણી ચુકયાં. હવે માહરે મરવામાં શું મુશ્કીલ હોય? આપણા રાજાને માટે—"

"રાજા કે જે પોતેજ એક કરપીણ ખુંની છે?" મરાયાએ ગુસ્સાથી બબાડ્યું, કે જ્યારે તેના મનોહર ગુસ્સામાં તેને લાલ થતી જોતો તે ઘરડો બાપ અજાયબીમાં દંગ થઈને ઉભો, "રાજા કે જે પોતાના વાહલા બાઈ ને દેશના રક્ષક માટે અદેખો થયો, ને જેણે ને ગરીબ દીલેરને કરપીણ રીતે જાનથી માર્યો? રાજા કે જે પોતે ખુંની છતાં એક નિર્દોશનો જીવ જાન લેવા આસાનીથી તૈયાર થયોછ? કદી નહીં. વાહલા બાપ, હું તમોને હવે મરવા દેવાની નથી. હું તમોને એ કલંકીત મોહોતથી હજી બી પાછા બચાવી લેવશ, ને પછી આપણે આઈનેઝને લઈને આએ દોજખી મુલક સદા મુકીનો તજી કેયે દુર દેશાવર જતાં રહીશું."

"પણ તું શું કરી શકશે?"

"હું થાપું કરી શકશ, પપા," તે દીલેર દીકરીએ દીલસોઝ જવાબ આપ્યો. "તમોને બચાવા નેં ઓ, જે મને માહરા જાનથી લંબ્બો દરજ્જા વધારે વાહલો હતો તેનો પ્યારો જાન બરબાદ કરનાર પર માહરો કીનો લેવા—"

"બેટી! બેટી!" રાજાને માટે આમ બોલાતું સાંભળી તે ખરો રાજભકત બુઢો લગભગ ધ્રુજી પડતાં કંપકાની ઢબે બોલ્યો.

"કદી નહીં, આખી દુન્યાને ખાતર બી નહીં." મરાયાએ છેકજ માથું ફેરવી ગુસ્સાથી જમીનપર પોતાનો નરમ ન્હાનો નાજુક પગ થોકતાં કહ્યું; "હું રાજાને ખુંની પુકારી આખું સ્પેન ઉલટપાલટ કરી નાંખશ."

તે એક લડાયક બાપની બાહાદુર બેટી હતી, અને તે ઘરડો નેટલોજ કરડો બાપ આજેજ જીંદગીમાં પેહલી વાર તે દીકરીની દીલેરી અને સદ્ગુણો તેના ખરા આકારમાં જોઈ શકયો! તેણે જોયું કે તે ખરેખર તો એક ખજાનો હતો કે જેના ખરા ઉપયોગથી તે પોતાના હદ વગરનાં કરડાપણાંને લીધે હેમંક જેવો આજ તક બાકાત અને બેનસીબ રહ્યો હતો. તેણે, તેથી, તેને હેતથી હૈયાંસરસી ચાંપી, અને આજ તક તે પોતાનાં એ બચ્ચાંને એ રીતનાં હેતની મોજથી આગળ કદી બગલગીર થયો ન હતો!

પણ હવે વખત ઘણો થઇ રહેલો હોવાથી વઝીર ડા ગોમેઝ પણ લગાર અધીરો થયો હતો, ને તેણે તે ચાલને નાકેથી મરાયાને ટુંકું કરવા એસારત આપી, જે પર ઘરડા મેન્ડોઝાની નજર ખેંચાવાથી તેણે પોતેજ પુકારીને કહ્યું, "હું તૈયાર છું, નામવર." તે પછી તે ફરીને પોતાની બેટીને હેતથી બેટ્યો અને તેને સમજાવ્યું, "હવે કશોજ ગમ ના કરતી, બેટી. માહરી વફા અને તાહરી બહાદુરીને અપજશ પોહોંચે એવું બી કાંઇ થવા નાજ દેતી, અને આપણે મીનોઇમાં બન્નાં જલ્દીજ પાછાં એકઠાં મળશું."

મરાયાએ, અલબત, જવાબ દીધો નહીં. પોતાના બેગુન્હા બાપને પોતાની ગોદમાંથી ખુંચવી લઇ જવામાં આવતો જોઇ ન શકવાથી તેણીએ ફકત તુરત વેગા પોતાની આંખે હાથ દીધા, અને પછી તે ઘરડા બાપનો હમેશનો કાન પર પડી રહેલો અવાજ—"ફોરવર્ડ! માર્ચ!" સાંભળી તેણીએ જાણ્યું કે તેણે પોતે તેને લઇ જઇને કેદમાં પુરવાનો પોતાના હાથ નિચેના સિપાંઇઓને હીંમતથી હુકમ આપ્યો, ને તે ટુકડી ત્યાંથી પસાર થઇ ગઇ, કે જે એક સરખાં પગલાંના અવાજ અને પડઘા એક પછી એક વાગતા ને ધીમે ધીમે દુર જતાં ધીમા થતા તે ઘણો વાર તક આંખે હાથ ઢાંકી ઘણુંજ દર્દમંદ દીલે સાંભળતી ઉભી.

અરે, આએ એકજ રાતમાં આજે કેવું કેવું નહીં ધારેલું બધું બની ગયું હતું! તેનો વાહલો દીલેર મુરીશ લોકોને સર કરી હજી તો તે સ્હાંજેજ ફ-તેહમદ શેહેરમાં પાછો ફર્યો હતો ને તે એટલા વારમાં તો મોહોતની મોડી ગોદમાં જઈ સુતો, કે જ્યારે તેણીના જૈફ બાપ જીંદગીની તેજ છેલ્લી મુસાફરીને રસ્તે અત્યારમાંજ અરધો ઉતરી ચુકયો હતો! એ, તે એ બધું કેમ ખમે? તે નરમ દીલની નાજુક બાળા એ બધો ખ્યાલ કરતાં ગોયા મગજથી બેમગજ બની ગઇ.

ભલો વઝીર ગોમેઝ ડી સીલવા એ વખતે ફરી એક વાર હેતથી તેણીની મદદે આવ્યો. તે તેણીના ઉસ્કેરાતનું ખરૂં કારણ તો જાણી શકયો નહીં, પણ તેના બાપથી સદાની છુટી પાડવાના ખ્યાલથી તે બાળા એમ હડબડી ગઈ હતી એમ માની લઇ તે જૈફ વઝીરે તેને કેટલોક દીલાસો આપ્યો.

પણ મરાયા એ દરમ્યાંન વિચારમાં ગીરફતાર થઇ હતી. તે તેના બાપને ફાંસીને લાકડે લટકતો અટકાવવા તો પોતાની પાક ઇજ્જતનો નાશ પુકારતી દીલેરીથી બાહેર પડી હતી. પણ હવે જ્યારે તેણીએ જાણ્યું કે તે કેવળ બેગુન્હા માર્યો જનાર હતો ત્યારે તો તે એ જૈફ પોતાને બચાવવાના પોતાના કસ્દમાં એવડી દીલેરીથી એકદમ એસ્તવાર બની.

“મેહેરબાન ડૉન ગોમેઝ,” તેણીએ અંતે વિચારવંત પુછયું. “તમો ધારોછો વારૂં કે રાજાને હું એકલીજ એકાંતમાં મળી શકશ?”

“હું કહી શકતો નથી,” તે દીલસોઝ વઝીરે જવાબ કર્યો. “મેં તમારે સારૂં મોલાકાતની અરજી તો અંદર મોકલેલી છે. ને હવે જે વખત જનયછ તેમાં તે નામદાર તમને અંદર બોલાવશે ખરા, પણ હું ધારૂંછ કે હું અંદર નહીં આવું તોબી પીરાઝ તો ત્યાં હોશેજ.”

“તેના દેખતાં હું રાજા સાથે ખુલાસાથી વાત કરી શકવાની નથી,” મરાયાએ ચીંતાતુર કહયું.

“તાહરી ભુલ છે, બેટી,” તે ભોળા આદમીએ કહયું. “પીરાઝ રાજાના અંગત સેક્રેટરી તરીકે એવી વખતે આગળ હાજર તો હોવોજ જોઇએ, ને તે હોય તેની તાહરે જરા બી અડચણ માની લેવી નહીં. ઘણોજ મજાહનો ને સાચ્ચો માણસ છે—એ પીરાઝ. મેંજ ભલાંમણ કરી તેને રખાવેલો ને રાજમાં વધારેલો છે. તે ઉલટો તાહરા લાભમાં એ સારાજ સુખનો બોલશે.”—અને મરાયા પોતાનાં દુખની ગીરફતારી છતાં આ ભલા ભોળા ને સાચ્ચા માણસની બોલાશ માટે એકાદ પળ હૈરત રહયા વના રહી

શકી નહીં. પીરાઝ એક મતલબી લુચ્ચો ને દુરાચરણી હતો તે આખું સ્પેન જાણતું હતું. ને એ ઘરડા વઝીરની જુવાન મોહરદાર ડૉના ઍનાનો મસલતો ને મદદગાર હતો તે મરાયા જેવી એક ખરી નિર્દોશથી બી છુપુ ન હતું, ને તે છતાં ડૉના ગોમેઝ પોતેજ તે શીહા આસામીને સુફેદ અને ભલો માનતો ને ચીનારતો હતો! ભલાઓ પોતાની ભલાઇની ભોળાઇમાં કપાત્ર કરતુકીઓને પણ ભલાજ માની લીએ છે તેનો એથી બેહતર પુરાવો શો થઈ શકે?

"લોકો એને વાસ્તે ઘણું બુરૂં બોલેછ ખરાં," તે વડા વઝીરે જારી રાખ્યું, "પણ હું તો તે બધી નીંદા માનુંછ. એટલા વાસ્તે, એ જો અંદર હોય તો એની તું કશીજ પરવાહ ના કરતી, ને તું તાહરે ખુલાસાથી રાજા સાથ બેધડક જે કરવી હોય તે વાત કરજે. એમ કરતાં જો એ કંઇ વાંકો ચાલશે કે તાહરાં ભલાંમાં ફાંચડ મારશે તો હું માહરી બૈરી મારફત એને સમજાવી લઇને બધું પાછું સમુ કરાવી શકશ. એને માહરી બૈરી સાથ ઘણું સારૂં છે, ને બૈરાંઓમાં મરદોને સમજાવી લેવાની કુનેહનું જાદુ હોયછ એ તો કદાપી તું જાણતીજ હોશે?"—અને તે ભોળો આદમી હાલના ચિંતાતુર મામલા વચ્ચે પણ પોતાની ભોળાઇનું હસ્યો.

પણ મરાયા, અલબત. આ ગણત્રીઓ માટે એકમત થઇ શકે એમ ન હતું. એમ છતાં તે કાંઇ બોલી નહી. તે ભલા આદમીએ તેની રાહબરી માટે આજ રાત્રે આટલું આટલું કર્યું હતું ને હેસાંન કાંઇ ન્હાનું સુનું ન હતું—તે હેસાંનનેજ તો તે બાપ બેટી વચ્ચે થયલા ચોંકાવનારા ખુલાસાની આપસે આભારી હતી, કે જે ખુલાસાથી અરસપરસ તે બંનેનાં મનનું એકમેકના કેહેવાના ગુન્હા બાબે આટલી હદ સુધીનું આજે સમાધાન થઇ શકયું હતું—અને તેથી, તેનાં મતને પોતે મળતી નહીં થવાનું ખુલ્લું કહીને તે ભલા આદમી તરફ નગુણી થવાનું તે નેકજાદ સુંદરીને ગમ્યું નહીં. તે એટલા માટે ચુપ રહી, અને રાજાને મળતી વખતે પીરાઝને કેમ દુર કરવો તેનાં ગંભીર વમાસનમાં એકલી એકલીજ ઉતરી ગઇ.

---

# પ્રકરણ ૪૧



એ ઘડી તાજ્જુબ હતી. ગોમેઝ એક મોટી સલતનતનો વડો વઝીર હતો, અને રાજદરબારને લગતાં કાર્યોમાં ઘણો બાહોશ ને દુરઅંદેશ તરીકે વરસો તક કસોટી પર પુરતો કસાઇ ચુકયો હતો, અને કેટલું અજબ જેવું કે તે આદમી. તેમ છતાં. પોતાના ખાનગી સંસારને માટે જોઇએ એટલી પોંહોંચ ધરાવી જાંણતો ન હતો! મરાયા પોતે પણ એ બાબે થોડીક અજબ થઇ, કેમકે ડૉના ઍનાની નાલાયક ચાલ ને તેના રાજા પરના તેમજ પીરાઝ પરના ને ખુદ તેના ધણી પરના આંકોશ ને વગસગથી આખું સ્પેન આગાહ હતું; પણ એ નિષ્કલંક ને નિર્દોશ સુંદરીને એવી અલફાતુસલફાતુ બીનાઓ પર લક્ષ આપવા જોગી હાલ પુરતી ધીરજ કે અવકાશજ કયાં હતી? તે તો પોતાનાં દુખમાં ભરી રહેલી ફકત પોતાને અને પોતાના બાપને લગતા ખ્યાલોમાં ગીરફતાર ગરક થઇ.

"તમો શું ધારોછ-ડૉન ગોમેઝ," જરાવારે પોતાના વિચારો વચ્ચેથી ચમકીને મનોહર મરાયાએ તે વડા વઝીરને પાધરો સવાલ કીધો: "તમો ધારોછ વારૂ કે મરનાર ડૉન જૉનના ખુંની બાહરા પપા પોતેજ છે?"

"દીકરી," તે વઝીરે ગંભીરતાથી કહયું, "રાજકારોબારમાં બુદો હું થયલો છેઉં, ને બનવાના ને નહીં બનવાન બનાવો મેં એટલા બધા બાહરા જીંદગીમાં અનુભવ્યાછ, કે જો કે આએ કેસમાં ખરી ખોટી હું કશીજ જાંણતો નથી તો બી જો આવતી કાલની સહવાર આગમચ અચબુચ બધો મામલોજ પાછો ઉલટપુલટ ઉલટઇ જાય ને તાહરો જેકૂ બાપ બીલકુલ બેગુનહા જાહેર થાય તો હું જરા બી અજબ થાઉં નહીં. ખુંનીઓ ખુંન કરીને બધાજ કંઇ રાજાને શરણ આવના નથી, ને ખરા ખુંની તરફથી એટલી હીંમત કે એવાં પ્રમાણીકપણાંની આશાજ રાખી શકાતી નથી. વળી એક છોકરી જે રાજાના સીંહાશનના બાયડા પર ચઢીને પોતાની બેઇજ્જતીનો જાહેર એકરાર કરવા મેદાન પડે તેને વાસ્તે બી બાહરૂં તો એજ માનવું છે કે તે બીલકુલ સ્વચ્છ ને નિર્દોપ હોવી જોઇએ, ને એવા ગલીચ એકરાર તે કોઇ જોરાવર મતલબને સરજ કરતી હોવી જોઇએ."-અને એ રીતે વાતમાં વાત મેળવી પાકજાદ મરાયા માટેનું પોતાનું રૂડું મત પણ એકદમ જાહેર કરી દઇ તે અસીલ બુદ્દા મરયાને આંખ મારી ખુશ મિજાજ હરયો.

મરાયા અજબ થઇ. તે વજીરનું આ કહેવું કેવળ દાનાઇભર્યું હતું. ને શું તે દરબારમાંની ગંજાવર થથમાં એવી દુરઅંદેશીથી તેની હકીકત જુઠી ઠરાવનારાં ઘણાં હશે!

તેણી, એમ છતાં, પોતે અપરાધીજ હોય તેમ હજી પુરતી ગંભીર રહી. તેણીએ કશોજ ભરમ ખુલવા દીધો નહીં, અને તેવામાં તો રાજાના હજુર્યો (ચેમબરલેન) રાજાને નામે મરાયાને બોલાવા દોડી આવ્યો. તેણે આવીને ડૉન ગોમેઝને નીચો નમીને રાજાનો તે પેગામ જાહીર કર્યો જે રાજા ઘડીચપકો મરાયાને એકાંતમાં એકલો મળી શકવા જેટલી હાલ ફુરસદમાં હતો.

મરાયા, એ સાંભળતાં સાથે, રાજાના તે ખાનગી ઓરડામાં ઘુસી ગઇ.

ડૉન ગોમેઝ સાથે ગયો નહીં. મરાયા રાજાને ખાસ કરીને એકાંતમાં ને એકલીજ મળવા માંગતી હતી એમ જોઇ તે નેકબખ્ત આસામી ખામખા તેણીને બાઆદરમાન દાખલ કરાવી પોતે બાહેર રહયો, ને ચેમબરલેને દરબારી ઢપે મોટે સાદે "મરાયા મૅન્ડોઝા"નું નામ પુકારી તે મોટા ખાનગી લાયબ્રેરી—રૂમનું બારણું બાહેરથી પાછું બંધ કર્યું, ત્યારે મરાયા અંદર દાખલ થયલી, એકાદ પલ ગભરાઇને બારણાંમાંજ ખંચાઇને ઉભી. તે બાહેરની લગાર ધીમી ને ફીકકી રોશણીમાંથી ઘણે વારે ઝગઝગાત રોશણીવાલા આ મોટા હૉલમાં એકદમ આવતાં તેની તારા જેવી આંખો વટીક જાણે તે તેજ તામોશ કરી શકી નહીં.

બધુંજ ત્યાં તેણીની વકી ઉપરાંતનું હતું. તે આ રૂમ એક મોટા દરબાર હૉલ જેવો મોટો કુશાદે ને આરાસ્તા જોવાની વકી કે ગણત્રીથી આ તરફ આવી ન હતી. તે તો રાજાના એક ખાનગી લાયબ્રેરી રૂમ તરીકે એક ન્હાના ઓરડાની વકીથી ત્યાં દાખલ થઇ હતી, માટે આ બધા બેશુમાર ઠાઠમાઠનો ત્યાંનો ભવ્ય ભપકો જોઇ તે છક થયલી જરા ગભરાઇ ગઇ.

તે એક આંખ મુશ્કીલથી પોંહોંચે એટલો મોટો અને લાંબો હાલ હતો, અને રોણકદાર રેશમની બાંધણીની એક સઘડીમાં ખુશકારક ફીસમે આતશ રોશણ કરેલો જણાતો હતો, જ્યારે ભભુકદાર રોશણીથી તે આખો ઓરડો ઝલઝલી રહયો હતો. દીવાલો પર પણ ઘણી ટેરટફુલ ઝલેહના કલસો ચઢાવેલા હતા, અને બારીબારણાં પરના ઘણાજ સુશોભીત પરદાઓ ઉપરાંત આરસપહાણનાં નગ્ન પુતલાંઓ ઘણીજ ફીસબી ફીસમે ચોપાસ

ગોઠવેલાં હતાં. એ ઉપરાંત વળી દેવાલો પર ટાંગેલી મોટી ફ્રેમોમાં બી કાંઇક તેવુંજ વાંધા ભરેલું તત્વ હતું, ને દાખલ થતાં સાથેની એક આસ-પાસ ફેંકેલી નજરમાં એ બધો મામલો એક તડાકે પાંમી જતાં તે સદગુણી બાળા ઓશકથી એકદમ લાલ થઇ.

તે કમકમી. આ ગલીચી તેના સ્વચ્છ આત્માને માફક આવે એમ કયાં હતું? ગોયા તે ખુશબોની બહેકાત મારતા એક બગીચામાંથી જાંણે અચબુચ ગલીચીના ગંધારામાં આવી ગઇ હોય, કે જ્યાંની બદબોબરી હવા તેની તનદરોસ્તી કે તેનાં જીવણને મુતલગ માફક ન આવી શકે એવી તે તનોમન મધુરીને એકદમ જોરાવર લાગણી થઇ.

તે ગોયા હીંમત હારી ગઇ. તે નાહીંમત બની પીઠ ફેરવી ત્યાંથી કદાપી ન્હાસી બી જતે, પણ તરત તેને પોતાની પાક ફરજના મોટા જોખમનું ભાણ થયું, અને ત્યારે તે સચેત થઇ એકદમ થોભી ગઇ.

રાજા તો તેની મોટી ખુરસીમાં અરડાઇ પડેલો મુછ મરડતો બેઠો હતો. તેણે તેણીને આવતી જોઇ, પણ ડોકાંનો એક લહેકો વટીક આપ્યો નહીં. પીરાઝ બેસીને ચરચર કાંઇ લખ્યો જતો હતો. તેણે મરાયા આવી તેવી જરા માંથુ ઉંચકી બારી આંખે તેના ભણી જોઇ લીધું, અને પછી પાછો લખવા પડયો.

રાજાએ તેને બોલાવી નહીં. તે તેણીના ગભરાટમાં મજાહ લેતો બેમહલાજે તેણીને ટીકતો બેઠો હતો. તે એટલી તો અનુપમ સુંદરના ધરાવનારી એક આકાશી અપ્સરા જેવીજ ભભુકદાર રોશણીની જલેહમાં દેખાતી હતી કે એકાદ પળ તે પોતે તેણીને અપ્રમાણીક હાવભાવથી ટીકવા પડયો, ને લગોલગ જોતાં રાણી અને ડૉના ઍનાથી જુદી પડતી ને હજારો ઘણી જ્યાદા દેખાતી તેણીની ,સુંદરતાની સરખામણી કરતાં તે પોતાનાં મનથી ખરાં દીલથી છક થયલો લાગ્યો.

પણ મરાયા જેવી એક દીલેર છોકરી એકાદ બે પળથી જ્યાદા ગભ-રાએ એ બનવુંજ માહાલ હતું. તે એ સઘળો મામલો ચેતી જઇ ઉપર કહયું તેમ એકદમ સચેત થઇ, ને દરબારના રીવાજ મુજબ ત્રણ મરતબા નમીને હીંમતથી રાજાની છેક લગોલગ તેની સાંમે આવી ઉભી.

એટલાંમાંજ તે પુરતી ઉસ્કેરાયલી ને ગુસ્સાથી ગરમ થયલી હતી. તેણીની આંખોમાં ગુસ્સો ને ધીકકાર વંચાતો હતો—એવી ફાસમે કે આજ

વેર આંખ ઉઠાવી તે મોટી શાહાનશાહાતના માલીક ભણી એટલી તુંદાઇથી જોવાની કોઇ કદી હીંમત કરી શકયુંજ ન હતું!

તે રાજાને બોલવાની અથવા પોતાને બોલવાની રજા મળવાની વાટ જોતી ઉભી. તે હવે નીડર ઉભી હતી. બધો ગભરાત, ડર, બીક કે અકળામણ તેનામાંથી એક તડાકે હવે દૂર થઇ ગયું હતું. તે તો દરબારનો અદબ બી તડાક દેતો કે તોડી નાંખતે ને પેહલી પોતેજ બોલતે, પણ પીરાઝ બેઠેલો હતો એટલે રાજાને ખાતર તુરત વેળા તો રાજાનો અદબ કરવા ને સાચવવા તે માહરુખોની માહરુખને વધારે ગમ્યું.

"બેસ છોકરી," રાજાએ એ પછી મોટા દમામથી સામેની એક ખુરસી ભણી આંગલી કરતાં હુકમ કરતી ઢબે કહયું. તે ખરેખર મરાયાની અણહદ ખુબસુરતીથી છક થઇ ગયો હતો. તેણે એટલાં ધ્યાંનથી આજ તક એ નાજનીનને કદી જોઇજ ન હતી, ને તેથી તે એટલી હદ સુધીની દીલકસ હોવા બાબે તે જુલ્મી રાજાને કદી આજના જેવો ખ્યાલજ થયો ન હતો. તેણી, એટલા માટે, તેની મીલાકાતની આરજુ કરતી આ ઐયામમાં તેને સોહોધતી આવી તે તેને ઘણું ગમ્યું.

મરાયા બેઠી.

મરાયા બેઠી, ને પીરાઝ એ નવાઇ જેવું માંજણું જોઇ જરા અજબ થયો. આજ તક ડૉના ઍના સિવાય બીજી કોઇ બી રાજાના એ "સ્ટડી હૉલ"માં આવવાની હીંમત કરી શકી ન હતી, ને આવી હોય તો બેસવાની રજા તો કોઇને કદી બી મળતીજ નહીં, ને આજે એ શું?

મરાયા તે નીચી બેઠકની ખુરસીની છેક કિનારી પર બેઠી નહીં બેઠી જેવી બેઠી. તે ઉંચી, ટટાર ને સીધી બેઠી. તેની આંખમાં ગુસ્સો ને ઝનુન હજીએ પ્રગટ વંચાતા હતાં.

"તું ઘણી આજોર્દે ને બીકણી છે, છોકરી," રાજાએ મમતાના દેખાવથી કહયું; "પીરાઝ, એને આપણા ઑપોરટો વાઇનની ડીકાંન્ટરમાંથી એક ગ્લાસ મેહરબાની કરીને ભરી આપો."

"હું તમો નામદારનો ઉપકાર માનુંછ," મરાયાએ તેવાજ દમામથી વળતો જવાબ કરતાં કહયું; "મને તરસ નથી, ને મને કશુંજ જોઇતું નથી."

"અમારા હુકમનો અનાદર કદી થતોજ નથી," રાજાએ અરધું ગંભીર અરધું હસીને કહયું, અને તેટલાંમાં તો એક સોનેરી તાસકમાં એક ગ્લાસ વાઇન પીરાઝ તે બાળા કને લઇ આવ્યો, એટલે માનને ખાતર તેને હોઠ

લગાડી તે પાછું તે તાસકને સપુર્દ કરતાં તે બોલી, "હું આપ નામદારનો ઉપકાર માનુછ."—અને પીરાઝ ભણી ફરીને—"હું તમારો બી ઉપકાર માનુછ, સાહેબ."

"સારૂં થયું તું પોતેજ મને મળવા આવી તે," રાજાએ કહયું "હું તુંને તેડાવાનોજ હતો, કેમજે મને તુંને ઘણુંક કેહવાનું ને ઘણુંક પુછવાનુ છે."

મરાયાએ કશો જવાબ કરયો નહીં.

"હું એક મોટો રાજા છેઉં," રાજા ફીલીપે ચાલુ થવાનું જારી રાખ્યું, "પણ કદાપી આખાં રાજયમાં માહરા જેટલો કમનસીબ આસામી બીજો કોઇ નહીં હોશે. એક પછી એક ખુદા માહરાં વાહલાંઓ ને રાજના સ્થંભ જેવાંઓનેજ માહરી ગોદમાંથી છીનવી લેતો રહયોછ. ને તેમાં આજે મારા નામાંકીત બાઇ જૉનના મરવાથી તો જાંણે માહરા હાથપગજ તુટી ગીયાચ!"

મરાયા હજી કાંઇ બોલી નહીં, ને પોતાના બોલોની તે બાળા પર કેવી અસર થાય છે તે ગરૂડની આંખે તે વાંદર ટીકનો ને તપાસતો બેઠો. તે ફકત એમ કરતાં એટલુંજ જોઇ શકયો કે જૉનનાં પ્યારાં નામની તેણે એ ટાંસમે તેને કરાવેલી યાદથી તે માહબુબનાં દીલમાં દરયાવ ઉભાતા થયલા હોવાની ને મીઠા પણ ધુજતા હોઠો ને તે વધતો ફીકકો પડેલો મનમોહન મુખડો પ્રગટ ગુવાઇ પુકારતા હતા. તેને એ ઉપરથી કાંઇક સ્વભાવિક શંકા કે ભય થયો. મરાયા પોતે તેને સોંહાયતી આવી તે ખુંની રાજાનાં ગાત્ર ઢીલાં કરવાને બસ હતું, અને તેની પોતાની સમાલમાં રહુ-વાની મકસદથી તે, અચબુચ ખ્યાલ થતાં, પીરાઝ ભણી ફરયો.

"પીરાઝ," તેણે કહયું; "તમે જાઓ ને જરા આસાયેશ કરો. તમો થાકી ગીએલા હેવા જોઇએ. તમારૂં કામ પડશે તો હું તમોને તરત પાછા તેડાવશ."

પીરાઝ એ સાંભળતાં ઉઠયો ને નમ્યો, ને બીજીજ પળે તે ઓરડો છોડી ગયો. તેણે જોયું કે તેને તુરત વેળા ત્યાંથી પાણીચું પકડાવાની રાજાની આ એક માત્ર સભ્ય ફરમાસ હતીઃ અને તેના જવા કેડે તે બારણું તેની પીઠ પાછળ પાછું બંધ થયું એટલે રાજા જરની કાંગળો થયો.

"એ વાહલા જવાંનના મરવાથી, છોકરી," તેણે કહયું, "આપણે બેઉ એકસરખાં દુખી થયલાં છઇએ, પણ તું તાહરી પોતાની કશીજ ફકર

ના કર. મેં હમણાં તુંને રૂબરૂ જોઇ ને જોઇ તુંને માહરી મુલાકાગીરી ને આશરામાં લેવાનો મેં ઠરાવ કરેલો છે."—અને મરાયા કાંઇ જુસ્સાથી વચમાં બોલવા જતી હતી તેને આંગળી ઉંચી કરી વચમાં ન બોલવાની અસારત આપી ચુપ કરી નાંખતાં તેણે વધારયું, "હું તાહરી અતી કફોડી થઇ પડેલી હાલત તાહરા વગર કેહવે તું અત્રે આવતાં સાથે સમજી ગીએલો છેઉં. એક તો તુંને એક વાહલાનાં મોહોતનો ગમ, ને બીજી બાજુએથી બાપની હીણપસ્તીનો સંતાપ! તું તાહરા બાપને માટે દયા માંગી લેવા અત્રે આવેલી છે એ દીસ્તુંજ છે, ને હું તુંને સાંભળવા ખુશી છેઉં. હું તાહરા બાપને મારીથી બનતી મદદ તાહરે ખાતર કરશ, ને તું ખાત્રી માનજે કે માહરી દયાની ખાત્રી હું તને પોતાનેજ આપવાને વધારે ખુશ થાઉંછ. માહરા કોઇ દરબારીને તેં વચ્ચે નાંખ્યા હોતે ને તેઓ મારફતે તાહરી અરજ સાંભળી તેઓ મારફતેજ તને માહરો જવાબ મોકળવા પડતે તે કરતાં તો તું પોતેજ આવી ને આપણે રૂબરૂ એકાંતમાં મળી શકયાં એ ઘણું બેહેતર થયું છે."

"માહરે બાપ નામદારની કોઇ બી મેહેરબાની જોઇતીજ નથી," મરાયાએ થરસાથી કહયું. પેલો આટલો વાર તક તેને બોલવાજ ન દેતો હતો ને પોતાનુંજ ગાડું ગબડાવ્યો જતો હતો એટલે બોલવાની કશીજ તક ન મળવાથી તે ગરીબ છોકરી ઘણી રૂંધવાયા કરતી હતી. એટલા માટે જેવી તક મળી કે તેણે પોતાની જબાંનના ઘોડાને છોડી મુકયો. "હું આપની મેહરબાની માંગવા અત્રે આવીજ નથી."

"ત્યારે?"

"ફકત ઇનસાફ માંગવા," મરાયાએ ઠરાવથી કહયું.

"અલબત, ઇનસાફ સાથ દયા એ એક રાજના બાગમાં જોડેજોડ ચાલવું જોઇએ," તે "નેકબખ્ત આદમી" વધારે સાધુ થયો, "ને તું ખાતર—જમા રાખ, બાઇ, કે તાહરા કમનસીબ બાપને માહરી તરફથી ઇનસાફ ને દયા એ બેઉ મળશે."

"માહરા બાપને કે મને દયા જોઇતીજ નથી," તેણીએ વધતા ગુસ્સાથી પાછું કહયું; "દયા તો અપરાધીઓને માટે જરૂરની છે—નિર્દોષોને માટે નહીં, ને જેમ હું તેમજ તમો નામદાર પોતે બી સારી રીતે જાણોછ કે માહરા જેફ બાપ બિચારા બીલકુલ બેગુન્હા છે."



# પ્રકરણ ૪૨

રાજા હસ્યો.

"હું જો તેનાં બેગુન્હાપણાંની વાતથી વાકેફ હોઉં તો તાહરો બાપ એક અરધી ઘડીનું કેદ બી ભોગવેજ કેમ?" રાજાએ મોટી અન્તર્યામીનાં ડોલથી કહ્યું. "તુંને કંઇ ખબર હોય એમ લાગતું નથી."

"હું જરાએજરા જાંણુંછ," મરાયાએ ભાર મુકીને કહ્યું, ને તે છોકરી એવા તો ઠરાવના સાદે બોલી કે રાજા તેની મરજી ઉપરાંત પોતાની લાગણી પરનો કાબુ ખોહીને થોડોક ફીકકો પડયો.

"પણ તું શું જાંણેછ?" તેણે એમ છતાં જલદીજ પોતાની હીંમત પાછી એકઠી કરી લઇ બેપરવાહીના ઢોંગથી કહ્યું; "તું જે જાણતી હોય તે મને કેહે, અને જો તાહરી વાતમાં કશું બી વજુદ હશે તો ખચ્ચીતજ તાહરા બાપના છુટકારાને માટે હું તાકીદનું ને ઘટતું કરશ. કેહે, તું શું જાંણેછ?"

"બધું," મરાયાએ કહ્યું,—અને પછી પોતાની બેઠકમાંથી રાજાની બેઠક તરફ વાંકી વળી ધીમે સાદે વધાર્યું, "તારાનાં તેજમાં માહાબોખતાર છુપો રહી શકતો નથી. હું પોતે ત્યાં હાજર હતી. તમોએ જે ઓરડાનું બારણું શંકાશીલ થઈ ગબડાવી નખાવ્યું ને ઉઘડાવા માંગ્યું તે ઓરડામાં બારણાંની છેક લગોલગ હું હતી, કે જ્યાંથી છુપાઇને મેં બધું સાંભળ્યું ને બધુ જોયું. મેં જોયું કે માહરા દીલેર તેટલાજ રાજભક્ત બાપ પોતે તો એ ખુંન થવા પછી ઘણેજ વારે તે ઓરડામાં આવ્યા, અને આવીને સઘળો મામલો જોઇ લેતાં પોતાના રાજાને એ શીહા કલંકની કાલી તીલી તેમજ ઉશ્કેરાયલી પ્રજાની ખફગીથી બચાવા તેણે પોતે એ ખુંનનો ગલીચ આરોપ પોતાનાં ગલાંમાં લઈ લીધો. ખરૂં છે કે ની?"

અને તે કરપીણ રાજા શો જવાબ કરે? તેણીએ બોલવા માંડયુંનેજ તેના તો હોસકોસ લુટાઇ ગયા, ને તે પોતાની ખુરસીની કીનારીને નખરયાં મારતો અકરવકર કરતો બેઠો હતો. તે સુફેદ ચાદર જેવો ફીકકો પડી ગયો.

"તમો બેઉ મસલત કરતા તે ઓરડામાંથી ચાલી જવા પછી હું પોતે ખુંન થયું તે ઓરડામાં આવી, ને બધો મામલો મેં એક સપાટે

જોઇ લીધો," મરાયાએ ગમગીન ગંભીર ઠરાવભરયા અવાજે જારી રાખ્યું, કે જ્યારે એક સર્પ પોતાના શીકારને તેની નજરની મોહીનીમાં ગીરફતાર પકડી રાખી શકે છે તેમ તે જવાન બાંનુની તસતસ આંખો તે ખરા ખુંની પર એકકી નજરે ટીકાયલી હતી! "મેં જોયું કે માહરા વાહલાને દીલેરીભરયાં સામસામાંપણાંથી નહીં પણ હીચકારી દગાબાજીથીજ મારવામાં આવ્યો હતો, ને તે મારનાર પણ વળી કોઇજ નહીં ને તેનો રાજા ને તેનો ભાઇ હતો!! અફસોસ, રાજા ને ભાઇ કે જેની તે વાહલા મરનારે ખરીજ વફાદારીથી સદા સેવા બજાવી હતી! તેણે તમોને હીચકારા કહયા, અને, રાજા, તું એક ખરો હીચકારોજ પુરવાર થયો છે, કેમજે તેં તેને દગાથી ઠાર મારયોછ એટલુંજ નહીં પણ તેં માહરા જેવી એક નિર્દોશ નાર માટે ઘણું ગલીચ ધારયું ને ઘણું ગલીચ કહયું હતું,—અને એ બધું બસ નહીં હોય તેમ બીજા એક ખરાજ નિર્દોષ પર એ તાહરી જબુન તકસીરનો વાંક ઢોળવી પાડી પોતે અલગ રહી તું તેનો જાન લેવા તૈયાર થઇ ગીયોછ એ શું જેવું તેવું હીચકારૂં છે?"

રાજા દીગમુઢ થઇ ગયો. શું બોલવું ને કેમ કામ લેવું તેજ તેને કાંઇ સુઝયું નહીં. તે તમામ ગભરાઇ ગયો, કે જ્યારે સુંદર મરાયા તેની સાંમેના વાંકોની અલગાર રજુ કરતાં પોતાની ગરમ તબીયત વચ્ચે એટલી ઉસ્કેરાઇ ગઇ કે રાજાનો તમામ અદબ વરીક ભુલી ગઇ, ને "નામદાર" ને "જાંહપનાહ"ના જરૂરી એલકાબોને વકીક વીસારી દઇ જેમ જેમ પોતાનાં બોલવામાં તે આગળ વધતી ગઈ તેમ તેમ એક કમીના નોકરને થથરાવતી હોય તેમ છેક "તું—તાં" પર ને દીલેર અબળા ઉતરી ગઇ! તેણીની લાગણીઓ એ ઉસ્કેરણીઓ વચ્ચે હવે બીલકુલ તેને વશ ન હતી.

તે એક તકદીર પુકારતા ફીરેસ્તાની અદાથી પોતાની બેઠકમાંથી ઉભી થયલી, રાજાનો ટોટોજ પીસી નાખવા માંગતી હોય તેમ, તેની છેક લગો-લગ નજદીકમાં ધસી આવી ઉભેલી હતી, અને તે કે જેને આ રીતે કોઇએ આખી જીંદગીમાં કદી થથરાવેલો નહીં, તે કામ કેમ લેવું તે એ ન ધારેલા ગભરાત વચ્ચે કાંઇ સુઝીજ ન શકવાને લીધે પોતાની ખુરસીમાં હદ વગરની બકરવકર કરતો બેઠેલો પડયો હતો.

"એ બધું ખરૂં છે કે નહીં?" મરાયાએ તેની ચુપકીનો લાભ લઇ પાછો ગગડાન કર્યો. "રાજા, તું એક રાજા છતાં દીલેરીથી માહરો આરોપ સ્વિકારવા જેટલી સચ્ચાઇ ને હીંમત વરીક શું તાહરામાં નથી? તું એક

મોટી શાહાનશાહાતનો રાજા હોય તો ભલે, પણ માહરી સામે તું હાલ રાજા નહીં પણ એક ખુની છે, ને ખુની બી એક એવાં પ્યારાંઓના પ્યારાનો કે જેના પર આખી શાહાનશાહાત હજારો જાનથી મરવાવાલી હતી, ને જે ખુદાને બાર માહરો માલીક ને ભવિસ્યનો ભરથાર હતો!"

"અને હવે તું શું માગેછ?" તે રાજાએ અંતે જબાન ખોલી ધીમે સાદે પુછ્યું.

"માહરા બાપનો બચાવ," તેણીએ ભાર નાંખી કહયું. "મારે જરૂર નહીં પડે ત્યાં સુધી મારા રાજાને એક નીચમાંનીચ ખુનના જાહેરમાં તકશીરવાર પુકારી મારા દેશની સુધરેલી દુન્યા સામે હસી કરાવવી નથી. તું ફક્ત પાક ઇમાનદારીથી આએ બધા મેં તાહરી સામે રજુ કરેલા આરોપોની સચ્ચાઈ કબુલ રાખ, ને મારા બાપને બચાવવાનું પ્રામીસ કર—"

"અગર નહીં તો?"

"અગર નહીં તો હું તો એક બીનહથ્યારી બચ્ચું છેઉં વાસ્તે જેમ તે કરપીણ હીચકરાપણાં સાથે તે વાહલા દીલેરને માર્યો તેમ જાહાંએ તો હવે આએ ઓરડાનાં એકાંતમાં મને પોતાને બી મારી નાખ. કેમ જે હું પાક ખુદાના કસમથી કેહુંછ,"—તે માહજુએ જોરાવર ઝનુનથી ઉસ્કેરાતમાં કહયું—" કે સહવાર થવા આગમચ આખું સ્પેન તાહરાં એ કરપીણ હીચકારાપણાંથી આગાહ થશે, ને લોક તે નામાંકીત મરનાર માટેની પોતાની દીલગીરીમાં ઘેલું થયલું તાહરા મેહલ પર ધસી આવી તું જેને પાતાળનાં પેટાંમાં છુપાશે તોબી તુંને ચીરી નાંખીને તાહરા કટકાબુકલા કરી નાખશે!"

રાજા કાંઇ બોલ્યો નહીં. તે બોલીજ શક્યો નહીં. તેના જીવમાં જીવ ન હતો. તે તો જાણે લકવાથી અડી ગયલો હતો. તેને જે છાતીમાં થતું હતું તે તેનો જીવજ જાણતો હતો. અરધા કલાક આગમચ શું એક વાઘ મારતો હોય તેમ તેણે ગરીબ નિર્દોષ મૅન્ડોઝાને ખુબ સતાવ્યો ને ગુંગળાવ્યો હતો ત્યારે એટલી જલ્દી, બાપના કીનો લેવા આવી હોય તેમ, તે બાહાદુર બાપની આ તેવીજ બેટી તેને પોતાને એમ હક્કુનની નાણુંજાંણી સાથે ગુંગળાવતી ને સતાવતી ત્યાં આવશે એવો તેને કશો સ્વપ્ના બી થયો હતો નહીં!

"કેમ મને જવાબ નથી મળતો? મને જવાબ જોઇશે," તેણીએ તકાજો કર્યો.

"હું શું જવાબ આપું?"

"કે હા, મેંજ એ ખુંન કરયું," તે છોકરીએ એક શાહજાદીના તોરથી પુકાર્યું. જાંણે તે એક રાંણી, અને રાજા પોતે એક સામાન્ય પ્રજામાંનો હલકત પંકતીનો ખુંની હોય તેમજ હાલમાં તે વરતતી ને કામ લેતી હતી!

"હું કબુલ કરૂંછ," અંતે તે ખુંનીએ ધીમે સાદે કહયું, "હા, મેંજ એ ખુંન કરેલું-છે, પણ, છોકરી, ખુદાને ખાતર માહરી ઇજ્જત રાખજે ને મને બચાવજે."

તે તદન બીહીધેલો હતો. તે બીલકુલ ફીકકો પડી ગયલો હતો. તેના હાથપગ દીસ્તી રીતે ધ્રુજતા હતા. આ આરોપ એટલો અચબુચ ને એવી દીલેરીથી તેના સાંમે રજુ થવા પામ્યો હતો કે પોતાની હીંમત જમા કરી કે વિચાર કરી લેવા તેને જાંણે જરા દમ ખાવાનો બી વખત મળી શકયો હતો નહીં.

"બસ એટલુંજ?" મરાયાએ તુચ્છકાર કરયો.

"ત્યારે વળી બીજું શું?"

"રાજા, તાહરા અઝીમ ગુન્હાનો તાહરો એકરાર માત્ર માહરે વાસ્તે બસ નથી," મરાયાએ જોરશોરથી માંગણી કરી; "હમણાં ને હમણાં લખ માહરા ભલા નિર્દોષ બાપના છુટકારાનું હુકમનામું. તે હજી તો બંદીખાને પુગ્યોબી નહીં હોશે, ને તેને હું પા કલાક પણ વગર વાંકે કેદમાં પુરાયલો કદી તામોશ કરી શકવાની નથી."

"અરે પણ તે કેમ બને!"

"કાંય નહીં બને?"

"કારણ કે તેણે આખી દરબારના એક જંગી મેલાવડા દરમ્યાન એ ખુંન પોતા પર લઇને તેનો સ્વિકાર કરેલો છે, ને તેથી તેને એમ હું છોડી મુકું તો મોટો ઘોંઘાટ થઇ જશે," રાજાએ કાલાવાલાની ઢપે સમજાવ્યું. "તેની એક જાહેર તપાસ તો થવીજ જોઇએ. તું વિચાર કર. તું ભુલી જાયછ—છોકરી, તું પોતે પોતાને હદ વગરની ભુલી જાયછ!"

તેને પોતાંના દમામ ને સત્તાનું હવે પાછું ભાંણ થયું હતું, ને થોડી હીંમત આવતી જતી હતી, પણ મરાયા એક નરેશેરની એક શેરણી જેવીજ બેટી હતી.

"હું નથી પોતાને ભુલી જતી કે નથી તાહરા કાલાવાલા કરવા માંગતી, રાજા," મરાયાએ વળી ગગડાત કર્યો; "હું તો ફકત માહરો હક

માંગુંછ, ને તે એક વાજબી ગુસ્સાથીજ માંગુછ."

"બસ બસ, હવે ઘણું થયું," રાજાએ હવે અંતે તરવાપાવ ફેંકયા; "હું આદમીઓને બોલાવી એક તડાકામાં તુંને કેદ કરાવી લઇ શકશ. હું નમતો આઉંછ તેથી કે?"

અને મરાયાએ જોયું કે વાત તો ખરી! એવા દુષ્ટોના દુષ્ટ હમશરીકો કયાં નથી હોના? તે જો હમણાં તેવા વિશ્વાસુઓ મારફતે તેણીને પકડાવી છુપે રસ્તે પાધરી કોઇ કેદમાં ધકેલાવી દે તો? બીજું તો કોઇ તેનું ખુંન પુકારનાર ને તેને દોષીત જાહીર કરનાર હતુંજ નહીં? તે જો ફકત તેણીનેજ પોતાના રસ્તામાંથી દુર કરે તો પોતે આસાન બચી જાય. તે, તેથી, એક વિજલીના ચમકારા જેવી હીલચાલ સાથે એકદમ હડી જઇને બારણાં આગળ ધસી ગઇ, ને બારણાં પર પોતાના હાથ નાંખ્યા. "બોલાવ, હવે, જેને બોલાવવુ હોય તેને," તેણીએ ત્યાં જઇને ચેલેંજ ફેંકયું; "પ્રમાણીક વઝીર ડૉન ગોમેઝ આ બારણાં આગળ હાજર ને મોજુદ છે, ને તેની મદદમાં હું સલાંમત છેઉં. તું કોઇને અંદર બોલાવવાની હીંમત કર, ને આએ બારણું તેજ ઘડીએ હું તડાક દેતું ઉંઘાડી નાખશ!"

"છોકરી! છોકરી!" તે રાજાએ કાકલુદી કરી.

"ખબરદાર, એક કદમ બી ઉઠીને માહરી આગળ બરશે, રાજા," મરાયાએ તેને તેની કાકલુદી વચ્ચે પોતાની બેઠકમાંથી ઉઠવાની હીલચાલ કરતો જોઇ ગુસ્સામાં બખાળ્યું, "તો યાદ રાખ કે તેજ ઘડીએ હું બારણું ખોલી નાખશ. તું શું કરી કરીને કરવાનો હતો? હું માહરા ભવિષના ખાવંદ ને માહરા જૈફ બાપનાં ખુંનનાં વેરમાં ચાહવશ તે ફીસમે તાહરી મુંડી બચડી નાખી શકશ! હું કેહી ચુકીછ, ને ફરીથી કેહુંછ કે માહરા બાપના છુટકારાનો ઑરડર મને લખી આપ અબ ઘડી, નહીં તો દશ મિનીટમાં આખાં શહેરમાં હું બળવો જગાડી શકશ, ને આખું શેહેર એક તાહરા ઉપરની ઇથ્યાંગાર ફીનાની આગથી જળતું જરા વારમાં ધમધમી રહેશે! તેં પોતે તાહરી રાણી ઇસાબેલને ઝેર આપ્યું હતું તે લોક જાણતું નથી શું! તે એક જબુન ખુંન હતું, પણ તે એવું ખુંન હતું કે જેમાં પ્રજાને કાંઇ ઝાઝો વાસ્તો નહીં હતો, પણ આએ તાહરૂં છેલ્લું ખુંન તો સમસ્ત પ્રજાનું ખુંન છે, ને તે ખુંનનો બદલો એક ઘડીમાં ખુંનથીજ લેવા લાખ્ખો આસામીઓ કંમર કશી બાહેર પડશે!"

"અરે છોકરી, તું દીવાની થઇ ગેઇછ!"

"નહીં, હું શીઆંણી છેઉં, ને માહરા દીલેર વાહલાનાં હીચકારાં ખુંનનું વેર લેવાજ અત્રે આવેલી છેઉં," મરાયાએ પાછું કહયું; "પણ માહરે તકરાર કે તાહેલાંમાં વખત હરાંમ ગુમાવવોજ નથી. રાજા ફીલીપ, આએ હું તને છેલ્લામાંછેલ્લું ને સેવટનું ચાન્સ આપુંછ. લખેછ તે તું ઑારડર?"

"હું લખુંછ," તે રાજાએ સખ્ત નાચારીથી કહયું, ને તે લપેડા ખાતેનો ઉંડી પીરાઝવાલી ટેબલ આગળ જઇ બેઠો. ત્યાં તે પછી તેણે વાંકાચુકા ને મોટા પદેરા જેવા હરફે કાંઇ લખ્યું, સોનેરી રેજદાણીમાંથી તે ઉપર રેતી નાખી તે હરફો સુકવ્યા, પાછું કાગળ ઉંચું ધરીને વાંચી ગયો, ને પછી મરાયાને તે લેવા પોતાની નજદીક બોલાવી, કે જ્યારે તે ચાતુરીએ જોઇ લીધું કે તેનો બીજો હાથ, બેદકારીથી હોય તેમ, બાજુમાંના સોનેરી ચંગ પર પડેલો હતો, ને તે દગો પામી ગઇ. તેણીએ તરતજ જોયુ કે તે કાગળ લેવાને મસે તે પોતાની આગળ તેને ઓરડાનાં બીનરમાં બોલાવી લઇ તેણીને પકડાવા મસલતયાઓને તેડી લેવાનું ધારતો હતો!

"દગાબાજ," તેણીએ એ જોતાં મોટા ગુસ્સાથી કહયું, "તું હવે મને છેતરી શકવાનો નથી. લાવ તું પોતેજ તે કાગળ છેક આએ બારણાંની લગોલગ. હું તે પહેલાં પોતે વાંચશ ત્યારેજ તાહરો છુટકો થશે તે ધ્યાંન રાખજે, ને ધ્યાંન રાખ કે આએ બારણાંની લગોલગ એવા થોડાક નેકબખ્ત આસામીઓ ઉભા છે જેઓ તાહરાં કરપીણપણાંની વાત સાંભળતાં સાથે તને ચીરી નાખતાં બે વાર વિચાર કરવાને થોબવાના વટીક નથી!"

"તું કોઈ જબરી દુકતી છે!" રાજાએ હસવાનું કરતો હોય તેમ હસીને કાઢી નાંખ્યું, ને પછી બ્હીક લાગે તેવી કીસમે હસ્તો તે મજકુર દસ્તાવેજ લઇ તેના તરફ આવ્યો.

મરાયા તમામ સચેત હતી. તે એ કમીના દગલબાજને પુરતો ઓળખી ચુકી હતી. તે એક વાઘની તડાપ સાથે તેને પકડીને ઓરડાના અંદરના બાગમાં એકદમ ઘસડી જાય એ તદનજ બનવાજોગ હતું, ને તેથી જેવો તે તેણીની નજદીક આવ્યો કે તેણીએ બારણું અરધું ખોલીજ નાંખ્યું!

રાજાએ હોઠ કરડયો. તેણે જોયું કે તે દુકતી તેને તેની દરેક ધારણામાં માહત કરતી જતી હતી. તે ગુપચુપ, તેથી, તે કાગળ આપી પાછો અંદર હટી ગયો.

અને ત્યારેજ મરાયાએ આંખ નીચી કરી તે એક ઝપાટે વાંચી લીધો. તેણીએ બારણું અરધું ઉંગાડુંજ રાખેલું હતું, ને તેથી તે હાલમાં પુરતી

સલામત હતી એમ તે જાણતી હતી.

તેને ઑારડર લખેલો તો ખરોજ હતો. તેમાં ખુલ્લું શાહી ફરમાન હતું, ને મૅન્ડોઝાને બાઇજ્જત અને એકદમ છુટો કરવા તેમાં હુકમ લખાયલો હતો.

"હું આપ નામદારનો ઉપકાર માનુંછ," તેણીએ હવે બારણું પોરપખાળ ખુલ્લી નાખતાં કહ્યું, ને બારણાંને લગતો ચેમબરલેન, બારણું પાછું બંધ કરવા, સુરેસ્તાના અદબથી તે તરફ દોડી આવ્યો તેને ફીલીપે ઇસારતથી પોતાની આગળ અંદર તેડયો, એટલે વળી કાંઇ દગાનો ડર થતાં તે સુંદરીએ તાબરતોબનોજ ફટકો મારી લીધો.

"નામદાર વઝીર ડૉન ગોમેઝ," તેણીએ અંદર રાજા ને બાહેરનાં બધાં સાંભળે તેમ મોટે ખુલ્લે સાદે પુકારીને કહ્યું "આજ રાતનાં કરપીણ ખુંન વાસ્તે માહરા જૈફ પીતા બીલકુલ બેગુન્હા છે, ને તે પુરવાંર થઇ ચુકયુંછ. રાજાએ, તેથી, તાબરતોબ ને બાઇજ્જત તેને છુંટો કરવાનો આ શાહી હુકમ લખ્યોછ, વાસ્તે માહરે એ હુકમ કોઇ વિશ્વાસુ સાથે જેલરને મોકલવોછ. હું એ કોણને આપું?"

"હું પોતે મારતી ગાડીએ દોડી પોંહચસ, બાંનુ," તે ભલા વઝીરે નિર્દોશતાથી ઉલટમાં આવી જઇ કહ્યું.

"તમારી ઘણી મેહરબાંની, ડૉન ગોમેઝ," તેણીએ કહ્યું,—ને વળી મોટે સાદે વધાર્યું, "ખરા ખુંનીને લગતી વાત રાજા બંધી જાંણેછ ને કબુલ કરેછ એમ માહરા વાહલા બાપને માહરે નામે તસ્દી લઇને જરૂર ખાત્રી આપજો."

"હું ઘણી ખુશીથી તેમ કેહવશ, ને તાહરી પુંઠે તાહરા ભલા બાપને છુટો કરાવી હું તરતજ ઘેર મોકળી આપશ," તે નેકખાંહ વઝીરે સંખ્યારો આપ્યો, અને તેઓ છુટાં પડયાં.

---

## પ્રકરણ ૪૩.

---

એ બધું ફકત અરધાજ કલાકના દરમ્યાંનમાં બન્યું હતું. જે વારતા બ્યાંન કરવા અમને દોઢ વરસ લાગ્યું છે તેમાં વર્ણવેલા સઘળા બનાવો

અવલથી આખર તકના, જે અમે મુળ શરૂઆતમાં કહયું હતું તેમ, ફકત એકજ રાતમાં બનવા પામ્યા હતા, તો આ છેપળાં પ્રકરણોમાં જે કાંઇ બયાંન કરવામાં આવ્યું છે તે બધું કલાક અર્ધા કલાકનીજ રમત હતી એમ ખાસ કરીને ભાર નાંખીને કહયા વગર ચાલશે. ડૉન જૉનના મુવા પછી મરાયા આર્હનેઝને તેજ મકાનની "ટેરેસ" પર એકલી છોડી આએ તરફ આવી ત્યારથી તે તેણી પોતાના બાપના બચાવ ને છુટકારા માટેનું શાહી હુકમનામું લખાવી ગઇ ત્યાં તુલકના સઘળા બનાવો ઉપરાસાપરી એ અતીઘણા થોડા વખતમાં બનવા પામ્યા હતા.

અને હવે, પેલા હાથપર, ગરીબ આંધલી આહનેઝને મરાયા ડૉન જૉનનાં મકાનને લગતી અગાસી પર એકલી છોડી આવી તેના સંબંધમાં શું શું બન્યું તે આપણે જરા જોવા જઇએ. તેણેજ મરાયાને તેઓના બાપના બચાવ માટે કાંઇ કરવાનુ સુચવ્યું ને સુઝાડયું હતું, ને તે છતાં તે તેણીને પોતાની જોડે લઇ નહીં ગઇ, એટલુંજ નહિ, પણ તે પોતે શું કરવા જતી હતી તે વટીક ભેદ ખોલીને તેણીને તેણે સમજાવ્યું નહીં તેથી તે ગરીબ આંધળીના મનમાં કેટલીક હદ સુધી ઓછું આવ્યું. અલબત મરાયાનો તેના પર ઘણોજ પ્યાર હતો, ને તે પોતે પણ મરાયા માટે તો મરવાજ માંગે એટલા એખલાસથી તેણીને ચાહતી હતી, પણ આજ રાતે આ સંબંધમાં મરાયાએ જે રવેસે કામ લીધું તે તેણીને ઝાઝું ગમ્યું નહિ.

મરાયાએ તો તેને પોતાને ઘર જતી રેહવા સુચવ્યું હતું, પણ તેને તે લાશવાલાં મકાંનમાંજ રેહવાનું વધારે દુરૂસ્ત લાગ્યું ને ગમ્યું. જાંણે ડૉન જૉન મુવેલો પણ તે ગરીબ આંધળીની ચોકી કરવાનો હોય એવી તેને લાગણી ને મોહીની થઇ.

મરાયાને લીધે તેનો ડૉન જૉન પર ઘણોજ પ્યાર હતો, ને બલો જૉન તેણીના તરફ ઘણીજ ઉંડી દીલસોજીના મીઠાસથી સદાજ વરતતો હતો તેથી તે તેણીને વધતો વાહલો લાગતો હતો. એટલા વાસ્તે જે મકાનમાં તેની લાશ પડી હતી ત્યાંજ રહેવા ને થોબવા તે ગરીબ આંધળીને બેહસ્તી ગમ્યું.

તેને બીહીક લાગી નહીં. તે કાંઇ આજકાલની આપણી સુધરેલી સીસ્લા પીસ્લા ને હીલ્લાઓ જેવી હીચકારી ન હતી. રવાંનના નામથી કે ખ્યાલથી વટીક ડર ખાઇ જાય ને પડોશનાં ઘરમાં રવાંન થયું હોય તોબી ડરની મારી પોતાનાં ઘરમાં નીરાંતથી ઉંઘઇ જઇ નહી શકે એવી

જે હીચકારી તમેહની આપણી છોકરીઓ થાય છે તેથી ઉલટાજ ખવાસ ને સ્વભાવની આ એક સ્પેનીશ સકુમારી હતી. સ્વાંન તે જીવ વગરનું એક કાલબુદ છે કે જેને સારૂં કે માઠું કરવાની શક્તિજ હોતી નથી–ને જો હોય તો તે જીવતાંની પાસઆંની કરવાનીજ હોય એમ આઇનેઝ જાંણતી હોવી જોઇએ. ગમે તે હોય, પણ તે લાશવાલાં મકાનમાં તે અંધારી રાત્રે તે અગાસીનાં એકાંતમાં પથ્થરની પાલપર સુઇને રડયા કરતાં તે ગરીબ છોકરી જરા એ બીહીધી નહીં. બીહીકનો તો તેને ખ્યાલજ ન થયો.

તે એમ કેટલોક વાર સુઇ રહી, ને મરાયા નહીંજ આવી ત્યારે અંતે તે ઉઠી–એટલા માટે કે રખે રડતાં રડતાં તેની ત્યાંજ આંખ લાગી જાય ને તે ઉંઘી જાય. તેનો તે બાપડીને ડર થયો. એટલા માટે ઉંઘ ખંખેરી નાખવા તે ઉઠી, ને ટટોસતી, મરનાર જૉન જે ઓરડામાં પડયો હતો તે તેને મરાયાએ કહેલું હતું, ને તે લાશની નજદીકમાં જવાની અચંબુચ તેણીને ફિનકંઠા થવાથી, તે આસરે ચાલીને મજકુર ઓરડામાં આવી લાગી.

તાજુબ તો એ હતું કે જૉનની લાશ એ બધા વખત કશીબી વ્યવસ્થા વગર એકલીજ હજી ત્યાં પડેલી હતી. એ ઘણું અજબ જેવું છતાં તેટલુંજ ખરૂં હતું. તેનાં મોહોતનો ઓચબો ને ગભરાત એટલો હતો કે તેને ઘર દોડી પોંહોંચવા તો કોઇ જાંણે ફરાગત થઇજ ન શકયું! સૌ સ્વભાવિક રીતે જરૂરી વ્યવસ્થા થયલીજ અલબત માંની લેતું હતું. એ રીતે એક ઉમરાવ કે બાદશાહી ઘરનાં મરનારની લાશ કલાક અર્ધ કલાક ભુલાયલી પડી રહે એ બનાવ આવા સંજોગોમાં એવે મોટે બાંચરે તદન અસાધારણ નથીજ, ને હાલમાં ડૉન જૉન બાબે તેજ બન્યું હતું.

તે ઓરડામાં આવીને લાશ સોહધતી ચાલી. તે જરાજરા ચાલીને જમીનપર હાથ ઘસડી તલ્લાસ કરતી હતીઃ અને તેવામાં અરે એ શું! કોઇનાં ઉંડાં ડચકાંનો ને જોસથી દમ ખેંચવાનો અવાજ આબાદ તેણીને કાંને આવ્યો!!

તે એકદમ ચમકીને બીહીધી. ભુત દારૂણમાં તે માનતી ન હતી. આંધળાં બિચારાં એવી વાહીયાત વાતોમાં માંનનારાં થઇ શકતાંજ નથી, પણ તેને ડર માલુમ થયો કે તે ઓરડામાં કોઇ બીજું હોવુંજ જોઇએ.

"કોણ છે આએ ઓરડામાં?" તેણીએ તે ઉપરથી થોબી જઇને મોટે સાદે સવાલ કર્યો.

જવાબ કશો મળ્યો નહીં; સઘળું સમશાન જેવું શાંત અને ચુપ હતું!

તે પોતે તેથી થોડોક વાર ચુપ ઉભી, અને પછી પાછી જૉનની લાશની તલ્લાસ કરતી તે ઓરડામાં પાછી આગળ વધી. એમ કરતાં આબાદ તે જ્યાં પડયો હતો ત્યાં તે જઇ લાગી, ને તે તેની લોથ પર પડીને રડી. તેણીએ ટંટોસીને તેનો હાથ ઉંચકીને પોતાના હાથમાં લીધો, ને તે પ્યારા સુંદર ચેહેરા પર પોતાનો હાથ પસવારયો. ગરીબ બીચારી, કોઇ બી ખુબસુરત કે બદસુરત હોવાની તેને શી ખબર પડે? પણ તે હંમેશાં એ મુજબ ચેહેરાઓ પર હાથ ફેરવીનેજ બદસુરતીનો નિર્ણય કરી જાંણતી. વળી આ જૉનના બાબમાં તો મરાયાએ તેની કને જાંણે તે પોતે જોઇ શકતી હોય એટલી હદ સુધીનું એ વાહલા જવાંનની મનોહરતા બાબે બયાંન કરેલું હતું.

તે ઘણું દુખ પાંમી. આવો જવાન, આવો દીલેર, આવો ભલો એટલી ટુંક ઉંમરમાં કપાઇ ગયો ને તેણીની વાહલી બેહેનનાં સુખપર પથર પડયો તે માટે તે ઘણી ગમખ્વારીનાં આંસુઓ રડી. તે તે લાશની છાતી પર માંથુ નાંખી ઘણો વાર તક રડતી રહી, પણ અરે, તેવામાં વળી એ શું? તે લાશની છાતી એક આંચકાથી ઉંચકાતી હોય તેમ તેનું પોતાનું માંથુ ઉંચકાયું, ને પછી પેલોજ ઉંડાં દચકાંનો અવાજ પાછો? તે નહીં તામોશ થઇ શકે એટલી બધી ખુશાલીની મારી મોટેથી ચીસ પાડીને ચમકી ઉઠી. શું ત્યારે ડૉન જૅનનમાં હૈયાતીની કાંઇ જોત હજી બી બાકી હતી?

"ઓ, એક વખત ફરીથી!" તેણીએ ખરાં જીગરની આર્જુ કરી મોટેથી બુમ મારી. "જૉન, જૉન, તમે હુસ્યાર છેઓ! જો, જરા બોલો! જો, જરા પાછો દમ ખેંચો?"—અને ખાત્રી થવાની આર્જુમાં તેણીએ તે વાહલા જવાંનની છાતી પર ફરીથી હાથ મેલ્યો.

પણ નહીં! પાછું સઘળું ચુપચાપ ને હાલચાલ વગરનું સ્થિર હતું! ત્યારે શું તે ગરીબ છોકરીનો એ માત્ર એક ઘેલો ધખારોજ હતો કે જેનાં પરીણામમાં તે એમ ચમકી ઉઠી હતી? કેમ બને!

પણ ઓ ખુશાલી! પાછી તે છાતી ઉંચકાઇ, પાછું તે દચકું સંભળાયું, અને તેમાં આએ વખતે એક બી સંદેહ નહોંજ હતો. બેશક, બેશક, જૉનમાં હજી જીવ હતો, અથવા ખોદાની દયાથી તે ગયલો જીવ પાછો ફરતો હતો!

"ઓ જૉન! જૉન!" તેણીએ ખુશાલીથી પાછું પુકાર્યું,—ને ત્યારે જાણે તેના જવાબમાં હોય તેમ—જાણે ખાબમાંથી બીદાર થતો હોય તેમ—જેહમતથી તે જવાંને આંખ ખોલી આસપાસ જોયું, કે જ્યારે પોતાની ગોદમાં પોતાની વાહલી મરાયાનેજ ફસડાઈ પડેલી સમજી તેણે બોલવાની કોશેશ કરી, પણ તેની વાચા તેની મદદે આવી શકી નહીં. તે બોલીજ ન શક્યો, ને ત્યારે ઘણી નબળાઈની મુશકીલ વચ્ચે પોતાના હાથો ઉંચકી પોતાની ગોદમાં તેણે તે છોકરીને લીધી ને છાતીમાં ચાંપી. તેજ વખતે તે જેમ તેમ બોલી શક્યો, "માહરી મરાયા!"

ઓ, તે વખતની આંધળી આઇનેઝની ખુશાલીનું કોણ બ્યાંન કરી શકે?

"હું મરાયા નથી, જૉન ડીઅર," તેણીએ કહ્યું; "તમે મને જોઇને ઓળખી શકતા નથી? હું તો આઇનેઝ છેઉં."

પણ તે અવાજ બેહોસીના કાનં પર પડ્યો, કેમ જે આટલીજ જેહમત જૉન માટે જોઇએ તે કરતાં ઘણી થઇ પડવાને લીધે તે તરત પાછો બેહોસ થઇ ગયો હતો.

---

# પ્રકરણ ૪૪

---

આઇનેઝ જલ્દીજ જાંણી શકી કે ડૉન જૉન પાછો બેહોશ થઈ ગયો હતો, પણ તે ધારવામાં આવ્યું હતું તેમ મરણ પામ્યો ન હતો એ ખ્યાલના સધ્યારાથી તેને જે સુખ થયું તેનું બ્યાંન કરવું બેજા છે.

તે અજબ થઇ કે તે ઓરડામાં પુરતી રોશણી હશે કે અંધારું? રોશણી તો હોવીજ જોઇએ, અને ત્યારે શું જૉનની મોહોત જેવી બેભાંણીમાંથી બેદાર થતાં તે એટલું કમ જોઇ શક્યો હશે કે તે આઇનેઝ હતી એમ ઓળખી બી શક્યો નહીં હોય?

તેણીને, એમ છતાં, વળી અચાનક ને એકદમ ભય થયો કે એમ નો નહીં હોય કે એ મરતી વખતની તેને છેલ્લીજ હુસ્યારી આવી હોય, ને હવે તે કીંમતી જીંદગીની જોત ખરેખર પાછી બુજાઇ ગઈ હોય? તેણીએ ઉભરાતાં હેતના જુસ્સાથી તે ચેહરાપર વાંકી વલી એક ચુમી લીધી.

પણ શુકર તે આરેહકતાલ્લાના કે જૉન ન તો ખરેખર મરણ પાંમ્યો હતો કે ન તો મરી જવાનો હતો. કરપીણ થીલીપની કટારી તેનો ડગલો ચીરી તેની છાતીના માસમાં ભોંકાઇ ગઇ હતી, ને તેથી લોહીની એક શેર ફુટતી થઇ હતી ખરી, પણ તે જખમ જીવલેણ પુરવાર થયો ન હતો. નસીબ સંજોગે હૃદયના નાજુક ભાગથી થોડી વેગળીજ તે કટારી લાગી ગઇ હતી, ને તેથી મોહોત જેવી એક બેભાની સિવાય વધારે ગંભીર કશુંજ ન થયું હતું, કે જે બેભાંણીમાંથી, રડતા રડતા, આઇનેઝ તે ઓરડામાં દાખલ થવા પાંમી તેની થોડુંક આગમચથી, ઉંડા નિશ્વાસ ને મોટા દચકાંઓ ખાતો તે હવે પાછો સાવધ થતો જતો હતો,

લોહી ઘણો વાર તક વહયું હતું ને ઘણું વહયું હતું, પણ તે બા પછીથી તો આપસી મેલે વહેતું બંધ થઇ ગયું હતું. ખરેખર તો જખમ થતાં સાથે તે ઘણા જોરથી જમીન પર પછડાયો ને થપકાયો તેજ તેની બેહોશીનું વધતું કારણ હતુ—ખુદ જખમ નહીં. તેનું માથું જમીનના આરસપાહાંણ પર એટલાં તો જોશથી અફલાયું હતું કે તેનાં માથાંને મોટી અલવલ આવી. અને તેજ એ લાંબી ને મોહોત જેવી ગંભીર બેહોશીનું ખરૂં કારણ થઇ પડયું.

તે જરા વાર પછી વળી પાછો હીલચાલ કરતો થયો, અને હવે આંખ વધતી ખુલી નાંખી આસપાસ જોવા પડયો. આઇનેઝને તે વાતની તરતજ માહીતી થઇ.

"હું તો આઇનેઝ છેઉં જો, વાહલા જોન," તેણે તે પરથી તરતજ કહયું; "તમે હુસ્યાર છેઓ ? તમે સારી પેઠે છેઓ ? આખું સ્પેન તો તમોને મરી ગયલા જાંણેછ જો !"

"મરી ગએલો ?" તે તાજુબ થતો બોલ્યો, કેમજે ગઇગુજરી તુરત તેને યાદ આવી શકતી હોય એમ જણાયું નહીં. "હું સખત પડી ગાએલો હોવશ. માહરાં માથાંમાં મને ઘણું દરદ થાયછ."–અને હીલચાલ કરવાની કોશેશ કરતાં માથાંમાં જાસ્તી દરદ થયું એટલે તે પોતે પોતા સાથે ગુસ્સે થતો જણાયો.

શુરવીરોનું એ લક્ષણ થાય છે. તેઓ એ જાતની તબ્યતની નાચારી કે નાકૌવતી માટે પોતે પોતાની સાથે ખીજવાય છે. તેઓને એવી અશકતીમાં ઘણું હીચકારૂં લાગે છે.

તેવામાં તેની નજર સાઇડમાંનાં લાવબ્રેરો-રૂમનાં ઉંઘાડાં બારણાં

પર પડી, એટલે તેને એક ઝટકે બધી ગયગુજરી તરત પાછી યાદ આવી ગઇ, ને માથાંમાં થતાં સખ્ત દરદ છતાં હાથના ટેકા લઇ તે ઉઠીને કોરવાંકો બેઠો, ને ગભરાઇને તે ઓરડા તરફ જોવા લાગ્યો.

"મરાયા કાંહાં છે, આઇનેઝ?" તેણે પુકાર્યું; "તેને એ ચંડાલો કેદ પકડી ગીયાછ શું?"

"ફકર ના કરો, જૉન ડીઅર, તેવું કશુંજ નથી," આઇનેઝે સધ્યારો આપ્યો. "મરાયા સલામત છે,"

પણ એટલાંમાં તો જૉનને પાછાં ચકકર આવી ગયાં, ને તે આઇનેઝ ના ખોલામાં ઢગલો થઇ પછડાઇ પડયો. આઇનેઝે તરત તેને પકડી લઇ પોતાથી બન્યું એમ ટેકો આપ્યો, અને તેનુ દુખતું માથું પોતાની છાતી પર ટેકવી તેણે તે માથું પ્યારથી પસવાર્યું; પણ તે એક ઘણું મુશકીલ કારજ હતું. તે જેમ તેમ પોતે ફસડાઇ પડેલી જૉનના જોરાવર બદનને ટેકવી શકી નહીં, ને રખે તે તેણીના ખોલામાં મરણ પામે તે ભયથી તે ગરીબ આંધળી ધ્રુજવા પડી. તેણે એ અરસામાં ખરાં દીલથી ચાહયું કે ખુદા કરે ને કોઇ જલદી એ તરફ આવે ને તેને મદદ કરે!

પણ જૉન વળી પાછો તરત સાવધ થયો, ને પોતાના હાથોના ટેકાથી જેમતેમ સરખો થયો.

"ત્યારે ખુદાની મેહેર કે મરાયા તું કેહેછ તેમ સલામત છે, વાહલી આઇનેઝ," તેણે કહયું,—અને પછી ઉઠવાની કોશેષ કરતાં વધાર્યું, "દીકરા, તું એક ખુરસી આંએ તરફ ખેંચી લાવી શકશે? હું તાહરી મદદથી ઉઠીને જરા ખુરશીમાં બેસવા માગુંછ; તું મને મદદ કરેશે?"

"ઘણી મોટી ખુશીની સાથે,"—અને આઇનેઝે ફાંફાં મારી જલદીજ એક ખુરસી જોઇ કાઢી, જે તે જૉન પડયો હતો ત્યાં ઘસડી લાવી, ને ઘણી મોટી જેહેમતથી "અરે, ઓ!" કરતો તે શુરવીર પેહલવાંન તે આંધળીના મદદથી ઉઠીને તે ખુરશી પર ગોઠવાયો.

તેને હવે બધું આસ્તે આસ્તે યાદ આવતુંજ ગયુ. "મને રાજા મળવા આવ્યા ને મને તેવણ સાથ બોલાચાલી થઇ હતી, ને હા, હવે મને યાદ આવ્યું, તેવણે મને—"

પણ તે અચકી ગયો. ફીલીપે તેના પર ખુંનો હુમલો કરયો હતો એમ તે આઇનેઝ આગળ બી જાહેર કરી દેવા નહીં ચાહતો હતો. તે પોતાના ગુરા બાપની હજી બી ઇજ્જત રાખવા માંગતો હતો! બલાંઓથી

ફક્ત ભલુંજ થઇ શકે છે.

તેને જ્યાં જખમ લાગ્યો હતો ત્યાં પણ માસ ચીરાઇ ગયલું હોવાથી દુખાવો ઘણો થતો હતો. તેણે બેસીને એક પછી એક પોતાના પગ લાંબા કરયા, ને ખુરસીની પીઠ પર માથું નાખી તે ફરાગત થયો.

"મરાયા કાંહાં ગઇ? કાંય એ જતી રહી?" તેણે તે પછી પાછું તેહકીકની ઢબે પુછયું.

"તેને અહીંથી પેલો મસ્કેરો ઍડોનીસ ઉંચકી ગયો," આઇનેઝે ખુલાસો કીધો. "તે તો તમોને મુવેલા જાંણી ઘણું રડી ને અહીંજ આવવા ને મરવા માંગતીની, પણ ભલા ઍડોનીસે તેને રોકી ને પકડી રાખી."

"ભલો માણસ તે," જૉને મમતાથી કહયું; "પછી?"

"પછી તેટલાં હું આવી લાગી ને મેં જે બૉલ રૂમમાં બન્યું હતુ તે એને કહયું."

"બૉલ રૂમમાં શું બન્યું?"

"માહરા પપા કેદ પકડાયાની તે."

"તાહરા પપા કેદ પકડાયા?" તેણે તાજુબીથી પુકાર્યું,—ને પોતાનું ગુમતું માથું જોશથી દાબ્યું; "મને બરાબર સમજ નથી પડતી, આઇનેઝ."

"હા, ને મરાયા હું ધારૂંછ કે માહરા પપાને બચાવવાજ હમણાં ગયલી છે," તેણીએ સાહાઇથી વધારયું.

"પણ તાહરા પપાને કોણે કેદ પકડયા? શાંને વાસ્તે કેદ પકડયા?"

"તમારાં ખુનને વાસ્તે!"

"માહરૂં ખુન ને તાહરા પપા?" અને જૉન જ્યાદા અજબ થયો.

"હા, હું બૉલ રૂમની ગ્યાલરીમાં છુપાયલી હતી તેટલાં માહરા પપા ત્યાં આવ્યા. રાજા બી ત્યાંજ હતા. માહરા પપાએ તેવામાં ત્યાં આવી ખુલ્લે મોટે સાદે કહયું કે 'મેં ડૉન જૉનને મારી નાખ્યોછ, ને હું દરબારને શરણે આવ્યોછ."

"જુઠું!" જૉને જુસ્સાથી પુકાર્યું, ને એ ઉસ્કેરણીમાં તે પોતાનો દુખાવો પણ ભુલી ગયો. "મને મારવામાં આવ્યો ત્યારે તાહરા પપા તો ઓરડામાં હતા વટીક નહીં. વારૂ, ને રાજાએ તે સાંભળીને શું કહયું. જલદી બોલ?"

"તે હું કંઇજ જાંણુતી નથી," તે આંત્રળીએ જવાબ કરયો. ત્યાં ધોંધાટજ એટલો થઈ ગીયો ને તમારૂં ખુંન થયલું સાંભળીને મેં પોતે એટલી હેબત ખાધી કે હું જીવ લઇને ત્યાંથી ન્હાસીને આએ તરફ મરાયાને સોહોધતી આવી લાગી !"

જૉને થોડોક ગંભીર દરયાફ્ત કર્યો. તે સઘળો ખરો મામલો ને ઘરડા મૅન્ડોઝાના એકરારનો ભેદ ઘણો બાહોશ હોવાના બાએસથી તરત પાંમી ગયો.

"ત્યારે શું તમે ધારોછ વારૂં કે માહરા પપાએ તમોને મારયા નથી ?" આઇનેઝે અજાયબીથી પુછ્યું; "ઓ કેવી ખુદાની મેહરબાંની! તમે પોતે સલાંમત રહયા ને બચી ગીયા તેજ ખુદાની કેવી મોટી મેહેર!"

"મને તેંજ જીવડાબ્યો, વાહલી આઇનેઝ." તે જોદ્ધાએ તે આંત્રળી રૂપસુંદરીને ગોદમાં દાબતાં કહયું; "તું બેફીકર રહે. તાહરા પપાને કશીજ અલવલ આવવાની નથી. મને કંઇ તેવણે મારયોજ નથી."

"ત્યારે કોણે ?"

"એક બીજાએ; તું પછીથી જાંણુશે."—અને આઇનેઝ તરત મનથી સમજી ગઇ કે તે રાજાને માટે બોલતો હતો, પણ તેણીની કને બી ખુલ્લું કરીને કેહવા ચાહતો ન હતો.

"તું કોઇને મરાયાને સોહોધવા નહી મોકલ, ડાઅર ! તેને જાંણવા દે કે હું સલાંમત છેઉં. આખાં સ્પેનને હવે આપણે એ વાત જાંણવા દઇશું," તેણે જરા વારે પાછું કહયું. "લોકોને જાંણવા દે કે ફકત માહરૂં માથું જોશથી થપકાયલું હોવાથી હું બેહોશ થયો હતો."—અને હયાં વળી ઝાઝું દરદ થવાથી તેણે કળ ખાધી.

"તમુને ઘણું દુખેછ ? દરદ થાયછ !" બચ્ચાં જેવી સાદાઇથી બચ્ચાં જેવીજ નિર્દોશ આઇનેઝે દયાથી જળી જતાં સવાલ કરયો.

"હા, દુખેછ તો ખરૂં," તે શુરવીરે કબુલ કરયું. "વારૂં, તું મને કંઇ પીવાનું આપશે ? માહરાથી ઉઠાતું નથી. હું ઉઠશ તો તરત પડી જવશ. પેલા ટેબલની પાસેની ટીપોય પર વાઇન અને ગ્લાસીસ છે. તું તે લાવી શકશે ?"

"મને બતાવોની, કેઇ તરફ જવાનું ?"

"ડાબા હાથની દેવાલને હાથ લગાડી તું નાકા પર ચાલી જા, ને ત્યાં તુંને તરત તે ટીપોય હાથ આવશે."

આઇનેઝ બાખુશી ગઇ, ને આગાદ એક જેનાં આદમીનીજ ચેકસાઇ ને સંભાળથી તે વાઇનની ડીકાંન્ટર ને ગ્લાસ લઇ આવી.

જૉને તેમાંથી એક ગ્લાસ પીધું, ને તેથી તેના જીવને ઘણી તાજગી મલી.

અને તેજ ઘડીએ બાહેરની ચાલમાં કોઇનાં પગલાં વાગ્યાં ને વાતચીતના અવાજથી એંચાઇને કોઇ તે તરફ આવ્યું.

તે પેલો ખુંધો મશ્કરો ઍડોનીસ હતો, ને તેણે જે જોયું તેથી તે હેરત અને દંગ થઇ ગયલો તે ઓરડાના ઉંબરમાં અચપી ઉભો! યા ખુદા તે ઉંઘતો હતો કે જાગતો? એ સ્વપ્નો હતો કે ખરો બનાવ? શું મુવેલાં બી ઉભાં થઇ ખુરસીમાં બેસી ડીકાંન્ટરમાંથી ગ્લાસમાં પોતાને હાથે વાઇન નાખીને પીતાં હશે? શું ડૉન જૉન આખું સ્પેન જાણતું ને માનતું હતું ને તે પોતે નજરેનજર જોઇ ગયો હતો તેમ મરણ પામ્યો ન હતો! તેની અજાયબી અને ગભરાત, તેની ખુશાલી અને અતવતનો પારજ ન હતો!

"યા ખુદા," તેણે મોટા ગભરાતમાં પુકારયું. "શું નામદાર ડૉન જૉન હૈયાત છે?"

"હા, જુવેની, આપણે બધાં કેવાં રડી રડીને મરી ગીયાં ને નાહક ભરમમાં ફુટાઇ મુ।।!" આઇનેઝે ખુશાલીથી લગભગ હસી દેતાં કહયું. "એવણનું તો માથું કેથું ઘણું જોરમાં થપકાયલું હોવાથી એ ફકત એક બેહોશ જેવી જાલેમ બેબાંની હતી! જાઓ, જરા દોડી જાઓ, ને માહરી ગરીબ મરાયાને સોહથી કાઢીને એ વધાઇ કેહો. ઓ, તે તો એ વાત જાણશે ત્યારે ખુશીથી ઘેલીજ થઇ જશે! ને તો એ વાત માનવાની બી નથી, ને જરા તમે દરબારમાં બી એ ખુશીની વધાઇ ફેલાવા દેજો."

"નહીં," ડૉન જૉને હજી દાંત પીસીને કળ ખાતાં પોતાનો વિચાર ફેરવીને ગંભીરાઇથી કહયું; "દરબારને હાલ ને હાલ ચેતાવા જેવી કોઇ જરૂર નથી. તે તો રાહનાં પાણી રાહેજ જશે. ફકત તમે મરાયાને એ ખરી વાત કહી ધીરજ આપીને એકદમ આએ તરફ લેઇ આવો, ઍડોનીસ."

"પણ તમે નામદાર દેખીતા ઘણા હેરાંન છેઓ," ઍડોનીસે તેને દુઃખથી વળખાતો જોઇ ખરાં દીલની કાળજીથી કહયું; "મને એક ડાકટરને પેહલાં તેડી લાવવા દેઓ? હું ડાકટર ગેલડોઝને લેતો આઉં?"

"ડાકટરની કંઇ જરૂર નથી, માહરા દોસ્ત," ડૉન જૉને પોતાનાં આવાં

મોટાં દુખમાં બી ખુશમિજાજી થવાની કોશેશ કરતાં કહ્યું; "હુંજ માહરો ડાકટર છેઉં. મને એવું ગંભીર કશુંજ નથી. મેં તમને હુકમ કર્યો તેમ ફકત તમે તમારે જઇને માહરી આગળ ધીરજ આપીને સંભાળથી માહરી મરાયાને લાવો, ને હું તુરત સાજોસમો થઇ જવશ."

"જેવો હુકમ," તે મસ્કેરાએ નાચારીની નાખ્તીથી કહ્યું; "પણ મને લાગેછ, નામવર, કે ડૉના મરાયા તરત મને મળવાનાં નથી."

"કેમ?"

"કેમ જે હું હમણાંજ સાંભળી આવ્યો કે તે બાનુ તો ખુદ રાજા આગળ કાંઇ ખાનગી મસલતમાં રોકાયલાં છે," ઍડોનીસે જવાબ કર્યો, ને વધાર્યું, "ખચ્ચીત, નામદાર, તમે બી જબરા હો! આખું સ્પેન ઉલટપુલટ કરી નાંખીને તમે તો બધાંને ખોચીમાંથી કરડો તેવા વાઘ જેવા ટટાર થઇને વાઇન પીચતા એકાજ! એમ મરી જવા પછી કોઇને પાછા જીવતા થવા ને જીવતા રેહવાનો હક નથી જો, મહેરબાન! એ ખુદાને ઘેરના કાયદોજ નથી!"

ડૉન જૉન ખુશ મિજાજે થોડું હસ્યો.

"જા, તું જઇને હાલ તો મરાયાને સોહોથી લાવ." તેણે પાછી તકીદ કરતાં કહ્યું; "એવાં જુઠાં તાહેલાંમાં વખત ના ગુમાવ: પછી તું તાહરી રમુજ ને હસવાનું ગમે એટલું કરયા કરજે."

"આએ ત્યારે હું નહીં તો માહરા પગ ચાલ્યઃ તમો નામવરના હુકમ બજાવા;" તે મસ્કેરાએ કહ્યું—અને તે ગયો.

તે ગયો ખરો, પણ તેને લાગ્યું કે મરાયાને હુંડી કાઢવી એ કાંઇ સેહેલ કારજ ન હતું. તે આઇનેઝને સલામત સુતેલી જોઇને, જીજ્ઞાસા ન રોકાવાથી, થોડોક મરાયાની પુંઠ બી ગયો હતો, ને તે રાજાને મળવા માંગતી ખોટી હતી, ત્યાં સુધી તેણીની બાહરોબાહરથી ભાળ કાઢી આ તરફ પાછો વરેણાં વાતી આવ્યો હતો; પણ તે હવે એ તરફ જાય કેમ ને તે માહલુમને મળે કેમ? તે રાજાથી અનીઘણો બીહીતો હતો. તે તેમજ બધાં દુરઅંદેશ મનથી સારી રીતે જાણતાં હતાં કે રાજાએજ આગળ રહીને ઉસ્કેરીને જૉનનું કાટલું કઢાવી નાંખવાનું ફરેલું હોવું જોઇએ, અને તેથી તે ખારીલો ને ખુંની રાજા હવે એમ જાણે કે જૉન તો હજી જીવતો હતો ને તેની કરેલી તમામ ખુંનખાર ગાગુત્રીઓ ઉલટાઇ ગઇ હતી તો શું એવાં દેહસ્તનાક ગજબનાક સમાચાર લઇ આવનારને તે

કરપીણ રાજા જીવતોજ છોડે ?

તેને લાલચ તો ઘણી થઇ. તે તો જે મળે તેને ડૉન જૉન જીવતો હોવાની વધાઇ જાહેર કરી. દઇ જશ ખાટી જવાને ઘણોજ તતપર હતો, ને તે મોટી વાત તેનાં નાઘલાં પેટમાં ઘણી ઉભામા કરતી હતી. તે જાંણતો હતો કે તે જો ખરી હકીકત જાહેર કરે તો એક ઘડીમાં આખું સ્પેન તે વાતથી ચક ચઢી રહે, ને જ્યાં એક કલાકની વાત પર તે ખુંનના સમાચારે ગભરાત, ઓચંબો ને માહનમ ફેલાવ્યાં હતાં ત્યાં આ નવીન ને તદન નહીં વકી રખાવલા સમાચારથી ખુશાલીજ ચોપાસ પ્રદરશીત થઇ રહે; પણ રાજાને કાને તે વાત જતાં, અલબત, વીલંબજ નહીં લાગે, ને ત્યારે એ સમાચાર લાવ્યું કોણ એમ તે કરપીણ તલાસ કરયા વના પણ રહે નહીં, કે જયારે તેનું નામ જાણનાં છુપાછુપ તેને પકડાવીને ગૅસલાઇટનાં તેલમાં જીવતો સલગાવી મુકવા પણ તે માહ ખુરો રાજા ફીલીપ કશીજ આનાકાની કરે નહીં એમ ખુંધો અડોનીસ પોતાનાં જીગરથી પકકી ખાત્રી સાથે જાંણતો અને માનતો હતો.

વળી તેને એ વાત જાહેર કરવાની ડૉન જૉનની પોતાની રજા પણ કયાં હતી ? તેણે બી ઉલટી તે વાતની તેને સખ્ત મના ફરમાંવેલી હતી, ને તેના હુકમનો અનાદર કરીને વળી તે કયાં ઉભો રહે ? તેના જેવી પંકતીના ઠીકરાંચાતુઓને તો બધાજ મોટેરાઓને રાજી રાખવા પડે ને બધાજ મોટાની મંતરાજીની તપાસ રાખવી પડે, જેથી ખુંધા અૅડોનીસનું હાલનું કારજ ખરેખર એવડું મુશ્કીલ હતું.

તેણે, એટલા માટે, જરા વાર થોભી જઇને એ સઘળી વાતનો વિચાર કીધો, ને પછી અંતે તે એજ ઠરાવ પર આવ્યો કે જો મરાયા જલ્દીથી તેને નહીંજ મળી શકે તો પછી તેણે પાધરૂં પ્રીન્સેસ ડૉના પાસે જવું. ને તેણીને બધી ખરી વાતથી વાકેફ કરવી. તે, અલબત, પોતાની ગમે એવી મનસબને અર ડૉન જૉનનાં ભલામાં હતી તે આ મશ્કરો જાંણતો હતો. તે તો ફીલીપ સાથ દગો રમી જૉનનેજ તખ્તનશીન કરવાનું કાવત્રું પણ રચી ચુકી હતી, માટે જૉનનાં મરવાથી અથવા વધારે ખરી રીતે બોલ્યે તો મરણ પામવાના સમાચાર મળવાથી તે ઘણીજ નાઉમેદ થયલી હોવી જોઇએ. એટલા માટે આ વધઇ તેની કને લઇ જઇને રાજાથી ને દરબારથી તે તુરત તેણી છુપાવવાનું માંગી લેવું એ તે ખુંધાને લાગ્યું કે ઘણું મુશ્કેલ થઇ પડવાનું ન હતું.

તેણે રડમસ ચેહેરોજ ધારણ કરયો. આખું શહેર શોકાગ્નિમાં ગરક ગયલું ત્યારે તે હસ્તે ચેહેરે કે ખુશાલ તબ્યતથી ફરતો દેખાય એ ચાલેજ કેમ?

ત્યાં દરબાર—હૉલમાં હજી સેંહેંકડો લોક જમા થઈ ગભરાતની વાતચીત કરતાં ઉભેલાં હતાં, પણ ન તો મરાયા કે ન તો ડૉના ઍના તેની નજરે આવી. આ ઉપરથી તે એક ઉંચા જેવા ગાર્ડ ઑફીસર આગળ ગયો.

"તમે જાંણોછ વારૂ, સાહેબ," તેણે તેને પુછયું, "કે ડૉના મરાંયા મૅન્ડોઝા હાલ કયાં છે?"

તે ઑફીસરે તેના તરફ એકાદ પળ તાજુબીમાં જોયું. દરબારી લડવાનો દરજ્જો, અલબત, તેના પોતાના દરજ્જા કરતાં વધારે હતો, ને તે તેને એમ પુછતો ને વાત કરાવતો આવ્યો તેથી તે ઉંચા ઑફીસરને જરા મજાહનું લાગ્યું. તેને (ઍડોનીસને) રાજા સાથે વગસગ હતો એ તો આખું સ્પેન જાંણતું હતું, ને તેવા એકની દોસ્તી કે સારૂં મત જીતાયલાં હોય તો રાજા ખુશમિજાજમાં હોય ત્યારે તે ચેસ મારી કંઇ નહીં ને કંઇ કોઇનું કામ કરી આપી શકે એમ ઉતરતા અધીકારીઓ માનતા હતા માટે તેને ઘણું માન આપી ચાલતા હતા. તે પોતે સામો રાજાથી ને રાજાના કાવાદાવાથી કેટલો થથરેલો ચાલતો હતો તેની તો તેમની બલારતને પણ ખબર ન હતી!

"હું જાણતો નથી, સાહેબ," ઑફીસરે ઍડોનીસના સવાલના જવાબમાં કહયું. "પણ તમે હુકમ કરો, ને અત્રેજ જરા થોભી જાઓ, તો હું હમણાં તલાશ કરીને તે બાનુને લગતો પત્તો મેળવી આવું."

"હા, ઘણી મોટી મેહરબાંની," ઍડોનીસે કહયું: "હું અહીંજ થોભશ તમે જરા જલ્દી તે બાનુને સોધી લાવશો? મારે તેવણને કંઇ જરૂરનું કહેવાનું છે."

તે અમલદાર એ ઉપરથી નમ્યો, અને તરત લોકોનાં ટોળાં વચ્ચેથી અલોપ થઇ ગયો. ઍડોનીસ એ દરમ્યાન ખુંણામાં દબાઇને ઉભેલો તેની વાટ જોતો ઉભો. જૉનનાં મરણના સમાચારે સ્પેન એટલું બડકી ગયલું હતું કે લોકોએ હજી સુધી વીખેરાવા માંડયું ન હતું, ને સૌ સૌ પોત પોતાની વાતચીત ને પરપુછમાંજ ગીરફતાર હતાં. એમ છતાં, ખુબા ઍડોનીસના લાલ ચણોટી જેવા કેશે ઘણાંકોનું તેના પર જલ્દીજ ધ્યાન ખેંચ્યું, ને તે ધ્યાન ખેંચાયલાંઓમાં એક તો પેલી કરતુકી ડૉના ઍના પોતેજ હતી!

# પ્રકરણ ૪૫

તે તો તે તરફથી પાસ થઇ જતી હતી, પણ તેણીએ તે ખુંધાને ભરાઇને ઉભેલો જોયો, ને શંકાશીલ આદમીઓ ચતુર પણ થઇ શકે છે એટલે તે તરત તેને કાંઇ બી મતલબથી એમ ઓથામાં ભરાઇને ઉભેલો સમજી પાધરી તેના કને ચાલી આવી.

તેણીનો ચહેરો અત્યંત શોકાતુર હતો, ને તે જોઇ તે ખુંધાને પણ, તેનાં પોતાનાં માબાપ તરતનાં સાથેજ મરી ગયાં હોય તેમ, પોતાનો ચહેરો બેવડો ને ચોવડો રડમસ કરવો પડયો.

"કેમ, તું અહીં, ઍડોનીસ" તેણીએ પુછયું.

"જેમ બધાં તેમ હું, પ્રીન્સેસ," તે મશ્કેરાએ સાવચેત જવાબ કર્યો.

"મને એવો ઉડાવનારો જવાબ તાહરો ગમવાનો નથી," તેણીએ તેને થથરાવ્યો. "માહરી ખાત્રી છે કે આજ રાતના ભયબીત બનાવ માટે તું બધું ખરેખરૂં જાંણેછ, ને તાહરે તે મને કેહવુંજ પડશે."—અને એમ કહેતાં તે તેનું કાંડું પકડી તેને જરા વધતી બાજુનાં એકાંતમાં ઘસડી ગઇ.

"પણ હું શું કેહું?" તે ખુંધો કગલી પડયો; નામદાર, જેટલું હું જાણુંછ તેટલુંજ તમે પોતે બી જાંણોછ!"

"હું કશુંજ જાંણતી નથી," તેણીએ અધીરાઇ અને ગુસ્સાથી પગ થોકયો; "ને જો તું ભેદ ઓલીને મને બધું કહેશે નહીં તો કાલનો આથમતો સુરજ જોવા તું જીવવાનો નથી તે સત કરીને જાંણજે. શું, સમજેછ કે? કેહે મને ખરેખરૂં, ડૉન જૉનને કોણે માર્યો ને કાંએ? જલ્દી કર."

"તેને કોઇએ બી માર્યોજ નથી," તે ખુંધાએ મોગમ કહયું. તે આ ઓરતથી જબરો થથરેલો રેહતો હતો. તે દગાબાજ, પુરતાજી, ભારે વગવસીલાવાલી ને કરપીણ હૈયાંની હતી તે સઘળું તેને રોશણ હતું. તે, તેથી, તેને ખરૂં કહી દેવા સ્વભાવિક ખંતી હતો.

પણ તેનો તે જવાબ—કે ડૉન જૉનને કોઇએ બી માર્યોજ નથી—તે આવા સંજોગો વચ્ચે પ્રીન્સેસ ડૉના ઍના કેમ ખમી ને તામોશ કરી શકે? તે વધતી ખીજવાઈ ગઇ. તે સમજી કે અત્યારે બી તે મશ્કેરો ઠઠ્ઠાબાજીજ કરતો હતો.

તે ખીજવાય ત્યારે પોતાથી ઉતરતાંઓને થોકી નાખવા વટીક વીલંબ કરતી નહીં, ને પોતાનો દરજ્જો એક લહેજામાં પોતાના ગુસ્સા વચ્ચે ભુલી જતી. તેણે, તેથી, ઍડોનીસને તેની નાધલી ગરદનમાંથી પકડયો ને ખુબ હીળવીને ઢંઢોલી કાઢયો.

"તાહરી આએ નાધલી ગરદનજ ભચડી મુકશ," તેણે કહયું; "આવી વખતે બી મારી ઠઠ્ઠાબાજી? બોલ, તેને કોણે મારી નાખ્યો?"

"કોઇએબી નહીં," તે વેંહેંત્યાંએ પાછું કહયું. તે જાંણતો હતો કે ખરી કેફીયત જાંણી તે લુચ્ચી ઓરત એટલી બધી રાજી થનાર હતી કે હાલ જરા તેનું પાકવવામાં તે જોખમ કશોજ કરતો ન હતો. "નામદાર, ડૉન જૉન મરી ગીયોજ નથી, તો તેને મારી નાખ્યોજ કોણે?"

"કમીના," ડૉના ઍનાએ દાંત પીસ્યા,—ને તેને એક જોસથી થપ-રાક મારવા તેણીએ હાથ ઉંચો કીધો.

તે ખુંધો ખીસી ગયો, ને ખુશમિજાજી હસ્યો,

"તમે માહરૂં માનતાં નથી, બાંનુ," તેણે પછી તરત ગંભીર થતાં કહયું. "ડૉન જૉન હાલ તેની ખુરસીમાં બેસીને વાઇન પીએછ! તેવણ અમથા બેહોસ થયલા તે પાછા સુધીમાં આવ્યા છે. નહીં માનો તો ચાલો માહરી સાથે તેવણને બંગલે, ને તમારી નજરે જોઇ ખાત્રી કરો; ને જો હું ઠઠ્ઠા કરતો સાબેત થાઉં તો કાલે સહવારે મને ધગધગતી ચેહમાં જીવતો બાળી મુકાવજો; પછી કંઇ?"

તે પ્રીનસેસ હદ વનાની તાજુબીમાં બે કદમ પાછળ હઠી ગઇ. એ શું બનવા જોગ હતું? આખું સ્પેન જે મોહોતનું માહેતમ ઉઠાવી રહયું હતું તે મરણ શું ખરેખર થયુંજ ન હતું?

"ફકત છાતી આગળનાં માસમાં ઘસાડો લાગેલો ને તેમાંથી લોહી ગયલું," પેલાએ આગળ સમજાવ્યું. "ખરેખર તો બેહોસી બી તેની હતીજ નહીં. જમીન પર પડતાં આરસપાહાંણ સાથે કેથું માથું ઘણાંજ જોરમાં પછ-ડાયલું, ને તેથીજ એ મોહોત જેવી બેભાંણી બરપા થયલી!"

"યા ખુદા, એ શું ખરેખર બનવા જોગ છે?" તે પ્રીનસેસે મોટી તાજુબીમાં પુકાર્યું; "પણ હોવુંજ જોઇએ. તું એટલી હદ સુધી ને વળી આવા સંજોગોમાં એવું હસવાનું કરી શકેજ નહીં. પણ વારૂં, એ માસમાં જખમ કોણે કીધો? તું શું ધારેછ? તું પોતે શું જાંણેછ?"

"જે આસામીને માટે તમો નામદારને વેહેમ છે તેણેજ," ઍડોનીસે અવાજ એકદમ ધીમો કરી નાખતાં જવાબ કર્યો.

"હું સમજી," પ્રીન્સેસે મોગમ પ્રત્યુત્તર કર્યો, ને વિચારના વમળમાં ઉતરેલી જરાવાર તે ચુપ થઇ.

"હું દીલગીર છું. ઍડોનીસ," તેણીએ તે પછી કહયું, "કે મેં તુંને નાહક એટલો થથરાવ્યો. લે આ,"–અને જાંણે બદલામાં હોય તેમ તેણીએ પોતાના હાથપરની હીરાઓથી ઝળઝળ થતી એક બ્રેસલેટ ઉતારી ઝટ તેને ભેટ આપી.

ઍડોનીસ હેરત થયો. આવી દુલ્લાં દીલની આ મતલબી ઓરત કાંઇ ખાસ મકસદ વના થઇ શકે, અને તેણીએ તેને જરા ધમકાવ્યો કે દંદોળ્યો તેથી એવી ઉદારતાથી એક કીંમતી બ્રેસલેટ તેને બક્ષેશ આપે એવી સુમારી તો તે હતીજ નહીં, ત્યારે વળી એ શો નવો ભેદ હતો?

"હવે કેહે મને," તેણીએ પદ્માણે સાદે તે પછી પુછયું, "તું અહીં કોણની વાટ જોતો ઉભોતો—મરાયા મૅન્ડોઝાનીજ કેની? તુંને જૉને તેણીને સોહધી લાવવા મોકલ્યો છે?"

"હા," પેલાએ જરા આનાકાની પછી ખરૂં કહી દેવાની જરૂર પીછાંણી. ખરેખર તો તે અત્રે આવ્યો ત્યારે એ બધી વાત, આપણે આગળ તેનો એરાદો વાંચી આવ્યાં તેમ, એ અબળાને સોહધી કાઢીને કહી દેવાની સાચી ધ્યાનતથીજ આવ્યો હતો.

"ત્યારે હવે માહરૂં કહયું કર," તેણીએ ફરમાસ કરી; "તાહરે હમણાં ખુદ મરાયાને વટીક જાંણવા દેવું નહીં કે જૉન હૈયાત છે, ને તેથી તુ તાહરે જઇને ડૉન જૉનને એમજ કહે કે મરાયા કેથે મળતી નથી."

પણ એજ ઐંયામમાં મરાયાની સોહોધને માટે ગયલો પેલો ઓફીસર તે તરફ પાછો ફરયો, ને ઍડોનીસને પ્રીન્સેસ જેવી એક વગદાર ને મોટી મોભાદાર બાંનુ સાથે વાત કરતો જોઇ બાજુમાં જરા ખેંચાઇને ઉભો.

"કેમ, પત્તો મળ્યો?" ઍડોનીસે તે ઉપરથી ડૉના ઍના સાંભળે તેમ સાદાઇના દેખાવથી તેને પુછયું; "કયાં છે ડૉના મરાયા?"

"સાહેબ, તેવણ હાલમાં નામદાર રાજાના ખાનગી ઓરડામાં છે," તે ઑફીસરે જવાબ કરયો,—અને એ જવાબ સાંભળતાં, તેના બસમાંથી નાહડેલી ખુદરાજાના ખાનગી ઓરડામાં ભરાયલી હતી એમ માહીતી થતાં,

મુચ્છી ડૉના ઍનાને જે હજારો વિચારો એક તડાકે થતા રહયા, ને હદ વગરના ગુસ્સાથી તેણીની જવાંન છાતી જે ઉકળતી બની તે બધાંનું વીગતવારે બ્યાંન કરી શકવા જેટલી આપણી પાસે જગ્યાજ કયાં છે ?

## પ્રકરણ ૪૬

મરાયાએ તે શાહી હુકમ સાથે નેકખાંહ વઝીર ડૉન ગોમેઝને પોતાના બાપનાં બંદીગૃહ તરફ તેના છુટકારા માટે રવાના કરીને તરત તે જ્યાં પોતાની વાહલી આંધળી બેહેન આઇનેઝને છોડી આવી હતી તે તરફનું હેરયું લીધું. તે આજ રાતની હદ્દવનાની તનમનની જેહમતો ને ઉશ્કેરણીથી તદન થાકીને લુસ થઇ ગઇ હતી. અત્યાર તક તે ગરીબ બાળા આટલી દીલેરી સાથે એ જેહમતો સાંમે ટકી રહી હતી એજ એક અજાયબી હતી. તેણીએ અત્યાર સુધી ઘણા મુસ્તકીમ ઠરાવ ને ઘણી દીલેર હીંમત સાથે કામ લીધું હતું, અને હવે તે એટલી હડબડી ગઇ કે રસ્તે જતાં એક છાકટ આદમીની ફીસમે તેણીએ એક લપેડો વટીક ખાધો, ને બાજુમાંની એક રેલીંગ પકડી લઈ તણીએ પોતાનાં ગુમતાં મગજને તુરત ટેકાવ આપ્યો ન હોત તો તે ત્યાંજ બેહોસ તુટી પડતે.

તે થોભી. એ પછી પાછું પોતાનાં મનનું સમાધાન ને તનનું સમતોળપણું મેળવી લેવા આંખે હાથ ઢાંકી તે સુંદર છોકરી કેટલીક વાર એક એકાંત ખુણાંમાં થોભી ગઈ. તે ઉતાવળા ગભરાતમાં પોતાનો “ કલોક ” રાજાના મેહેલમાં નાખી આવી હતી, ને ઉંધાડા કોર્ટ ડ્રેસમાં તે હાલ ઉંધાડે માંથે મનોહરતાનું એક જોવા જોગ પુતળુંજ નજરે આવતી હતી.

અંતે જેહેમતથી પાછી ઠીક થઇને તે આગળ વધી. તેને આઇનેઝની ઘણી ફકર લાગતી હતી. ડૉન જૉનની “ લાશ ” પડી હતી તે મકાનમાં તે ગરીબ બાપડી એકલી તેની વાટ જોતી ટીંગાઇ રહી હશે તે ફીકરે હવે પરવાર પામવા પછી તેના પગોને પાંખ આવી, ને તે ઉડીને જૉનના મેહેલ તરફ ફકરમંદ આગળ વધતી ગઇ.

તે આઇનેઝને લઇને પોતાને ઘરેબારે જલ્દી જતી રેહવાની હતી. એકજ વખત—ઓ એકજ વખત તે પોતાના રાજમાનીતા વાહલા દીલેરની

લોથ પર પડીને છેલ્લું આલીંગણુ કરી લેવાની હતી. છેલ્લોજ તે મોહોતમાં બી મીઠો મુખડો નિહાળી લેનાર હતી—છેલ્લાંજ આંસુઓથી તે મુખડો ભીંજવનાર હતી. હાલ બી તે બધી દુખી ને જીગર ચાક ચાક કરી નાખનારી ગમખ્વાર યાદોથી રડતીજ તે તરફ જતી હતી. ડૉન જૉન સજીવન થયલો હોવાની સુખકારક વધાઇથી તે કેમ વીદીત થઇ શકી હોય?

અને હવે તે લગભગ તે "ટેરેસ"ની લગોલગ ગઇ તેટલાં તેને પોતાની પુઠે આવતાં કોઇ નરમ પગલાંનો અવાજ આવ્યો, ને તે છેક લગોલગમાં આવતાં તેણીએ ચમકીને જોયું તો તે પેલી રાજ દરબારમાં ભારે વગવસીલો ધરાવનાર નાલાયક પ્રીન્સેસ—ડૉના ઍના-હતી.

તે ડૉન જૉન જીવતો હોવાનું ખુંધા ઍડોનીસ મારફતે જાણી લઇ પોતાની ખાત્રી કરવા પાધરી એ તરફ આવી હતી. તેણે તે ખુંધાને મરાયાને સોહોધી લાવવાની તેનાં કારજની ફરજથી ફરજ્યાત મુકત કરયો હતો. તેણીએ તેને ધમકાવીને પોતાની પક્ષમાં મનાવી સમજાવી લીધો હતો, ને તેને તુરતવેળા તે તરફજ પડતો મેળી પોતે આ તરફ દોડી આવી હતી, કે જેવામાં મરાયાને તેણે પોતાની આગળ આગળ ચાલતી જોઇ, અને ત્યારે ઝડપુ કદમોએ તેણીએ આવીને એ મુજબ તે છોકરીને પકડી પાડી હતી.

"ઓ, તું કાંહાં હતી, છોકરી? મને હાથતાલી આપીને તું કાંહાં ન્હાસી ગઇ હતી?" તેણીએ અરધું ગુસ્સાથી, અરધું નરમીથી, તેને પાછી મેળવી લેવાની મકસદથી પુછ્યું.

"હું? હું તમારી સાથે હતીજ નહીં, પ્રીન્સેસ," મરાયાએ નિર્દોષતાના દેખાવ સાથે જવાબ કરયો. રાજાના મેહેલમાં તેણીને તેના બાપ જોડે જે વાતચીત ને ખુલાસા થયા હતા તેથી તે સુંદરી પામી ગઇ હતી કે ડૉના ઍનાને તેના બપનાં ઘરમાં તેની આંધળી બહેન આઇનેઝજ મળેલી હોવી જોઇએ.

"તું નહીં હતી!" પ્રીન્સેસે તાજુબીમાં પુંકાર્યું; "તું માહરી સાથે માહરે બંગલે જવા તાહરા બાપનાં મકાનમાંથી નહીં બાહેર પડી હતી? ત્યારે તે કોણુ હતું?"

"તે તો માહરી આંધળી બેહેન આઇનેઝ હોવી જોઇએ," મરાયાએ સાદાઇથી જવાબ કર્યો,—ને એ બાએની વધતી ચુનોચેરા એકદમ અત્રેજ

અટકાવી મેળવાના એરાદાથી તરત તેણીએ પુછ્યું, "તમો એ તરફ કાંહાં જાઓછ ?"

"હું તો તુંનેજ સોહોધવા આવી," ડૉના ઍનાએ ફેરવી તોળ્યું; "રાત તું માહરી સાથેજ ગુજારવા માહરા મેહેલમાં ચાલ."

"નહીંજી, ઠેંક યુ; હું તો માહરા બાપ સાથેજ બાકીની રાત અમારે ઘર ગુજારવા જાઉંછ, પ્રીન્સેસ; મને માફ કરો."

"તાહરા બાપ સાથે?" ડૉના ઍનાએ ગુસ્સામાં બબાળ્યું; "એ વળી શું મને નવી હાથતાલી આપવા તૈયાર થઇછ ? તાહરો બાપ કાંહાં છે જે ? તે તો કેદમાં પડેલો છે ?"

"નહીં; તેવણ અત્યારે તો છુટા થયા બી હશે," મરાયાએ સમજાવ્યું; "તેવણ તદન બેગુન્હા છે, ને તેઓના તાબરતોબના છુટકારાનાં રાજાનાં હુકમનામાં સાથે તમારા નેકબખ્ત ખાવંદ પોતે હાલમાં જેલખાનાં તરફ દોડી પોંહચેલા છે. માહરા પપાને ઘણાજ બાઇજ્જત ને એક બી શર્ત વગર "વેસ્ટ ટાવર"માંથી છોડી મુકવાનો રાજાએ હુકમ લખી આપેલો છે."

ડૉના ઍનાએ તે અરધા અંધારા વચ્ચે એકાદ પળ મરાયા ભણી ટીકાટીકીને જોયું. આ પોરી વળી કાંઇ આ નવો ટોલ્લો તો હીંમતથી લગાવતી ન હોય? એ બનેજ કેમ કે રાજા ધરડા મૅન્ડોઝાના છુટકારાનું હુકમનામું એટલું જલ્દી ને રાતોરાત, સરેસ્તાની કાઉનસીલની સમન્તી વના, લખી આપી શકે—સિવાય કે ડૉન જાન જીવતો રહેલો હોવાની વાત તેને કાને આવી હોય? ત્યારે તો—તેણીએ ગોર કરયો કે—આ પોતી બી તે વાત જાંણતીજ હોવી જોઇએ, ને તેમ હોય તો મરાયાને એકાદ બે દિવસ એ વાતથી નાવાકેફ ને અંધારાંમાં રાખવાની તેણીની જે માનીતી યોજના ને ગણત્રી હતી તેમાં તે કેમ પાર ઉતરી શકે?

જો તે મીઠી મરાયાનો રડમસ ને શોકાતુર ચેહરો જોતે તો ડૉન જૉન સજીવન થયલો હોવાની વાતથી તે છોકરી તદનજ નાવાકેફ ને અંધારામાં હતી એમ તે એક તડાકે જોઇ ને જાંણી લઇ શકતે; પણ તેઓ જ્યાં હતાં તે તરફ અંધારૂં એટલું હતું કે મરાયાનો ચેહેરો તે ખુલ્લો જોઇ શકી નહીં, અને તેથી તે સાદાઈથી બોલી, "ત્યારે તાહરા પપાનો રાજાએ છોડયો ખરો? ચાલ સારૂં કીધું, ઘણું સારૂંજ થયું. હું એ સાંભળીને ઘણી ખુશી થઇ. હું એમજ ધારતી હતી."

"તમે એમજ શા પરથી ધારતાં હતાં ?" મરાયાએ અજબ થઇ સવાલ

કરવો. તેણીએ કેવી જોરાવર લડતથી પોતાના બાપનો છુટકારો કરાવ્યો હતો તેની યાદ થતાં તે અજબ થયા વના રહી શકી નહીં.

"કાંએ—એમાં ધારવાનુંજ શું હતું?" ડૉના ઍનાએ ખુલાસો કરયો; "હમણાં નહીં છોડતે તો સહવારે તો છોડવોજ પડતે? અલબત, જો આએ નહીં ધારેલું નહીં બનતે ને ડૉન જૉન મરીજ ગયો હોતે તો રાજા કંઇ એવો સુમારો નથીજ કે એના છુટકારાનું—"

"નહીં ધારેલું? ડૉન જૉન મરીજ ગયો હતે તો?" મરાયાએ વધતી અજાયબીમાં પુકાર્યું; "એ તમે શું બધું આડું અવળું બોલોછ? એમાં નહીં ધારેલું બન્યુંચજ શું?"

અને ત્યારેજ ડૉના ઍનાએ જોયું કે ખરેખર તો કેથી મરાયા બિચારી ડૉન જૉન હૈયાત હોવા બાબે હજી કશું જાંણુતીજ ન હતી. એ ઉપરથી ઉતાવળે એકાદ પળ તેણીએ વિચાર કરી લીધો, ને બધો પોતાનો "પ્લાન" ફેરવી નાખી ડૉન જૉનની વાહલી થવા તેણીએ પોતેજ તેણીને તે "વધાઇ" કહી દેવા ને જાહેર કરવાનું જાસ્તી મુનાસેબ માન્યું.

"મને કેહોની—એ હમણાં તમે શું બોલી ગયાં?" મરાયાએ પાછી તલબ કરી; "શું આવે વખતે બી તમો મારા જેવી એક જખમીને જ્યાદા જખમી કરોછ ને સતાવોછ? શું માહરો વાહલો જૉન મરી ગયો નથી? શું તેની લાશ આપણે ઉભાંછ તેની લગોલગમાં પાછલા ઓરડામાં પડેલી નથી?"

હવે પ્રીન્સેસ વધની ચીબી થઇ. "માહરી વાહલી," તેણીએ કહયું, "જરા હીંમત ને ધીરજ રાખ. ખરેખર શું બન્યુંછ તે તું જાણુતી દેખાતી નથી."

"હું બધું જાણુંછ," મરાયાએ દુખથી લગભગ ચીસ પાડી કહયું. "ઓ, મને જવા દેઓ, મને તેનો સેવટનો સેઝદો કરી લેવા દેઓ, મને તેની લોથ પર છેલ્લાં આંસુ વરસાવા દેઓ!"—અને તે દોડી જતી હતી, મગર ડૉના ઍનાએ તેને મજબુત હાથેથી પકડીને રોકી.

"પણુ તું મને બોલવા તો દે! ખરી વાત એટલીજ છે," ડૉના ઍનાએ સમજાવીને કહયું, "કે જૉન તેને થયલા જખમની અસરમાંથી કદાચ બચશે."

મરાયા જંગલી ફાસમે—દીવાનયતનીજ અદાઓ સાથે દુખનું મોટેથી હસી.

"મેં પોતે તેની લોથ પર માહેતમ કીધેલું છે," તેણીએ કહયું; "મે જાતે તેને મુવેલો પડેલો જોયલો છે, અને ——"

"ઘેલી છોકરી, માહરૂં માન; તે ફકત બેહોશી હતી. તે મોહોત નહીજ હતું. તે જીવતો છે!"

"જીવતો છે?" મરાયાએ પાછી ચીસ પાડી; "ઓ ખરૂં કેહોછ? પ્રીન્સેસ, દયાને ખાતર ખુલાસાથી જે હોય તે મને ખરૂં કહો."

"તે ફકત બેહોસ હતો ને હાલ હુસ્યાર થયલો છે," પ્રીન્સેસે સમજાવ્યું; "તું મને બોલવાજ નથી દેતી. તેનો જખમ જરા બી જીવલેણ નહી હતો. આરસપાહાણની જમીન પર જોસથી પડતાં તેનું માથું સખત થપકાયું ને તેથી એ મોહોત જેવી બેભાણી બરપા થઈ હતી. હાલ તે હુસ્યાર થયો છે ને સારી પેડે છે!"

ગરીબ મરાયા! દુખ અને નામોશી, ગુસ્સો અને હાડમારી એ બધું અત્યાર તક તે દીલેરીથી ખમી શકી હતી, પણ આ ખુશાલી તે ખમી શકે તેથી જયાદા થઇ પડી. ગોયા તે ખુશાલીની ખબરે એક ઝટકે તેને તેના તમામ જાનથી બેજાન કરી મેળી. તેને ચકકર આવી ગયાં, ને તે પ્રીન્સેસ પર ઢળી પડી. ખરેખર, જો તે મજબુત ઓરતે પોતાની જોરાવર બાથમાં તેને તુરત પકડી રાખી નહીં હોત તો જરૂર તે જોશથી જમીન પર પછડાઈ પડતે! તેણીએ જોસથી પોતાના હાથો હીસ્ટેરીક ખુશાલીમાં ઉંચા ફેંકયા ને એક ડચકાં સાથે તે પાછલ ગબડી પડી.

તેનો દમ વટીક થોડીક પળ ગોયા મુસ્કેલીથીજ ચાલતો હતો, ને તેને દમ લેવાનું બીલકુલ મુસ્કીલ થઇ પડયું!

પણ સારાં નસીબે તે બેહોસ થઇ નહીં. તે ખુશાલીજ એટલી મોટી હતી કે જોરાવરીથી તે સચેત રહી શકી, ને બીજીજ પળે ડૉના ઍનાની બાથમાંથી તે પાછી ચમકી ઉઠી.

"મને જવા દેઓ!" તેણીએ ખુશાલીની ચીસથી કહયુ; "ઓ મને જલદી જવા દેઓ તે વાહલાને મળવા, નહીં તો મને લાગેછ કે હું ઘેલી થઇ જવશ":—અને પ્રીન્સેસ કાંઇબી કહી કે જવાબ કરી શકે તેટલાં તો તે તેણીની બાજુમાંથી, બીહીઘેલી હરણીના અદાથી, ફરાર થઇ એકદમ જોનવાલા ઓરડા ભણી નહાડી!

# પ્રકરણ ૪૭.

તે એક સુખકારક મીલાકાત હતી; સુખકારક એટલી હદ સુધીની કે જેનું બ્યાન કરવુંજ બેજા છે.

દુખ પછીનું સુખ બેવડું મજાહ આપે છે, પણ મરાયાનાં સુખની તો સીમાજ ન હતી. તે સુખથી સરયાંમ છાકટ બની ગઇ હતી.

તે અંદર ગઇ તેવુ તેની ઉશ્કેરણી વચ્ચે તેણીએ બીજું કશું જોયુંજ નહીં—સિવાય કે જેને તે જીગરોજાનથી જાનોનિસાર ચાહતી હતી, ને જેને તે મોહોતમાં આખર થયલો જમીન પર પડેલો છોડી ગઇ હતી તે ખુશાલ એક ખુરસીમાં બેડેલો હતો!

આઇનેઝ તો ભુલાઇજ ગઈ. તેને તો તેણીએ જોઇ વટીક નહીં—જોકે ખરેખર તો મરાયા દાખલ થઇ ત્યારે આઇનેઝજ જૉનની ગોદમાં દબાઇને બેડેલી હતી! તેનુ બધું, ધક ધ્યાંન જૉનમાં સમાયું હતું, ને તે તો આવી તેવી ઉડીને જૉનનેજ તોટે વળગી ને ગલે લાગી.

તે હવે સુખનાં આંસુઓનો એક દરયાવ રડી. બૈરાંઓનાં બી કાંઇ આંસુઓ હોયછની; તેઓ દુખમાં બી રડી દેછ ને સુખમાં બી ભેંકી પડેછ! ખુદાએ એ નાજુક પંથનીઓને નરમ દીલ આપવા સાથે તેમના પર હર તરાંહનાં આંસુઓના વરસાદની પણ છુંટટે હાથે રેલછેલ બક્ષેશ કરી દીધેલી જણાય છે! સુખનાં આસુ, દુખનાં આંસું, ઢોંગ ને ચરતનાં ચીબાપણાંનાં આંસુ, જોઇએ ત્યારે આસું, ને નહીં જોઈએ ત્યારે પણ આંસુ!!

તે તેને તોટે વળગી રહી. જાંણે જૉન પાછો મરી જવા માંગતો હોય, ને તે તેને મુકવા કે તે વાતની રજા આપવાનીજ ન હોય તેમ તે તેને ગલે વળગી રહી. તે ગોયા પેલી દુન્યામાં ગયલો તેણીને ખાતર પાછો આવ્યો હતો, ને તે કાંઇ તેણીને માટે જેવી તેવી ખુશાલી ને અધીરાઇ હતી? આખાં સ્પેનની આલમ તેને મુએલો જાંણતી ને માનતી હતી, અને તે છતાં તે જીવતો હતો તે કાંઈ જેવી તેવી શુકરગુજારી હતી?

તે બેવાચા બની ગઇ. તે કશું બોલી પણ નજ શકી. શું બોલે? તેણીએ બોલવા માંગ્યું પણ વાતો તેની જબાં ઉપડી નહીં, અથવા તો તેને બોલોજ જડયા નહીં.

જાણે એક આખું સ્વપ્નુંજ થઇ ગયું હતું. રાજાના આવવા આગમચ ડૉન જૉન તેણીને પાસેના ઓરડામાં કેદ કરીને બાહેર આવ્યો હતો ત્યાર પછી તે એકલી પડેલી પોઢી ગઇ હોય, ને આ બધું એક ભયભીત સ્વપ્નું જોઇને તે પાછી હાલમાં બેદાર થયલી ત્યાં ઉભી હોય એમજ કાંઇ તેને લાગતું હતું.

સ્વપ્નું નહીં તો બીજું શું? તે બે કલાકની વહીવીટી એક આખી જીંદગીભરના બનાવો રજુ કરી શકતી હતી! તે અંદર હતી તેવામાં રાજા આવ્યો, ને તેણે તે બારણું ઉંઘાડવાની તલબ કરી; ત્યાર પછીનો તે બાઇ ભાઇઓ વચ્ચેનો કજીયો, તેણીએ બાહેર આવીને તેને મુવેલો જોવાનું ને અગાસીમાં આઇનેઝને જઇ મળવાનું, તખ્તવાળા દરબાર હૉલમાં જઇને પોતાની નાલેશીનો એક બેઇજ્જત એકરાર પોતાના વાહલા બાપનો જીવ જાન બચાવા થકી કરવાનું, ને તેણીના બાપને અને ખુદ રાજાને મળવાનું, ને છેલ્લે અત્રે પાછી ફરવાનું એ બધું એટલું ઉપરાસાપરી–ફક્ત એજ કલાકની બી અંદર બન્યું હતું કે એ બધા ખરા જીવના જાગતા બનાવો કરતાં ખ્યાલી સ્વપ્નુંજ માનવાને જાણે તે માહબુબનું મન જ્યાદા લલચાતું હતું!

અંતે તે બોલી.

"ઓ, હું કેમ માનું?" અંતે પોતાની જબાં પર કાબુ મેળવી લઇ જરા તેણીનાં મનનું જ્યાદા સમાધાન થતાં તે બોલી: "હું કેમ માનું? હું કેમ માનું, વ્હાલા જૉન, કે હું તમોને મોહોતમાંથી એ રીતે જીવતા જાગતા પાછા મેળવવા પાંમીછ?"

"હું મરી ગયોજ નથી, માહરી મીઠી મરાયા," જૉને હસીને કહયું; "શું કામ તાહરા જીવને એટલી નાહક રંજ થવા દીધી? તું જુએછ કે કે હું જીવતો જાગતો ને સારી પેઠે છું."

"તમે મને રાજી કરવા કે માહરૂં મન સમજાવવા તો એમ નથી કહેતા?"

"શું–કે હું જીવતો છેઉં એમ?"

"નહી રે—કે તમો વાહલા સારી પેઠે છેઓ?"

"હું તદન સારી પેઠે નથીજ, ડારલીંગ," તે શુરવીરે સમજાવ્યું, "પણ હવે તું બીહેછ તે કીસમનો જોખમ કશોજ નથી. મને છાતીમાં જખમ લાગ્યો ત્યાંથી લોહી ઘણું ગયલું હોવાને લીધે હાલમાં હજી હું ઘણોજ નબળો છું, ને મને તે બાજુના દુખાવાની કલતર અને તાસવીસ હજી

ઘણી છે; પણ એ બધું તુચ્છ છે. એ તો બધું જલદીજ મટી જશે."

"અને તમે બધુ જાંણ્યું?"

"હા, કેટલુંક આઇનેઝે મને કહયું તે ઉપરથી ને કેટલુંક આગળ પાછળના સંજોગો યાદ કરી લેતાં બધી ખરી બાતમીઓ હું મેળવી ચુકયોછ," જૉને ધીરજ આપી: "પણ બાકીની બધી વીગતો કાલે સહવારે તું મને બ્યાંન કરીને કેહજે; હાલ તો રાત ઘણી ગુજરીછ વાસ્તે વાહલી આંઇનેઝ સાથે તું સ્ત્રીટ જલદી તાહરે ઘેર સધાવ. હું જીવતો છું એ વાત જાહેર થતાં લોક અત્રે ધસી આવશે, ને તુંને અત્રે જોઈ તેઓ કદાપી તાહરે માટે બુરૂં બોલશે અથવા ધારશે!"

મરાયા મોટે સાદે તુચ્છકારનું હસી.

"હું પોતે તે લોકોને કહી અને જાહેર કરી આવીછ તેથી જ્યાદા બુરૂં તે હવે શું તે લોક માહરે સારૂં બોલવાનાં કે ધારવાનાં છે?" તેણીએ કહયું.

"એટલે-તું શું જાહીર કરી આવીછ જે?"-અને જૉન ખરેખર ચીંતાતુર થયલો દેખાયો.

એવામાં આઇનેઝ વચ્ચે પડી. "હું અગાસી આગળ ચોકી કરૂંછ, જૉન," તેણીએ કહયું. "તમો એક મન મુકીને વાત કરી લેઓ. જો કોઇનાં બી આએ તરફ આવતાં પગલાંનો સણસારો હું સાંભળશ તો હું તરત દોડી આવીને તમોને ચેતાવશ."—અને તે લોક તેનો ઉપકાર માને તેટલાં તો તે બાહેર નિકલી ગઇ.

તે બંને એ ભોલી અને આંધળી બેહનનાં ઘણાં ઉપકારી થયાં. મરાયા તો મનથી લજવાઇ પણ ગઇ. તેણીએ તો ત્યાં આવવા પછીનાં પોતાનાં નવાં બરપા થયલાં સુખ વચ્ચે એ વાહલી બેહેન તરફ જરા ઝાંખીને જોયું વટીક ન હતું. જાંણે તે ત્યાં હોયજ નહીં તેટલી હદ સુધી તે તેની હાજરી બાબે બેદાદ ને નફકરી બની હતી!

મગર આઇનેઝ ખાખસુસ બાહેર ગઇ હતી. તે એ બંને પ્યારાંઓને ઘણાજ પ્યારથી ચાહતી હતી, માટે મરાયા આવી કે તેમને બેઉને એકલાં છોડી તે પોતે બાહેર જવા માંગતી હતી, ને જૉનના એમ બોલવાથી તેણીને મૌકો મળી ગયો હતો.

તે જૉનને બી આગાધ વ્હાલથી પોતાની મરાયાને ખાતર ચાહતાં શીખી હતી. તેના જેવી એક આંધળી લાઇલાજ પર જૉન પ્યાર રાખતો હતો તે તેને

ઘણું ગમતું હતું. હમણાં બી મરાયા આવી તેટલાં અનેક વાર તેણે તેણીને ગોદમાં દાબી હતી, ને તેની હેતવંતી ચુંમીઓનો પમરાત તેના સુંવાળા ગાલોપર હાલમાં પણ મોજુદ હતો, જે માયા મેહેરબાની, બને તો, તે બંને તરફ જાણે તેણીને જ્યાદા વફાદાર અને હેસાનમંદ કરતી હતી.

"માહરી આઇનેઝે બિચારીના અંધાપા છતાં કેમ તમને જમીન પર પડેલા સોહોધી કાઢયા હશે?" તે બાહેર જવા પછી મરાયાએ તાજુબી બતાવી.

"તેજ મને બી અજબ કરે છે," તે જોદ્ધાએ જવાબ કરયો. "એજ બિચારી અત્રે મને સોહધતી આવી, ને ખુદાની દયાથી તેજ વખત માહરી બેહોસી ઉતરવા માંડી એટલે મને એની ઘણીજ કીંમતી મદદ તદન સવેળા મળી ગઇ, ને તું માનશે, ડારલીંગ, મને જીવતો જોવાની શું એની ખુશાલી! એણેજ મને કહયું કે તું તાહરા બાપના બચાવ સારૂ ગયલી હતી. હવે તેને વાસ્તે તો માહરે જાંણે પુછવાનુંજ નથી;તેને તો તું બચાવી જ શકી—એમજ કેની?"

"ત્યારે તમે હુસ્યાર થયા ત્યારે એજ તમારાં પાસાંમાં હતી,—એમજ ની?" તેણીએ તેનો સવાલ ઉડાવીને પાછો સવાલ કરયો.

"હા, એજ."

"હું ચાહુંછ કે એને બદલે હું હોતે!" તેણીએ અતવત કરયું. "હું માહરી એ ગરીબ ગાય જેવી વાહલી બેહેન માટે અદેખી થતી નથી, પણ હું ચાહુંછ કે એવા સંજોગમાં હું તમો વાહલા પાસથી ખીસ્તેજ નહી. વાહલી આઇનેઝ કરતાં બી હું હોતે તો તમોને વધતું ગમતે કેની? તમોને મુવેલા જાંણવા ને માનવા પછી તમે પાછા ધીમે ધીમે સજીવન થતે, તમારો ફીકકો ચેહેરો પાછી ફરતી જીંદગીની તાજગીમાં ખીલતે, તમારી આંખ ખુલતે ને સતેજ થતે, ને તમારાં બદનમાં ગરમી આવતે તે બધું રૂબરૂ જોવાનું માહરે વાસ્તે કેટલું બધું હરખાવનારૂં ને સુખકારક થઇ પડતે!! મુદ્દરે હું અભાગણી, એવું જાંણુતે તો તમો વાહલાને મુકીને ગમે એવાં કારણે હું અહીંથી ખસતેજ નહીં!"

ડૉન જૉન મોટે સાદે હસ્યો. ખરો પ્યાર કેટલી હદ સુધી અદેખો ને અધીરો પડે છે તેનો આ તાજુબીભરયો દ્રષ્ટાંત જોતાં તેને ઘણી ગમ્મત મળી. મરાયા પોતે બી સુખથી હસી.

"હું તમારાં પાસાંમાં હોતે તો તમો વાહલા હજી વધારે વ્હેલા સજીવન ને સચેત થતે. નહીં ?" તેણીએ પાછું કહયું. "મેં ઘણી વખત વાંચેલું છે કે જે આપણાં મેહેરબાંન હોય અથવા જેને આપણે ચાહતાં હોઇએ તેનો પ્યારો અવાજ આપણી બેહોસીમાં બી જીંદગીનાં છેક ઉંડાં ભીતરમાં આપણે સાંભળી શકયેછ, ને ત્યારે વધારે જેહમત કરીને બી આપણે વધારે વ્હેલાં હોસમાં આવી શકયેછ. એ તમો માનોછ ? હું તો ધારૂંછ કે માહરો સ્પર્શજ તમને જીંદગીની જોત પાછી સતેજ થતાં તરત હોસમાં લાવી શકતે. હું રડતી તરવળતી તમારાં બદનપર પડી રહેતે તે તમે ખમીજ નહીં શકતે. હું તો મારી ચુમીઓથીજ તમો વાહલાને હુસ્યાર કરી શકતે !"–અને વળી તે હસી.

## પ્રકરણ ૪૮

અને એ રીતે તેની મીઠી પટપટમાં ભલા ડૉન જૉને તેને પેટ ભરીને બોલવા દીધી, જે પછી તે જરા શાંત થતાં તેણે તેને પોતાની ખુરસીની કિનારી પર પોતાની બાજુમાં બેસાડી અને પુછયું, "હવે તાહરી વાત કર, ડીઅરેસ્ટ. કોઈ આવી લાગવાનો કશો ડર કરવા તું નાજ કહેછ તેનો બાએસ શું ?"

"બાએસ એટલોજ, વાહલા, કે હું પોતે તે લોકને કહી આવી કે હું તો સ્હાંજથી માહરા જૉનની પાસેજ હતી !"

"તે લોકને—કોણુને ? રાજાને ?" જૉને આતુરતાથી પુછયું,—અને તે જરા ગભરાયલો જણાયો.

"રાજાને, દરબારને અને આખી દુન્યાને !" રૂપેરી ઘંટ જેવા મીઠા સરોદે વળી હસી દેતાં તે લાડલીએ કહયું; "તે વખત કંઇ મને શરમ નહીં લાગી, પણ હવે તમારી આગલ તેજ એકરાર કરતાં મને શરમ લાગે છે !"—અને વાત ફેરવાવતાં—"તમોને રાજાએજ જખમી કીધા, નહીં વાહલા ? ઓ હું કેવી દુઃખી થઇ હતી ! તમો નીચે પડવાનો ધબકારો સાંભળતાં કેવો માહરો જીવ ઉડી ગયો હતો !"

"તેથીજ મેં વધતું ખમ્યું," ડૉન જૉને સમજાવ્યું. "રાજાની કટારી તો

કંઇ ઝાઝું કરી શકીજ નથી; જે થયું તે માહરાં ભોંય પર જોરથી પછડાવાને લીધેજ થયું."

"રાજાએ ખંજર પટામાંના મ્યાનથી કાઢયું તેનો અવાજ માહરે કાને આવ્યો ને હું ભડકી," તે મીઠી પટપટની બકબકે જારીજ રાખ્યું. "એ અવાજ હું તરત ઓળખું છું. પપાને અવાર નવાર એમ તલવાર ને ખંજર મ્યાનમાંથી કાઢતાં સાંભળેલા હોવાને લીધે એ અવાજો માહરે કાને રમી રહેલા છે, ને જોવા વગર બી અવાજથી હું એ ક્રિયા પીછાંણી શકું છું; ને એ વખતે મને જે વધતી ફાળ પડી તે એમ કે તમે તો તદન બિનહથયારી હતા!"

"માહરી તલવાર ટેબલ પર મ્યાનમાં બંધ કરેલી પડેલી હતી તે મેં ઉંચકી તો ખરી, પણ મેં તે બેમ્યાન કરીજ ન હતી, ને પછી તો તે તેટલાંમાં માહરા હાથમાંથી છટકી ગઇ હતી. ખુદા જાંણે તે કયાં છે. મને તો તેની યાદ બી નહીં થયલી. તું બોલેછ ત્યારેજ યાદ આવે છે. જરા જો તો ખરી?"

"જવા દેઓની: પછી આદમીઓ જોયા કરશે," વાતમાં લીન થયલી મરાયા બજીદ થઈ, અને વળી તેજ વાત આગળ ચલાવતાં કહયું, "તમે ઢબ દઇને પડવા પછી મેં દમ લેવાનું બી જાંણે મોકુફ કરેલું એટલી બધી હું બીહીધેલી, ને તેવામાં માહરા પપા ઓરડામાં આવ્યા ને તેવણે તો મોટે સાદે અંદર આવતાં સાથે એમજ કહયું કે "નામદાર, એ માહરી કટારીથી મુવો છે!" અને એ પછી તેઓ વાત કરતા બાહેર પડયા એટલે હું તદન ગુંચવાઇ ગઇ. મને તો કંઇ બરાબર સમજજ નહીં પડે. પછી હું બાહેર આવી ને તમોને મુએલા જોયા ને ધારયા તે વખતની શું માહરી સ્થિતી! હું તો તમો વાહલાને તેનો ખ્યાલ બી કદી આપી શકવાની નથી. તે પછી હું બેહોસ થઈ, ને બિચારો ઍડોનીસ મને ઉંચકીને બાહેર હવામાં લઇ ગયો ત્યાં આઇનેઝ મને આવીને મળી. તેણેજ મને કહયું કે સરે ડાન્સ ચાલતો હતો ત્યાં હાજર થઇને પપાએ એ ખુંનનો અપરાધ પોતેજ જાહેર કીધેલો,—જ્યારે ખરેખર તો રાજા એ મોટાં પાપનો જવાબદાર હતો!! તમો બરાબર સમજોછ કેની, વાહલા? માહરા પપા બિચારા એટલા બધા ભોલાભાલા ને રાજભકત છે કે પોતાના રાજાને ખાતર પોતાના જાનની બી જરા થઇને પરવાહ નહીં કીધી!"

"ખરોજ દેશભકત! ખરો રાજભકત!" જૉને ખરાં દીલનાં વખાંણથી કહયું; "પણ આગળ ચલાવ, પછી?"

ખરેખર ડૉન જૉન એટલાં તો અગાધ ગંભીર ધ્યાનથી ને મોટી ઉલટથી આ બધું સાંભળતો બેઠો હતો કે તે મીલાકાતનાં સુખ ને તે ખુલાસા સાંભળવાની તેની હદ વનાની ઉલટે તેનાં દીલનું દર્દ ને કળતર બી જાંણે ભુલાવી દઇને બેહમાજ કરી આપ્યાં હતાં.

"અને પછી પપાને બચાવવાનો કસ્દ કરી હું હીમતથી દરબાર હૉલમાં ગઇ," મરાયાએ આગળ ચલાવ્યું; "ને ભલા વઝીર ડૉન ગોમેઝની મદદથી તખ્તનાં સ્ટેજ પર ચઢીને હીંમતથી બધાં સાંભળે તેમ બોલી કે જ્યારે બધાં હાજર હતાં. આખી દરબાર ત્યાંજ હતી—બધા એકકે એક અમીર ઉમરાવો, એલચીઓ, કારભારીઓ ને બધું થાલી ભીલાય તેટલું થોચોથીચ લોક ત્યાં સીચાયલું હતું—સેંહેકડો!"

"પણ તે બધાંને તેં સ્ટેજ પર ચઢીને શું કહયું?" વળી ફીકરમંદ ડૉન જૉને પાછું પુછ્યું.

તે નાજનીનના ગાલ ઓશકથી લાલ થયા.

"તમે સમજી જઇ નહીં શકતા, વાહલા? માહરે મોંઢે શું બોલાવોછ!" અને તેણીએ મોટી ઓશક સાથે નિચે જોયું.

"તેં એમ કહયું કે તું સ્હાંજથી માહરી સાથે અત્રે હતી?"

"હા, ને તે કરતાં બી ઘણું વધારે બુરૂં."—અને તેની આંખ્યો નિચેજ નમેલી હતી. તે પોતાના ભવિષના ખાવંદની આંખ સાથ આંખ મેળવવા હીંમત કરી શકતી ન હતી.

"ત્યારે તેં એમ બી કહયું કે આપણે છુપાં પરણી ચુકેલાં છીએ?"

"નહીં, તેમ તો નહીં કહયું, તેમ કહેતે તો માનતે કોણ?" તે વાહલીએ સાદાઇથી કહયું; "માહરે તો જ્યાં ત્યાંથી માહરા ઘરડા બાપને બચાવવા હતા, ને માહરી પોતાની તો મને દરકારજ ન હતી. તમો સિધારયા પછી માહરૂં જીવવાનુંજ શું કામનું હતું?—અને તેથી કે—મેં કહયું—કે—"

"હા, તેં કહયું કે—" જૉને હીંમત આપી.

"કે માહરા બાપને ઉસ્કેરાવાનું માહરી નાદાન્યત ને નાલાયક ચાલથી મેં કારણ આપ્યું હતું, ને તમોને માહરા સરતાજ બનાવી મેં તો માહરો જાન માહરી હેરમત અને માહરૂં સર્વસ્વ-માહરૂં સર્વસ્વ સપુર્દ કરી દીધું હતું," તેણીએ અચકાઇ અચકાઇને એક ઝપાટેની જેહેમતથી અંતે કહી દીધું.

"માહરા ખુદા!" જૉને તેની બેઠકમાંથી અરધો ચમકી ઉઠતાં કહયું; "એ શું દીવાન્યત? તાહરા બાપને બચાવા તેં તાહરાં નિર્દોશ તન પર એવો

નેહેસ્ત ગુન્હા માંગી લીધો ?"

"હા, કાંએ નહીં ? તમારા પછી માહરે શાંની પરવાહ હોય ?" તે દીલેર માહાબુએ હવે ખેંચાયા વના સર ઉપર ખેંચીને કહયું; "તેવન મરી જાય તો બીચારી માહરી આઇનેઝનું શું થાય ? હુ તો મુઇ; હું તો મરવાજ માંગતી હતી, ત્યારે માહરે કાંએ નહીં માહરા ખુઢા બાપની સમાલ કરવી જોઇએ ?"

ડૉન જૉન સખ્ત હયરતમાં તે અબળાને દીગમુંઢ જેવો જોતો ઉભો.

"પછી પપાને કેદમાં લઇ જતા હતા ત્યારે મને અચબુચ રાજાની લાયબ્રેરીની બાહર તેવન મળી ગયા. ભલા વઝીર ૉન ગોમેઝે અમને મળવા દીધાં, ને ત્યારેજ મેં તો જાણ્યું કે તેવણ બેગુન્હા હતા ! તેવને તેટલાં તો કેથો માહરી બેઇજ્જતીનો એકરાર સાંભળેલો તે મને તો મળવા બી નહીં માંગે, પણ અંતે બધા ખુલાસા થયા, ને અમે બેઉ એકમેકને નિર્દોષ જાંણીને સંતોષ પામ્યાં ત્યારે મને તો તમારા રાજા પર હદ વગરનો ધિક્કાર ને કેહેર આવ્યો."

"પછી ?"

"પછી તેથી બેધડક હું રાજા આગળ ધસી ગઇ, ને તેની આગળ જઇ તેનાં પાપના પોથા ખુલ્લા કરી આપ્યા," તેણીએ હસીને આગળ સમજાવ્યું; "તે પેહલાં તો થોડો સતો થયો, ને પછી તો દગાથી બી માહરૂં કાટલું કાઢી નાખવાની અનેક પેરવીઓ કીધી, પણ મેં હીંમતથી ને સમયસુચકતાથી તેને માહત કીધો, ને છેલ્લે પપાના છુટકારાનું હુકમનામું તાબ રતોબ લખી આપવાને મેં તેને તાબે કરયો !"

"તાજુબ, મરાયા !"

"ખરીજ તાજુબી, વાહલા; હું પોતે બી તે માહરી દીલેરી પર અત્યારે અતી ઘણી તાજુબ થાઉંછ," તે મધુરીએ જવાબ કરયો; "તમે તે વખતની માહરી હીંમત જોતે તો મધન ને મગરૂબ થયા વના રેહતેજ નહીં. ખુદા જાણે માહરા જેવી એક નાદાન છોકરીને એટલી બધી હીંમત ને અક્કલ તે વખતે આવીજ કાંહાંથી ? મેં તો તેની પાસ એ ખુંન ખુલ્લા બોલોમાં કબુલજ કરાવ્યું !"—જરા થોભીને—"પણ વાહલા, પેલો માહરો તમારા સંબંધનો અપરાધ તમો મને માંફ કરોછ ?"—અને તેણીએ પાછું નીચે જોયું.

"માફ કરૂં-શું ? આખી દુનિયામાં મુકાબ્લો નહીં મળી શકે એવા

તાહરા બુલંદ સ્વભોગની બાહદરી? માહરી મરાયા!"—અને તેણે હજારો ઘણાં વધતાં હેતથી તે વાહલીને પાછી ગોદમાં લઇ હૈયાંસરસી ચાંપી.

---

## પ્રકરણ ૪૯

---

"હું જાણું જે તમો વાહલા બેહેસ્ત પાંમી ચુકયાછ એટલે તમારી નેકીને અપજશ આપવાનું જે એ જુઠું હું જાહેર કરતી હતી તે વાસ્તે તમો મને પેલી જેહાંનમાંથી માફ કરશો," મરાયાએ ખુલાસો આપવાનું હજી જારીજ રાખ્યું; "પણ તમે તો ખુદાવંદ પાકની દયાથી તે અહીંજ બધું જાણ્યું, ને એ માહરા ગલીચ એકરારની વાત તમો વાહલાને જાહેર કરતાં હું બધી પાણીપાણી થઇ ગઇ!"—અને તે હસી.

તેણે તે બંને કોમળ કર પોતાના ખડતલ હાથોમાં કેદ કરયા, ને તે ઉપર તે પછી હજારો તારીફના ઉપરાસાપરી બોસા મુંગી વખાંણ વચ્ચે લીધા. તે દીલેર માહબુબની તારીફમાં ગોયા તેને બોલોજ મળી આવી શકતા ન હતા!

"એ ઘણી બાહદુરીનું તાહરૂં કામ હતું, ડીઅરેસ્ટ, પણ ઘણુંજ ગોઝું," અંતે તે હસીને બોલ્યો.

"એમાં બુરૂં શું છે—જો આપણે પોતે જાંણયેછ કે તેમાં ખોટું નથી? ભલે લોકો જોઇએ તો બુરૂં બોલે!" તેણીએ બેપરવાહીથી જવાબ કરતાં કહયું.

"વાહલી, તાહરો રાજો આએ ઓરડાની ચાર દીવાલોની વચ્ચેનાં એકાંતમાં તુંને બુરૂં બોલવા ગયો તે જો મેં નહીં સાંખ્યું, તો આખી જગત તને બુરૂં બોલે તે શું હું કદી સાંખી બી શકું? કદીજ નહીં. તે કરતાં તો માહરે મોહોત ભલું."

"ઓ, મોહોતની વાત તો હવે કરતાજ ના!" તેણીએ ફાફલુદીથી માંગી લીધું. "તમારે વાસ્તેનું મોહોત માહરે વાસ્તે કેટલું ડરામણું થાય તેનો અનુભવ મને નથી થયો શું?"

"ચાલ ત્યારે, માહરાં મરવાની વાત નહી કરશું," તેણે હસીને કહયું; "આપણે બેઉ જીવશું—એકમેકનાં સુખને ખાતર જીવશું, ને તે બી તાહરાં

પ્યારાં નામને જરા બી કલંક નહીં લાગે તેમ!"—અને પછી હયાં પોતે તરત ઉઠીને બારણાં ભણી જતાં પુકાર્યું, "આઇનેઝ?"

આઇનેઝ જવાબ કરતી તરત અંદર પાછી દોડી આવી.

"બાહેર કોઇ છે વારૂ? કોઇ ગાર્ડ, સન્ત્રી, નોકર ચાકર કોઇ બી?" તેણે પુછ્યું.

"તમે બધાંને ખાસ માહરે લીધે રૂખસદજ કીધેલાં તે કેમ હોય?" મરાયાએ યાદ આપી.

અને તેવામાં નસીબ સંજોગે તેજ ઘડીએ પેલો ખુંધો પાછો ત્યાં આવી લાગ્યો.

"ઓ ઍડોનીસ? વૅલ કમ," ડૉન જૉને કહ્યું; "મને તાહરૂંજ કામ છે, માહરા દોસ્ત."

"ફરમાવો?"

"કોઇ બી એક પાદરી કે બીશપને જરા દોડી જઇને જલ્દીથી લઇ આવ; જે મળે તેને. જલદી! જલદી!"

"અત્યારે?"

"હા, માહરે નામે કેહજે કે હું મરવા સુતોછ તેથી એકદમ જરૂર છે"—અને તે પેલી બંને અબળાઓ ગમ જોઇને એમ કેહેતાં વલી ખુશ મિજાજી હસ્યો. "દોડતોજ આવશે કેની?"

"ઉડીને, નામદાર!" તે વફાદાર ખુંધાએ દીલસોઝ જવાબ કરયો.

"અને આજ રાતની તાહરી આએ અનેક ખીદમત ને મદદ હું ખચ્ચીત કરીને ભુલવાનો નથી, ઍડોનીસ," તે શુરવીરે કહ્યું.

પણ ઍડોનીસ તે સાંભળવા થોભ્યો ન હતો. તે તો એ હુકમની મકસદ સમજવા થોભવાની વટીક દરકાર કરયા વના સૌથી નજીકમાં રેહતા એક પાદરીનાં મકાંન તરફ ઉડયો ધસી જતો હતો.

"પણ એ બધી ધાંધલ ધરપચનું કાંઇ કારણ વાહલા જૉન?" ઍડોનીસના જવા પછી મરાયાએ પુછ્યું, કે જયારે તે વાહલીની નીચે નમતી આંખ્યો શાહદત પુકારતી હતી કે રાતોરાત ત્યાં પાદરીને બોલાવી મંગાવાની તે જવાનની મકસદને વગર કેહવે તે પામી ગઇ હતી–અને અરે, તેની ધડકતી છાતીની ખુશાલી કઇ કલમ બ્યાંન કરી શકે?

"તાહરાં પ્યારાં નામને એક બી કલંક શોભેજ નહીં," ડૉન જૉને

મોટી મગરૂરીથી કહયું, કે જ્યારે આઇનેઝને પણ તેણે પાછી હેતથી પોતાનાં પાસાંમાં ખેંચી; "તાહરે વાસ્તે વખાંણુમાંજ આખી આલમ ફુલીમળી રેહશે, ને તાહરા બાપના બચાવને વાસ્તેજ તેં એ નાસેશીનો જીઆંગાર જોખમ કીધો એમ બધાં જાંણશે; પણ બુરાઇમાં મરી રહેલાંઓનાં મોંઢાંને વટીક સીવઇ જાય તેથી અત્યારેજ હું લગનની પાક ક્રિયાથી તું વાહલીને માહરી પરણી મોહરદાર બનાવશ, અને પછી—"

પણ તે આગળ બોલી શકયો નહીં. મરાયા હેત, હેસાન ને હરખથી તેને ગલે વળગી, ને તેની સીનેફ્રાખ છાતીમાં પોતાનો ઓશકથી લાલ થતો મનોહરતાથી ભરેલો મુખડો છુપાવ્યો.

તાજુબ એ હતું કે કોઇ હજી એ તરફ આવતું ન હતું, પણ બાહેર, અલબત, ડૉન જૉન જીવતો થયલો હોવાની વાત કોઇ જાંણતુંજ ન હતું. ડૉના ઍના એ વાત પેહલી હરેલમાં જાહેર થયલી જોવા ચાહતી, ન હતી માટે ખુંધાથી તે જાણ્યા પછી પણ તેણે કેથે એ વાતની વરાળ વટીક કાઢી ન હતી. તે મરાયા તેને એકલી મુકીને અધીરાઇથી તેના આગલથી અંદર જતી રહી હતી ત્યાર કેડે. કેટલોક વાર ઢચુપચુ વિચાર કરીને ત્યાંથી ગુપચુપ પાછીજ ફરી હતી. એવા સંજોગમાં ડૉન જૉન આગળ અંદર જવા ને જાહેર થવા તે પોતાનું મન સમજાવી શકી હતી નહીં. તેને લાગ્યું હતું કે જૉન તે મુનાસેબ માનવાનો નથી.

પેલા હાથ પર ઍડોનીસને ઝાઝી વાર લાગી નહીં. તે સૌથી નજીકમાં રેહતા એક પાદરીને મકાને તેના નાધલા પગ તેને લઇ જઇ શકયા એટલી સીતાબીથી ગયો, અને તેનાં બારણાં પર ખખેરૂં કરી તે પવિત્ર ધર્મગુરૂને ભડકાવીને એકદમ જગાડયો ને ઉઠાડયો.

તેને તે પછી સાથે લઇને જૉનને ત્યાં પાછો ફરવાનું ફક્ત એક બે મિનીટનુંજ કામ હતું. એ રાજાના માનીતા મશ્કેરાને તે પાદરી સાથ ઘણું સારૂં હતું માટે તેણે જૉન મરવાની અણી પર આવેલો હોવાની વાત કહી તે "બાદશાહ"ને એવો બીહીધરાવ્યો કે કોટનાં બટન પોતાં તેના થરથર ધ્રુજતા હાથને તે જાંણે હાલ મળી બી શકતાં હતાં નહી; અને એવી લેભાગુ ન્હાસથી બાઇબલ લઇને તે ઍડોનીસ ભેગો ડૉન જૉનના મેહેલ પર આવ્યો તે ખચ્ચીત કરીને ખ્યાલ કરી શકાય તે કરતાં ઘણા વધારે ઓછા વખતમાં બન્યું.

પણ તે તો ચમકીજ ગયો. અંદર આવીને જોતાં જૉનને મરવા

સુતેલો ને છેલ્લો દમ ખેંચતો જોવાને બદલે તેણે જ્યારે બે પરીસુરત ફુલકસુરોની ગોદમાં હસતો બોલતો ને વાત કરતો બેઠેલો તેને જોયો ત્યારે તે ભલા પાદરીની પોતાની ખુશાલીનો પાર નહીં હતો.

"તે, એમ છતાં, બીહીધો. તેને અત્યારે દગાથી એમ તેડવામાં કાંએ આવેલો હોવો જોઇએ? કાંઇ રાજ સામે ફીતુરને લગતી ક્રિયાનો આએ તાગડો હતો કે કેમ?

"ડરો ના, પ્રીસ્ત," ડૉન જોને હસીને કહયું. "આએ જવાંન બાંનુ ડોના મરાયા ડી મૅન્ડોઝા છે, ને રાતોરાત મ્હારે એ સાથે પરણીને એક થવું છે, વાસ્તે તમારી પાક ક્રિયાથી અમોને અત્રે હમણાંજ વરબૈયર બનાવો."

"નામદાર, હું—"

"હા, તમે," જૉને તેને તેના વાંધાસાંધામાં એકદમ રોકી નાંખતાં કહયું.

"પણ—પણ બીશપનાં લાઇસેન્સ—"

"તેનો કોઈ મુજાકો નથી," જૉને હીંમત આપી; "લાઇસેન્સ સહવારે મેળવી લઇશું, તેનો હું જામીન. મ્હારા વર્ડ પર તમને એતબાર છેની? ચલાવો."

"પણ શાક્ષીઓ?"

"ડૉના મરાયાનાં બેહેન ડૉના આઇનેઝ આએ અહીં હાજર છે, ને માહરી તરફથી માગલ ડી ઍડોનીસ સાખ ભરશે;" જૉને એ પણ વાંધો રદબાતલ કરતાં કહયું.

હવે ત્યારે ઢીલ કેમ કરાય? તે ગુરૂ માહરાજે એક મોટા ખંખારથી ગલું સાફ કર્યું, ને ઉંઘરેતી આંખોમાં પુરતી તેજી જમાવીને બંનેને મોટાં ઝુંમર હેઠલ હાથમાં હાથ મેળવી પોતાની સમક્ષ ઉભાં રાખ્યાં, જે પછી આશીરવાદની તે પવિત્ર ક્રિયાના પાકીજેહ કલાંમો તેણે ભણવા માંડયા.

તે જલ્દીજ પુરૂં થયું અને પછી તે ભલા પાદરીએ તે બંનેને માથે હાથ ધરી તેમને પોતાની તરફના રૂડા આશીરવાદ કહયા. ત્યાર કેડે સહી પત્રીઓ થઇ ને સુંદર મરાયા પાક ખુદાને બાર તેમજ આલમની રૂબરૂ કદી નહી તુટે એવા નેકાનાં પાક બંધણથી, એક સદા સુધી માટે, આખાં સ્પેનના માહાવીરની પરણી માહબુબ બની! અને એ હરખાવનારૂં-એ મગરૂર કરનારૂં જોડાણ તેની નેકી ને નીતીનો નતીજો હતો એમ અમારાં વ્હાલાં વાંચનારાં-ઓને કેહવા, સમજાવા કે ખાત્રી આપવાની કશી જરૂર છે?

આઇનેઝને પોતાનો હર્ષ બી પાર વનાનો હતો. તે ફરીને રડી દુઆઓ સંભળાવતી તે બેહેન બનેવીને બગલગીર થઇ.

એડોનીસ પણ ગુડણે પડયો, ને જૉનનો હાથ લઇ તેણે તે પર માનથી ચુંમી લીધી. એવા એક મોટા માણસની સ્હાજવારીની ક્રિયામાં તે સાધ્રણ ભુત થયો હતો તે તેને ઘણુંજ ગમ્યું. તે જાણતો હતો (કે જેમ વળી તે પાદરી પણ મનથી સમજતો હતો) કે એ આજ રાતની સેવા જૉન જેવા એક જોરમંદ તેટલાજ ઉદાર આસામીને બાર હરાંમ જવી નથી. ઘણાંજ નામાકીત ઇનામોની તે બંનેને સંપુર્ણ ખાત્રી હતી.

અને જાંણે ખુદાનું એ બધી આગળથી નકકી કરેલી સરજત માટે ધાર્યુંજ થતું હોય તેમ એજ વખતે વળી બાહેર અચબુચ અનેક પગલાં વાગ્યાં, ને બીજીજ પળે તો ચોપદારના પુકારથી તે બાજુનું એકાંત ધમધમી રહયું, કે જેણે બાહેરથી મોટે ખુલ્લે સ્હાદે રાજા ફીલીપ ને તેના રસાલાની આમદ પુકારી.

એકજ પળ, ને તે આખો હૉલ લોકોથી ચીકાર ભરાઈ ગયો,

# પ્રકરણ ૫૦

## સુખી સેવટ.

રાજા હસતે ચેહરે—દેખીતો ખસ્યાંણો—આગલ વધ્યો, અને લંબાવેલા હાથો સાથે ઘણાજ એખલાસ વચ્ચે આગળ આવ્યો.

જોન તરત તેની આગળ ગયો, ને સરેસ્તાના અદબથી તે ગુંઠણ પર પડવા જતો હતો તેને રાજાએ રોકયો, ને પોતાની ગોદમાં લીધો.

"આજ રાતના બનાવો, બીરાદર," તેણે મોટે ખુલ્લે સ્હાદે કહયું, "માહરી આંખો માહરા અત્યાર સુધીના એક અંધાપા સામે એવી રીતે ખુલી આપેછ કે સહવાર સુધી થોભવાનું બી હું મન કરી શકયો નથી, ને તું વ્હાલા ભાઇના બચાવ માટેની માહરી મુબારકબાદી આપવા હું ખાસ અત્રે હાજર થયો છું."

તે એક દમામદાર દેખાવ હતો—ઘણોજ દીલપઝીર, ઘણોજ ગંભીર

રાજા બલતી મસાલોનાં સરઘસ સાથે આવ્યો હતો, અને તે મસાલચીઓ, ગાર્ડો દરબારીઓ વચ્ચે ઉંચા મગરૂર ઘરડા મૅન્ડોઝાને ટટનખાર ઉભેલો જોવાનું ઘણું દીલકસ હતું. તે પણ સાથેજ આવ્યો હતો, ને નેકબખ્ત વજીર ડૉન ગોમેઝ અને પ્રાંન્સેસની વચમાં ગોઠવાઇને ઘણી ઇજ્જત વચ્ચે ઉભો હતો. રાજાએ પોતાની સતાવણી માટે ઘણી ઘણી માફ માંગી તેને પાછો મનાવી અને મેલવી લીધો હતો, ને ઘણાં મોટાં માનઅક્રામના દરજ્જાથી તેની પાયરી વધારવા ને તેને હર રીતે નવાજવાનું તેણે પ્રામીસ કર્યું હતું. ટુંકમાં, તે ડૉને જૉનના મેહલને લગતું મોટું દીવાનખાનું ખચખચ ભરાઇ ગયું હતું, ને બાંનુંઓના બદન પરના ઝવેરાત ને ગ્રહસ્થોના ચકચક થતાં હથ્યારો તે ચીકાર રોશણીમા ઝલઝલ થતાં ઓરબી ત્યાંની ઝલેહ વધારી આપતાં હતાં.

અને હવે ત્યારે ટુંકું કરશુ. રાજાએ આયંદા પોતાની ભુલ જોઇ હતી, ને તે પુરતો ને આ વખતે ખરાં દીલનો ખરેખરો પસ્તાગો હતો. એક કેંવા લોકમાની ભાઇ પર તે અદેખો થતો હતો, ને તે અદેખાઇમાંજ કેટલો ગંભીર જોખમ તે પોતાને માટે કરતો હતો તે બધું પાછલથી તે આયના પેરે જોઇ શકયો હતો. તેણે વળી જોઇ લીધું હતું કે તેનું કપટ ને તરકટ વલતી સહવારે જાહેર થઇ જવા વના રેહનાર નથી, ને લોકનો ચાહા જૉનને માટે એટલો હતો કે એક લ્હેજામાં આખાં શેહેરમાં બળવો જાગવાનો, ને જૉનને રાજગાદી આપવાના તે બખેડામાં તે પોતે જરૂર જાનથી જવાનો આથી તે અતીઘણો ગભરાયો હતો, ને એટલા માટે આયંદા પવનને પીઠ આપી કામ લેવાનુંજ એક લ્હેજામાં તે નકકી કરી શકયો હતો, ને પોતેજ પોતાનો અપરાધ કબુલ અને જાહીર કરી તેના બદલામાં જૉનને પોતાનાં તખ્તોતાજ સપુર્દ કરી પોતે અલગ થઇ જવાનો દીલેર કસ્દ તે કરી ચુકયો હતો.

અને પછી રખે—તે બાતેનમાં હીચકારો હોવાથી—પોતે પાછો હઠી જવાને લલચાય માટે તે થોભ્યો ન હતો. ડૉના ઍનાની મારફને જૉન સજીવન થયલો હોવાની હેરતભરી કેફયત સાંભળતાં સાથેજ તેણે પોતાની એ ખેન્નળત ને એ એરાદો દરબાર હોલમાં હાજર થઇ હીંમત સાથે જાહેર કરી દીધો હતો, ને તરતજ રસાલા મસાલા સાથે તે પોતાને માંથેનું તાજ જૉનને માથે મુકવા પાધરો આવ્યો હતો !!

જૉને ઘણી ના કહી. તેને એ લોભજ ન હતો એ તેણે વિનંતીથી રાજાને અને દરબારને ઘણી ઓજરખ્વાહી સાથે સમજાવ્યું, પણ હવે એ કોઇએ માન્યું નહીં, ને દરબારના ઉત્સાહ ને હદ વગરના ઉમગ વચ્ચે તે

મોટી યાદગાર રાત્રે આખી સ્પેન સલતનતનો ડૉન જૉન સરફરાજ રાજા થયો!

તે એક હાલ તો કામચલાઉ ક્રિયા માત્ર હતી: તાજપોશીની ખરી ધામધુમી ક્રિયા તો હજી પછી થનાર હતી, ને આલમ એ એક‚ રાતના યાદગાર બનાવોથી આગાહ પણ હજી બીજી સહવારેજ થનાર હતી. આ તો "આડે પારવાનુ" થતું હતું.

અને પછી ડૉન જૉને ઓશકથી લાલ થતી મરાયાનો હાથ પકડી આગળ ખેંચી.

"નામદાર તમો, અને સ્પેનના તાજો તખ્તના એ વફાદાર દોસ્તો, આએ માહરી પરણી મોહરદાર છે," તેણે કહયું.

"પરણી મોહોરદાર?" ઘણાક અવાજો અજાયબી ને ખુશાલીમાં બોલી ઉઠયા.

"હા, પોતાના જૈફ બાપનો જીવ બચાવા એ એક ગાહ ગલીચ ગુલ બાંન દરબાર હોલનાં સ્તેજપર ચઢી આજ રાત્રે બોલી આવેલી છે," જૉને સમજાવ્યું, "પણ હું માહરી તલવાર, માહરી ઇજ્જત બલ્કે માહરા પેદા કર નારના પાક કસમથી કેહુંછ કે એ બીલકુલ નેક ને પાક છે અને હતી. એમ છતાં એને માંથે ગલીચીના શીહા કલંકનો એક દુરનો ઓલો વટીક નહીં આવવા દેવાની મકસદથી, અને એવી વાતમાં એક પળની બી ઢીલનો બી જોખમ થવો સજાવાર નથી એમ સમજીને હું અત્યારે ને રાતો રાત લગનની પાંક ક્રીયાઓ કરાવીને એને માહરી પરણેતર ને તમો વફાદારોની રાણી બનાવી ચુકયો છું."

અને એ વખતની તાળીના ગગડાત ને ખુશાલીના પુકારોનું પુછવુંજ શું? મરાયા તે હર્ષનાદો વચ્ચેથી રાજા કને ગુડણે પડી તેને પગે લાગી, ને પછી જે ખુરસીપર તે બેઠો હતો ત્યાંથી જરા આગળ વધી હરખમાં આવેલા પોતાના બુઢ્ઢા બાપને ઘણુંજ હેતથી બગલગીર થઇ.

તે બુઢ્ઢો બી ઘણો પશેમાન થતો હતો. ડાન જૉનપર અવિશ્વાસ લાવી તે આ લગ્નની રોજે અવલથી વિરૂદ્ધ હતો, પણ આએ આવાં સુખી સેવટ વાસ્તે તે હવે કેમ નહીં હરખાય? તે મરતે દાહડે સ્પેન શાહનશાહાતમાં સૌથી નામી આદમી થઇ પડયો હતો, કેમકે તે ખુદ રાજાનો સસરો થવા પામ્યો હતો, ને તેનો એ આળા દરજાો એવી એક રગેરગ સાચી, નેક ને દીલાવર બેટીનેજ આભારી હતો.

તે ઘરડો બાપ વળી આઇનેઝને બી ત્યાં તેવાંજ નીખાલેશ હેતથી મળ્યો. તે આંધળી ગરીબ સુંદર મરાયાને તેના ગુસ્સા વચ્ચેથી કેમ બચાવતી ને મદદ કરતી હતી તે તેણે યાદ કરયું, ને આ બે બેટીઓના ખજાનાના ઉપયોગથી તે હુંમક જેવો પોતાના રોબ ને ગુસ્સાને લીધે, એટલાં છુપાં ખરાં હેત છતાં, હંમેશ બાકાત રેહતો હતો તે કમનસીબી અત્યારે તેની છાતીમાં ખુંચ્યા વના રહી નહી.

અને સૌ સારૂં જેનું સેવટ સારૂં. તો આ સારાં સેવટની આપણી ખુશાલી સાથેજ આ વારતાનાં સેવટ પર આપણે હયાં હવે ડરાપસીન ઉતારશું. હવે જ્યાદા કેહવાનું શું રહયું છે? એન્ટોન્યો પીરાઝ અને પ્રીંન્સેસ ડૉના ઍના પણ એકાંતમાં મળીને એજ સેવટ માટે એકમત થયાં હતાં. તેઓએ પણ એ નવા રાજ અમલમાં સુધીરીને પાંસરાં થવાજ ઠરાવ્યું હતું, કેમજે જોન જેવા એક જોરેમંદ શુદ્ધા રાજાની અદલ ન્યાય રીતીમાં અસવચ્છતા કે કાવાદાવાના પાપી પ્રપંચોમાં ફાવત માનવીજ બેહુંદું હતું એમ તેઓ જોઇ તેમજ કબુલ કરી શકયાં હતાં.

અને એ રીતે સર્વ સારાંજ વાણાં થયાં. ખરાબ થાય તે બી બાજે વખત સારાંજ પરીણામ માટે થયલું પુરવાર થાય છે, ને તેજ આ વારતામાં થયું. રાજાનો ખુંની હુમલો આ વારતાના નાયકના લાભમાં ઉતરયો, ને તેની ને તેની રાણીની ખુશનુદીમાં આપણે ખુશબખ્તી માની એ નાહનકડી વારતા અત્રેજ ખતમ કરશું.



જાહેર ખબર.



# ખબરદાર!

## બાનુંઓ, પ્લીઝ!

### આએ નીચલું તમારે કામનુંજ છે.

**આએ તમારી મનગમતી વારતા વાંચીને ફેંકી આપતાં ના, મગર આ પેજ ધ્યાનથીજ વાંચજો!**

## ગ્રહસ્થો, પ્લીઝ!

તમો જો કરકસર્યા થવા ચાહતા હોવો, ને ઘરનાં છોકરાંઓને તેવાં બનાવવા માંગતા હોવો તો તમારાં મુબારક ઘરના વડીલ તરીકે આ પેજ સાચવજો, અને તમારાં ઘરનાં બાનુંઓને એ વાંચવા પાસ કરવાની જરૂર તસ્દી લેજો, કેમજે આય જે જાહેર ખબર છે તે બાનુંઓના ખાસ લાભની છે. અમો વેરાજી વેપારીઓ **નુરભાઈ હકીમજી એન્ડ બ્રધર્સ** તમને બાપુકાર કેહવાની ઘણી નમનતાઇ સાથ રજા લઇએ છીએ કે અલાદીનનાં જાદુઇ ફાનસની હોય તેમ મુંબઇના ગ્રાંટરોડ પરાં મધ્યેના પારસી કુટુંબોનો મુબારક વસવાત થવા પછીથી એ લત્તા પર અમારી દુકાંન મહેરબાંન પારસી બાંનુઓની ખાસ ખીદમતમાં વરસોની ખંતથી મોજુદ છે, અને તેની મોટામાંમોટી પુરવારી એજ છે કે જ્યારે બી જુઓ ત્યારે અમારી દુકાંણમાં માનવંત પારસી બહેનોનાં ટોલેટોલાંની હાજરી નજરે આવે છે. બાઇઓ સાથે નમનતાઇ અને સભ્યતા એજ અમારો મુદ્રાલેખ છે, અને અમારે ત્યાં ઇનસરશન, બદયાનની ઓંય, ઉન, કેનવાસ, લેસપીસ, લેસ, ભરત અને ગુથન કામમાં જોઇતી દરેક સામગ્રી તેમજ ભરેલી ટોપીઓ, સ્પેંગલ, નવી નવી વેરાયટીના એકથી એક સરસ ડીઝાઇનો વિગેરે ઘણી કીફાયતે તૈયાર મળે છે. એક વખત તમો બી ફેરો ખાજો–ફેરો સફળ થશે!

☞ **બાહેરગામના ઓરડરો** ઘણીજ સંભાળથી ને તાકીદથી તમો જાતે ખરીદ કરો તેટલીજ કીફાયતથી, બજાવવામાં આવે છે. અજમાવી જુઓ!

## નુરભાઇ હકીમંજી એન્ડ બ્રધર્સ

**કુપર બીલડીંગ, કોરનર, ગ્રાંટરોડ મુંબઇ.**

# જાહેર ખબરો.

## મી૦ બહમનજી કાબરાજીની વારતાઓનાં હજારો શોખીન વાંચનારાં અને વખાણનારાં સજ્જનો, આ તમારેજ માટે છે!

☞ નીચલું મેહરબાની કરીને ધ્યાંનથી અને ધીરજથી વાંચજો, અને એમાંથી કાંઈ ને કાંઇ તમોને જોઇતું ને ગમતું—પાલવતું ને પોશાતું રસીલું વાંચન દર મહીને ખપતું ખપતું મંગાવેલું જરા એ માથે પડવાનું નથી. ગુજરાતી સાહીત્યમાં 'ફુરસદ' 'નવરાસ'ની વારતાઓ વાસ્તે છેલ્લાં નજદીક ચાલીસ વરસના દરમ્યાંનમાં ખોદાની દયાથી કદી એ મત પડયાંજ નથી એ ઘણું ધ્યાંનમાં રાખજો, અને થોડાંક થોડાંક પોહોરયાં કડવાં કરી હર મહીને થોડું થોડું વાંચન નીચલી લાંબી લટાક ટીપ માહેલું કાંઈ ને કાંઇ જરૂર મંગાવતા રેહજો. તેજીને ટુકારો બસ છે. ચતુરને લાંબુ ચેતાવા જરૂર હોયજ નહીં:

---

## "ફુરસદ."

### ૩૯ વરસનું પુરાણું અને પ્રખ્યાત માસીક ચોપાંન્યું.

માલેક અને અધીપતી—**બહમનજી ન. કાબરાજી.**

☞ નવું વરસ જાનેવારીમાં શરૂ થાય છે. હાલની ચાલુ મોટી આગેવાન વારતા સને ૧૯૧૯ ના જાનેવારીથી ચાલુ છે, અને તે આજ તક એક સરખી મોટી ઉલટથી વંચાય છે. બીજી એક અથવા એકથી વધુ નવીન મોટી ચાલુ દીલપઝીર વારતાઓ હંમેશ દાખલ કરવામાં આવે છે, ને તે ઉપરાંત એક કે વધુ સંપુર્ણ વારતા, નિબંધ, રમુજ, કવિતા વિગેરે ઘણાંજ વાંચવા જોગ વાણાંઓ થીસોથીસ હર મહીને પીરસવામાં આવે છે.

લવાજમ તેમજ કદ વધારયાં છે, અને ચાલતાં સાલનું લવાજમ હિંદુસ્તાનમાં રૂ. ૪ અને હિંદુસ્તાંનની બાહેર જેઓ ("નવરાસ" નહી મંગાવે તેઓ કને) રૂ. ૪ાા (પોસ્ટેજ સહીત) લીધામાં આવે છે.

☞ આ એકજ ચોપાન્યું છે કે જેને અરસપરસની સીફારસથી મેહેરબાન ગ્રાહકોએ પોતેજ વધાર્યું ને આબાદ કરયું છે, ને વાંચનારા વર્ગની મોટી પ્રસંશાનાં સીફારસપત્રો ખરાં નામઠામ સાથનાં સત્તાવાર હજારોની સંખ્યામાં આ આગમચ બેતકરાર છપાઇ ચુકયાં છે.

નવાં ગ્રાહકોએ તુરત નામ નોંધાવા મેહેરબાની કરવી. લવાજમો આંગપરજ લીધામાં આવે છે. **ફુરસદ ઑફીસ,** ફીઅર રોડ, કોટ.

---

વચ્ચે જાણે ખુશીનો એક ચમક વા ચાલુ કરી શકી હતી, અને "ફુરસદ" પછીથી વધતું પગભર અને આબાદ થયું તે એજ નમુનેદાર વારતાને આભારી છે. વાંચો અને ખાત્રી કરો!

વેચવાની એકસેકંડહેન્ડ નકલની કીંમ્મત રૂપ્યા ૨૦). ગુજરાતી સાહીત્ય વાસ્તે આ એક "રેકર્ડ સેલ" લેખાય, અને આ લખનારનાં શુભેચ્છક ચાહનારાંઓ જાંણીને રાજીજ થશે કે એ રૂપ્યા વીસની અપવાદરૂપી કીમ્મતે, એ મુજબ અકેક નકલ મુશકેલથી મેળવીનેજ, કાંઇ નહીં તો છેલ્લાં પાંચેક વરસમાં અમોએ પચાસેક સેટસ વેચ્યા છે. આ કાંઇ ફેંકાફેંક નથી, અને પારસી ગુજરાતી સાહીત્ય માટે મગરૂરી માનવા જોગજ એ બીના છે. પારસી લખનારાઓને ગુજરાતી વાંચનારી આલમનો ટેકો નથી એ નગુણો બકવાત બંધ કરવા વાસ્તે આ એક જાહેર પુરાવો છે. સરક્યુલેટીંગ સીસ્ટમ પર એક માસની મુદતે આ નજદીક એક હજાર પાનાંની વારતાનું મોટું પુસ્તક રૂપ્યા ત્રણનાં દામે આપવામાં આવે છે.

---

## "સદ્દગુણી શીરાનના સંકટો." (કંપ્લીત.)

એ "કાવલા"ની સગી બેહનની વારતા છે, અને ઉપર "કાવલાની કાંહાંણી"નાં સંબંધમાં અમારૂં જે અફરગાન તમો વાંચી આવ્યાં છો તેજ અત્રે બોલેબોલ પાછું બાજમાં ભણી જવું! એના સંબંધમાં વધારાનું નવું કાંઇ નથી. જે ઉપર "કાવલાની કાંહાંણી" ને વાસ્તે લખ્યું છે તેજ બોલે બોલ, કીંમત અને ભાવતાલ સુદ્ધાં, આ વારતાને માટે પણ જાંણવું.

---

## "સંસાર."

આ પણ એક દીલપઝીર પારસી સંસારી વારતા છે, જે ખરીદવાને ખરચેલા પૈસા અને વાંચવાને વેઠેલો શ્રમ માથે પડવાનો નથી. સેકન્ડ હેન્ડ નકલની કીંમત રૂપ્યા ૧૦.

---

## "સુલમાં ફુલ."

ઘણી જોરાવર પારસી સંસારી વારતા છે. એ વારતા જેઓએ વાંચી છે તેઓએ વખાણી છે. ફકત વેચવાનીજ છે. ઘણીજ સરતી છે. કીંમ્મત રૂ. ૨॥).

---

## "કોણ સરસ—વાહરીઆની ચીલુ કે પટેલની પીલુ?"

એક બીજી જોરાવર પારસી સંસારી વારતા. વેચવાનીજ છે. કીંમત રૂપ્યા ૨).

---

## જાહેર ખબરો.

### ધીરજનું ધન.

ઇરાંની સંસારની વારતા. સેકંડહેન્ડ. કીંમત રૂ. ૧૦.

---

### "ખમીરે અમીર."

અધીપતીની કલમથી લખાયલી ઇરાંની સંસારની એક મજેહદાર વારતા. 'નવરાસ'ના અંકમાં છપાઇ હતી, ને તે અંકો વેચવાના છે. કીંમત રૂ. ૨.)

---

### "રાજાના મેહેલમાં !"

ઇંગ્રેજી સંસારની તવારીખરૂપી વારતો. ઘણી વાંચવા જોગ છે. એક રાજાના મેહલમાં ફકત એકજ રાતનાં દરમ્યાનમાં જે બની ગયું તેની એક દીલ ઉશ્કેરનારી કાંહાંણી છે. કીંમત રૂ. ૨ાા.

---

### "નેકીને નતીજો."

નામાંકીત લેખક બેહન મેહરબાનું બોટની પારસી સંસારી વારતાની ફાઇલો. ફકત બે ત્રણ નકલો બાકી છે. કીંમત રૂપીઆ ૬.

---

### એક પરણેતર—ખરી કે ખોટી ?

એજ બેહનની લખેલી બીજી એક મોટી દીલપઝીર પારસી સંસારી વારતાની ફાઇલો. ઘણીજ થોડી નકલ છે. કીંમત રૂપ્યા ૬.

---

### ઘાંડુ મોરા.

એજ બેહનની લખેલી ઘણીજ જોરાવર અને ઘણી મોટી પારસી સંસારી વારતાની ફાઇલો. ફકત એકજ નકલ વેચવાની બાકી છે. કીંમત રૂપ્યા ૭.

---

| | | |
|---|---|---|
| "મીઠી માસીની મેહરાં." ... ... | કીંમત રૂ. | ૦ાા |
| "લખ્યા લેખ." ... ... ... | ,, | ૧ |
| "એક પરણેતરનો પ્યાર." ... ... | ,, | ૨ |
| "એક પાપ–એક પ્યાર–એક પુન !" ... | ,, | ૧ |
| "એક ભુલ—જીંદગીની ધુલ !" ... ... | ,, | ૧ |
| "જાલ જુગારીની જર," ... ... | ,, | ૨ |

# જાહેર ખબરો.

## "ખદીજા."

મી૦ જાંહગીર વીકાજીની જોરાવર કલમથી લખાયલી મુસલમાન સંસારની નાહની રસીલી વારતાના છુટક અંકો.—કીંમત ફકત પાંચ આના.

---

## "હાસમ હીચકારો."

કવિ 'નાજુક'ની લખેલી મુસલમાન સંસારની ઘણી નામીચી વારતા. "નવરાસ"ના અંકો. કીંમત રૂ. ૨.

---

## "વફાપર જફા!"

ઇંગ્રેજી સંસારની વારતા. મીસ બાંનુ પટેલની કલમથી લખાયલી. ઘણી મજાહની છે. કીમત રૂ. ०॥.

---

## "ભાઈ કે કસાઈ!"

પારસી સંસારી છે. ઘણી રસીલી છે. ઘણાં ઉંચાં કાગલોપર છાપેલી છે, અને ગૅટઅપ પણ ઘણું ખરચાલુ ને નમુનેદાર છે. કીમત રૂ. ૨.

---

## "એક મ્યાનમાં બે તલવાર!"

મી૦ એ. એમ. વી. ની જાણીતી કલમનું પરીણામ છે. મેહોમેદન સંસારી વારતા છે. મજાહની છે. "નવરાસ"ના અંકોમાં છપાયલી છે. કીંમત રૂ. ૧॥.

---

## ખોહવાયલો ખજાનો.

"નવરાસ"ના અધીપતીની કલમથી લખાયલી ઇંગ્રેજી સંસારની આ નાહની જોરાવર વારતાનાં ચોપાન્યાં. ફકત ત્રણ નકલ ફાજલ છે કીંમત રૂ. ૨.

---

## "રાતો ગુલાબ."

"નવરાસ"માં આ વારતા ચાર વરસ ચાલી અને તે વાંચનારાં હજારો સજ્જન ફીદા થઇ ગયાં છે. ઇંગ્રેજી સંસારની એક ઘણીજ નમુનેદાર રસીલી ને જોરાવર વારતા છે. કદમોકદમ નસીહત છે. એ ચાર વરસની કંપ્લીટ વારતાની "નવરાસ"ની ફાઇલો મળી શકશે. બધાંજ ચોપાંન્યાં કાંઇ નવાં નથી, પણ વાંચણુ અખંડ છે. ગણત્રીની બે ત્રણ ફાઇલ બાકી રહી છે. કીંમત રૂ. ૨૦

---

## જાહેર ખબરો

### "દીલસોઝ કે દીલબર?"

એક ખરી હેતવંતી બેહેનની પોતાના મરનાર ભાઇ વાસ્તેની ગમખાર રીદાગીરી. ઈંગ્રેજી સંસારની વારતા છે. ઘણી જોરાવર છે. વેચવાનીજ છે. કીંમત રૂ. ૩.

---

### "નીના."

એવીજ એક અતી જોરાવર અને દીલપઝીર ઇંગ્રેજી સંસારી વારતા. હજારો તારીફ થઇ છે. વાંચી જુઓ. કીંમત રૂપ્યા ૨॥).

---

### "વમળમાં કમળ."

એક જોરાવર પારસી સંસારી વારતા. ઘણી થોડીજ નકલ વેચવાની બાકી છે. બાગ્યેજ પંદર નકલ! કીમ્મત વધારેલી છે. દરેકની કીમ્મત રૂ. ૪).

---

### "એક પથ્થરના પ્રતાપ!"

ઘણી હસાવનારી રમુજી વારતા છે. ખેંચી તાંણીને હસવાનું કીધેલું કશુંજ નથી. એક હજાર નકલો ટપોટપ ઉંચકાઇ ગઇ હતી, અને હાલ બીજી આવૃતી બાહેર પડી છે. ઘણી સરસ બાઇન્ડીંગની. કીંમત રૂ. ૨॥.

---

### "સીપાહબચ્ચાની સજની."

ઇરાંની સંસારની એક દીલપઝીર કરૂણારસ વારતા. ઘણીજ થોડી નકલ બાકી છે. વધારેલી કીમ્મત રૂપ્યા ૪

---

### "ભુલનો ભોગ."

ઇંગ્રેજી સંસારની એક નાહની નસીહતકારક વારતા. આંસુઓ ખેરવ્યા વના તમે વાંચી શકવાનાં નથી. ઘણીજ સસ્તી છે. કીમંત રૂ. ૧).

---

### "પ્યારનો પુલ."

ઈંગ્રેજી સંસારની એક દીલ બેહલાવનારી વારતા. તેની અસર અને નસીહતમાં કદમોકદમ બરપુર છે. કીમ્મત રૂ. ૧ા.

---

### "ઓરત!"

ઇંગ્રેજી સંસારની એવીજ એક જોરાવર વારતા. ઉંચી બાઇન્ડીંગ ઉપરાંત તેમાં વળી પીકચર પણ બેસવેલાં છે. વાંચવા જોગ છે. કીંમત રૂ. ૨.

---

## "મીઠી કે જુઠી?"

એક માતાનાં હેતનું પ્રબળ પુરસ્કાર કરનારી આ એક ઘણી અસરકારક વારતા છે. ઇંગ્રેજી સંસારનીજ છે. વાંચી જુઓ, અને તેની જોરાવર અસર અને નસીહત વાસ્તે તમો અમોને જરૂર મલતાં થશો. કીંમત રૂ. ૧).

---

## "તડકામાં એક વાદલી!"

પારસી સંસારી વારતા છે. ઘણી શોભીતી બાઇન્ડીંગ કરાવેલી છે. જોરાવર વારતા છે. વધારેલી કીંમત રૂ. ૪). ઘણીજ થોડી નકલો વેચવાની બાકી છે.

---

## "બેદીલ કે બેવફા?"

ઘણી નામીચી પારસી સંસારી વારતા. આંખોમાં આંસુ સાથેજ વંચાએ છે બીજી આવૃતી બાહેર પડી છે. ઘણી નામીચી બાઇન્ડીંગ. કીંમત રૂ. ૨ાા.

---

## "રસીક વારતા સંગ્રહ."

નાહની નાહની રસીલી વારતાઓ છે. ઘણી જુજવી નકલ બાકી છે. કીંમત રૂ. ૩).

---

## "એક પરણેતરનો પ્યાર-પૈસા?"

ઘણી જોરાવર પારસી સંસારી નાવલી વારતા એકજ નકલ છે. સેકંડહેન્ડ. કીંમત રૂ. ૫.

---

## "જ્યુબીલી ગ્રંથ."

લોકમાનીતું "ફુરસદ" જ્યારે પોતાની હસ્તીનાં પચીસ સાલ સંપુર્ણ કરી રહયું ત્યારે એક બી દાબદબાંણુ કે ભરભલાંમણુની ખુશામદ વગર તેનાં મેહરબાંન ગ્રાહકોએ એ પ્રસંગ ધાંમધુમથી ઉજવવા એક મોટું ફંડ ભરી આપ્યું હતું, કે જેમાંથી "ફુરસદ"નાંજ અસલ ચુનંદા લખનારાંઓ પાસે ખાસ લેખો લખાવી તેઓની તસ્વીરો સુદ્ધાં આ શુશોભીત ગ્રંથ જ્યુબીલી કમીતીએ પરવરતાવ્યો હતો. એમાં અધીપતીની જીંદગીનો ટુંક હેવાલ પણ આપવામાં આવ્યો છે. ત્રણ હજાર નકલો છપાવેલી હોવાથી વેચવા વાસ્તે હજી પુરતી ફાજલ છે, અને તેનો ઉઠાવ થઇ જાય તે મકસદથી અસલ કીંમત રૂ. ૩) ઘટાડીને હાલમાં ફકત રૂ. ૧ રાખવામાં આવી છે.

---

# જાહેર ખબરો.

## "દોરંગી દુન્યા!" (નાટક.)

આ નાટકે ગ્રાંટરોડની ધરા ધ્રુજાવી દીધી છે. સંસારી નાટકોની પેહલ ગ્રાંટરોડના લત્તાપર કરાવનાર એજ નામાંકિત નાટક છે. ફકત એજ નકલો સેકંડહેન્ડ મુશકીલથી હાથ લાગી છે. દરેકની કીંમત રૂ. ૨.

---

## "કોર—દીલ."

ઇંગ્રેજી ઇતીહાસની એક મોટી વારતા, જે "ફુરસદ"માં ચાર વરસ તક ચાંલી હતી, અને ભારે ઉમંગથી વંચાઇ હતી તેની ફાઇલોના થોડાક કમપ્લીત સેટસ વેચવાના છે. ઘણુાજ થોડા છે. તાકીદે મંગાવી લેવા. એ ચાર વરસની ફાઇલોમાં "કોરદીલ"ની નામાંકિત વારતા ઉપરાંત "ચુડેાેરા" નામની મીસીસ કોઠાવાલાની જાણીતી કલમથી લખાયલી એક ઘણીજ જોરાવર વારતા, અને બેહેન 'શરૂ'ની જાણીતી કલમથી લખાયલી "રતન કે રૂસતમ"ની પારસી સંસારી વારતા પણ સંપુર્ણ મળી શકશે. એ ઉપરાંત ખાતાં ખરચતાં ન ખુટે એટલું બીસ્વાર બીજું વાંચણ પણ હાથ આવશે. કીંમત રૂપીઆ ૨૦.

---

## "કુવચનો કાંટો"

નવરાસમાં સવાબે વરસ ચાલેલી ઘણી જોરાવર વારતા. એ ચાર ફાંઇલો બાકી છે. દરેકની કીંમત રૂ. ૧૫.

---

## "ચુડોરા."

મીસીસ જરબાંનુ કોથાવાલાની જોરાવર કલમથી લખાયલી આ એક દીલપઝીર વારતા મળી શકશે. ઘણી વાંચવા જોગ ને દીલ ઉશ્કેરનારી વારતા છે. ઘણું નામીચું હોય નહીં ત્યાં વેર 'ફુરસદ'માં પ્રવેશ પામી શકેજ નહી એ તો 'ફુરસદ'નાં વાંચનારાં અને વખાંણનારાં સાહેબોને રોશન છે. કીંમત રૂપીઆ ૫.

---

## કોણ સરસ—રતન કે રૂસ્તમ?

બેહન શ્રુડની લખેલી એક દીલપઝીર પારસી સંસારી વારતાના "ફુરસુદ"ના અંકો. કીંમત રૂ ૧.

---

## "લાલી."

ઇંગ્રેજી સંસારની નામીચી વારતાના 'ફુરસદ'ના અંકો. "Lady Bounty"ની જાંણીતી કલમથી લખાયલી છે. કીંમત રૂ. ૧.

---

# જાહેર ખબરો.

## "આગે બેહુસ્ત!" (નાટક.)

મહાન શેકસપીઅરના સર્વોતમ નાટક "સીમબેલીન" ઉપરથી ઉપજાવેલો આ એક ઘણો જાણીતો નાટક છે. કીમત રૂ. ૧.

---

## "કુળજુમ!"

પારસી સંસારી નાટક છે. ફકત એકાદ બે નકલો સેકેન્ડહેન્ડ મુશકીલથી મળશે કીંમત રૂ. ૨.

---

## "ગામરેની ગોરી." (નાટક.)

પુરતી નકલો છે. કીંમત રૂ. ૦॥.

---

## ભોલી ગુલ (નાટક.)

સઘલી નકલો ખપી ગઈ છે, સેકંડહેન્ડ બે ચાર નકલો મલી શકશે. કીંમત રૂ ૨,

---

## "જુગાર!"

ગાયન યુકત નાહનો નાટક. એકાદ સેકંડહેન્ડ નકલ મલી શકશે કીંમત રૂ. ૩

---

☞ ધ્યાન કરવું કે આ લીસ્ટમાં અમારાં પોતાનાં ચોપડી ગોપા ન્યાંઓ સિવાય બાહેરનું કશુંજ શામીલ કરવામાં આવ્યું નથી. અમો કાંઇ બુકસેલર નથી, ને બાહેરનાં પુસ્તકો અમારે ત્યાં મલતાં નથી. અમારી પોતાની વારતાઓ જે અમોએ "ફુરસદ" "નવરાસ" માટે છેલ્લાં ૩૯ વરસોનાં દરમ્યાંનમાં લખેલી અથવા અમારી પસંદગીની લખાંવીને કે લખાઇ આવેલી પસંદ કરીને અમોએ અમારાં માસીકોમાં છાપેલી તેનુંજ આ ઉપલું સંપુર્ણ લીસ્ટ જાંણવું. **બધાંમાં પોસ્ટેજ ખરચ જુદોજ જાણવો.**

**બ. ન. કાબરાજી.**
ફ્રાયર, રોડ.
**મુંબઇ,**

જાહેર ખબર.

# "અમેરીકન ડેન્ટીફ્રીસ."

આ એક નવુંજ મંજન છે, જે એક વિદ્વાન દંતવૈદના મોટા અનુભવનું બહુજ આવકારદાયક પરીણામ છે. દાંતનાં મંજનોની અનેક જાહેર ખબરો છપાય છે તેમની હરોલમાં આ મંજન ઘણા કીફાયત ભરયા ભાવના તમામ ખાત્રીપુર્વક માલ તરીકે બજારમાં રજુ કરવામાં આવે છે. એથી દાંતના દુખારાની વેદના સદંતર નાશ પામે છે.

આ મંજન માટે અનેક સીફારસો વગર માંગવે લખાઈ આવી છે તેમાંથી એકજ ઉતારો બસ થશેઃ—

## કરાંચીથી મી૰ એમ. વી. હાજી લખે છે કેઃ—

" તમારો મંજન મને બહુજ માફક આવેલો છે. એ અગાઉ અમે અનેક ઘણી મોંઘી કીંમતના મંજન વાપડેલા છે, પણ તે કરતાં આપનો મંજન વગર શકે વિશેષ ફાયદાકારક છે. બીજી બાતલી નંગ દજન બે મોકલી આપજોજી."

આ મંજન જેઓને જોઈએ તેઓએ મુંબઈમાં નીચે સહી કરનારને ત્યાંથી મંગાવી લેવું. મુંબઈમાં જેઓને એકી વારે ચાર શીશી જોઈતી હોય તેઓ જો લખશે તો ઘેરબેઠાં પોંહોચાડી પૈસા ચુકવી લઈ જવામાં આવશે.

આ મંજન સર્વને લેવા સવલ થાય તેથી તેની દાબી દાબીને ભરેલી એક નાઘલી શીશીની કીંમત રૂ. ૦ા= રાખી છે. પેકીંગ અને પોસ્ટેજના શીશી દીઠ રૂ. ૦ા= જાસ્તી. દેશાવર ખાતાંમાં કમતીમાં કમતી છ શીશીજ મોકળવામાં આવે છે.

બહમનજી નવરોજી કાબરાજી.

